મારાં પૂજ્ય માતાપિતાને

# અનુક્રમ

૧. આમુખ.

૨. પ્રવેશક.

૩. વિષયક્રમ.

૧ વ્યક્તિ અને સમાજ : પાન ૧ થી ૪૦

સમાજ-સમાજની વ્યાખ્યા-માનવજીવનનો પરિચય-માનવીની વિશિષ્ટતાઓ-સહજ પ્રેરણાઓ-પિતૃત્વની પ્રેરણા-સ્વપ્રદર્શન-સમૂહવૃત્તિ-બુદ્ધિનું કાર્ય-વ્યક્તિ અને સમાજ-વ્યક્તિનું સમાજ પર અવલંબન-વ્યક્તિ અને સમાજ વચ્ચે પરસ્પરાવલંબન-વાતાવરણ-સમાજની ઉત્પત્તિનાં અનુમાનો-સમાજ એક કરાર છે: કરારવાદ-સમાજની ઉત્પત્તિ ઉત્ક્રાંતિને લીધે-મેકાઇવરનું અનુમાન-ગ્રામ્ય સમુદાય-નગર સમુદાય-સામંતશાહી સમુદાય-રાષ્ટ્ર સમુદાય-સમાજની વ્યાખ્યા અને તેના લક્ષણો-મેકાઇવરની વ્યાખ્યા-રૂમ્નીમેયરની વ્યાખ્યા-ગીંસબર્ગની વ્યાખ્યા-પ્રોફેસર ગીડીંગ્ઝની વ્યાખ્યા-રાહુલ સાંકૃત્યાયનની વ્યાખ્યા-પ્રાધ્યાપક ધુર્યેની વ્યાખ્યા-સંબંધ-બોધિત અને અબોધિત સંબંધો-પ્રાથમિક સામ્ય-ગૌણભિન્નતા કાર્યવિભાજન-સહકાર-પ્રાથમિક સહકાર-મર્યાદિત સહકાર-કામચલાઉ સહકાર-હરીફાઇ-ઘર્ષણ-સાતત્ય-પરિવર્તન-ઉપસંહાર.

૨. સમાજતંત્ર : પાન ૪૧ થી ૬૧

સમાજ (સમગ્ર) અને અમુક એક સમાજ-સમૂહ-સમૂહના પ્રકાર-પ્રાથમિક અને ગૌણ સમૂહો-અંતઃસમૂહ અને બાહ્ય સમૂહ-હિતો અને સંગઠનો-હિતો-સમાન અને સર્વસામાન્ય હિતો-યથાર્થ અને યુક્ત હિતો-સંગઠનો અને મંડળો-સંગઠનોના પ્રકાર-સંગઠન અને સમુદાય-સામાજિક સંસ્થાઓ-સંસ્થાઓનું કાર્ય.

૩. સમાજશાસ્ત્રનો પરિચય : પાન ૬૨ થી ૧૨૦

જીજ્ઞાસાનો પ્રારંભ-સમાજશાસ્ત્રની વ્યાખ્યા-સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ અને વિષયમર્યાદા-સમાજશાસ્ત્રની વિષયમર્યાદા-સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ-સામાજિક બાહ્ય સ્વરૂપોનો અભ્યાસ-વર્તી-સમાજનાં

બાહ્ય અંગોપાંગોની રચના–સામાજિક પ્રક્રિયાઓ–સામાજિક નિયંત્રણોનો અભ્યાસ–સામાજિકરોગનિદાનશાસ્ત્ર–સમાજશાસ્ત્રનું અંતિમ ધ્યેય–સમાજશાસ્ત્રની ટીકાઓ–શાસ્ત્ર–વિજ્ઞાનના લક્ષણો–સમાજશાસ્ત્રનું શાસ્ત્રીય સ્વરૂપ–સામાજિક કાનૂનો–સમાજશાસ્ત્રની પદ્ધતિઓ–સામાજિક માપણી–મોજણી–સામાજિક સંમાપન–સામાજિક પ્રશ્નાવલી–મુલાકાત પદ્ધતિ–ઘટનાઓના વિશ્લેષણની પદ્ધતિ–આદર્શ નમૂનો કલ્પવાની પદ્ધતિ–ક્રિયાત્મકતા–ઐતિહાસિક પદ્ધતિ–સમાજશાસ્ત્રનો બીજાં શાસ્ત્રો સાથે સંબંધ–સમાજશાસ્ત્ર અને જીવવિદ્યા–સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્ર–સમાજશાસ્ત્ર અને ઇતિહાસ–સમાજશાસ્ત્ર અને નાગરિકશાસ્ત્ર–સમાજશાસ્ત્ર અને રાજકારણ–અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર–સમન્વય–સમાજશાસ્ત્રનો ઇતિહાસ–કૉંટ–માર્કસવાદની અસર–હર્બર્ટ સ્પેન્સરની અસર–ભૌગોલિક શાખાની અસર–માનસશાસ્ત્રની અસર–સમાજશાસ્ત્રનું હાલનું સ્વરૂપ–ભારતમાં સમાજશાસ્ત્રનો વિકાસ–ગુજરાતમાં સમાજશાસ્ત્રની પ્રગતિ

**૪. પાયાની સામાજિક વ્યવસ્થાઓ** પાન ૧૨૧ થી ૧૯૦

(૧) કુટુંબ : કુટુંબવ્યવસ્થાના આધાર–જૈવિક આધાર–આર્થિક આધાર–માનસિક આધાર–કુટુંબની વિશિષ્ટતાઓ–સર્વવ્યાપકતા–સાતત્ય–મર્યાદિત કદ–સમાજમાં કેંદ્રીય સ્થાન–સામાજીકરણની શાળા–કુટુંબના સભ્યોની જવાબદારી–કુટુંબના ચાર તબક્કા–કુટુંબની ઉત્પત્તિ–અનિયંત્રિત જાતીય વ્યવહારની સ્થિતિ–માતૃમૂલક કુટુંબવ્યવસ્થા–પિતૃમૂલક કુટુંબ–એકલગ્નપ્રથા–બહુલગ્નપ્રથા–બહુપતિપ્રથા–બહિર્વિવાહ–આંતરવિવાહ–ભારતનું હિંદુ સંયુક્ત કુટુંબ–અંગ્રેજી સત્તાની અસર–આર્થિક પરિવર્તનની અસર–નવા મૂલ્યાંકનોની અસર

(૨) રાજ્ય. રાજ્યનું આધિપત્ય–રાજ્ય એક સંગઠન–રાજ્યની મર્યાદાઓ–રાજ્યની વ્યાખ્યા–રાજ્યનાં લક્ષણો–નિશ્ચિત વિસ્તાર–સરકાર–સાર્વભૌમત્વ: આંતરિક અને બાહ્ય–બંધારણ–રાજ્યની ઉત્પત્તિ–સગાઈ સંબંધ–ધર્મ–ઉદ્યોગ–યુદ્ધ–રાજ્યના ઉદ્ભવ અંગેનાં અનુમાનો–રાજ્યનો ઉદ્ભવ બળને લીધે છે–રાજ્યનો ઉદ્ભવ કુદરતી છે–રાજ્યનો ઉદ્ભવ ઈશ્વરી સંકેતમાં છે–રાજ્યનો ઉદ્ભવ કરારને લીધે છે–રાજ્યનાં કાર્યો.

(૩) ધાર્મિક વ્યવસ્થા (સંપ્રદાય) : ધર્મ અને સમાજ–ધાર્મિક સંગઠન–ધર્મની વ્યાખ્યા:–ધર્મનો ઉદ્‌ભવ–જાદુ–ધાર્મિક માન્યતાઓ–સંપ્રદાયનું સામાજિક મહત્ત્વ–સંપ્રદાયનું બે પ્રકારનું કાર્ય–સંપ્રદાય દ્વારા સામાજિક નિયંત્રણ–સંપ્રદાયનું રૂઢિચુસ્તપણું–સંપ્રદાયનાં બીજાં કાર્યો–સંપ્રદાયનું પરિવર્તિત સ્વરૂપ.

(૪) કાર્યસમૂહ : કાર્યસમૂહનો ઉદ્‌ભવ–આદિમાનવનું કાર્ય–ખેતીનો કાર્યસમૂહ–કારીગર–કસબીઓનો કાર્યસમૂહ–ઔદ્યોગિક ક્રાંતિની અસર–વર્ગોનો ઉદ્‌ભવ–વર્ગ વિગ્રહ–કાર્યસમૂહોનું વર્ણન.

૫. સામાજિક નિયંત્રણો : પાન ૧૯૧ થી ૨૨૪

સામાજિક નિયંત્રણોની ઉત્પત્તિ–દૈનિક વ્યવહારમાં નિયંત્રણો–પરંપરા–રિવાજ–રિવાજનો ઉદ્‌ભવ–રિવાજ અને ટેવ–રિવાજ અને પરંપરા રિવાજ અને સામાજિક સંસ્થા–રિવાજનાં કાર્યો–શિરસ્તો–ફેશન–શિષ્ટાચાર – લોકાચાર –કાયદો–નીતિમત્તા–વિધિ–અનુષ્ઠાન–કેળવણી–સામાજિક વર્ગવ્યવસ્થા–જ્ઞાતિવ્યવસ્થા–સામાજિક નિયંત્રણોના આધારો–અનુકરણ–સૂચન–સહાનુભાવ–અજાણી વસ્તુનો ભય–એકલા પડી જવ નો ભય.

૬. જનમત : પાન ૨૨૫ થી ૨૩૯

જનતા–જનતાની વ્યાખ્યા–જનતા અને ટોળું–જનમત–જનમતનું કાર્ય–જનમતનું ઘડતર–વર્તમાનપત્રો–રેડિયો–પુસ્તકો–નાટક સીનેમા–પ્રચાર–જનમત અને અફવા.

૭. ગેરવર્તન અને અપરાધની સમસ્યાઓ : પાન ૨૪૦ થી ૨૫૧

સામાજિક સમસ્યાઓનો ઉદ્‌ભવ– દુર્યોગ કેમ ?- ગેરવર્તન– ગેરવર્તન અને અપરાધ- ગેરવર્તન અને અપરાધનાં કારણો– (અ) આનુવંશિક કારણો (બ) વાતાવરણ અને બીજા સામાજિક સંજોગો– ભૌગોલિક વાતાવરણ–સામાજિક સંજોગો–ગરીબી–બેકારી–ગીચ વસ્તી–વેરવિખેર કૌટુંબિક જીવન–શિસ્તનો અભાવ–નઠારી સોબત–શિક્ષણનો અભાવ–સીનેમા અને વર્તમાનપત્રો (ક) વ્યક્તિની શારીરિક તેમજ માનસિક સ્થિતિ-વ્યક્તિના શરીરનું ઘડતર–બુદ્ધિની અ ાકવતા–અસત્ય વાણી–

ગેરવર્તન તેમજ અપરાધવૃત્તિની સુધારણા આદિ માનવસમાજમાં અપરાધો પ્રત્યે વલણ-અપરાધો પ્રત્યેનું આધુનિક વલણ-વેરવૃત્તિ-અટકાયતમૂલક-સુધારણાત્મક-કિશોર ગેરવર્તન અને અપરાધો અંગેના કાયદા-મુંબઈ રાજ્યના બાલસંરક્ષણ કાયદા.

૮. સ્વાસ્થ્ય અને સુખાકારીની સમસ્યાઓ: ૨૫૨ થી ૨૮૩

સામાજિક ઔષધવિદ્યા-સ્વાસ્થ્ય અને સુખાકારીની મૂળભૂત સમસ્યાઓ-હવા-પાણી-ખોરાક-ગુજરાતીઓનો ખોરાક-ખોરાકમાં ભેળસેળ-રહેઠાણ-કપડાંલત્તાં-આદિ માનવસમાજમાં રોગોનો ઈલાજ રોગોના પ્રકાર- ચેપી જંતુઓએ ઉત્પન્ન કરેલા રોગો-(૧) મલેરિયા(૨) શીતળા-ખળિયા (૩) મરડો-સંગ્રહણી (૪) કોલેરા (૫) ટાઇફોઇડ (૬) પ્લેગ (૭) ક્ષય-જાતીય રોગો-વૃદ્ધાવસ્થા અને ક્ષીણતાના રોગો-જન્મજાત કે આનુવંશિક રોગો-માનસિક ગણાતા રોગો.

૯. સામાજિક પરિવર્તન : પાન ૨૮૪ થી ૩૨૦

પરિવર્તનનો અર્થ-સામાજિક પરિવર્તન-સામાજિક પરિવર્તન અને પ્રક્રિયા-પરિવર્તન અને વૃદ્ધિ-સામાજિક પરિવર્તન અને સામાજિક ઉત્ક્રાંતિ-સામાજિક પરિવર્તન અને સામાજિક પ્રગતિ-સામાજિક સુધારણા-સામાજિક ક્રાંતિ-સામાજિક પરિવર્તનોના પ્રકાર (૧) રેખાંકિત પરિવર્તન (૨) અસ્થિર અને ચઢતા ઉતરતાં પરિવર્તન (૩) ચક્રગતિનું પરિવર્તન-સામાજિક પરિવર્તનોનાં કારણો-સામાજિક પરિવર્તનોનાં જૈવિક કારણો-વાતાવરણનાં પરિબળો અને સામાજિક પરિવર્તન-ભૌતિક અને અભૌતિક સંસ્કૃતિ દ્વારા પરિવર્તન-સામાજિક પરિવર્તનનાં બીજાં કારણો-સામાજિક પરિવર્તનનો એકત્રિત ખ્યાલ-સામાજિક પરિવર્તન અંગેના સિદ્ધાંતો-ઉત્ક્રાંતિવાદનો સિદ્ધાંત-નિશ્ચિતવાદી સિદ્ધાંત-પરિવર્તનનો અવરોધ.

૪. સંદર્ભગ્રંથો.

૫. પારિભાષિક શબ્દો.

# આમુખ

શ્રી. રતુભાઇ પરીખે ' સમાજશાસ્ત્ર પ્રવેશિકા ' લખીને ગુજરાતીમાં ઉપયોગી પુસ્તક ઉમેર્યું છે હાલ ને હવેથી ઉચ્ચતર જ્ઞાન ગુજરાતી માધ્યમથી આગળ વધવાનું છે તે તકે આ પુસ્તક જરૂર પણું આવકારને પાત્ર ગણાય.

લગભગ સો પાનાં હું જોઇ ગયો ને તે જોઇને મને આનંદ થયો. ઈન્ટર-આર્ટ્સની પરીક્ષાને માટે સમાજશાસ્ત્રના વિષય પરત્વે ગુજરાત યુનિવર્સિટીએ જે અભ્યાસક્રમ નક્કી કર્યો છે તેને માટે આ પુસ્તક મને અનુકૂલ લાગ્યું છે. એ વિષયના પ્રાથમિક જ્ઞાનને માટે ગૅાર્-આઇવરનું પુસ્તક પાયારૂપ ગણી શકાય છે. તે ધ્યાનમાં રાખી શ્રી. પરીખે ગિન્સબર્ગ, લુન્ડબર્ગ, સોરોકીન અને મૅક્‌ડૂગલ જેવાઓનાં પુસ્તકોની પણ મદદ લઇને તેમના પ્રયત્નને વિદ્વત્તાપૂર્ણ કર્યો છે.

સમાજશાસ્ત્રનો વિષય એટલો બધો રસિક છે કે તેની લોકપ્રિયતામાં પ્રતિદિન વૃદ્ધિ થતી જાય છે. મુંબઇ યુનિવર્સિટીએ એ વિષય પહેલો અનુસ્નાતક સંસ્થામાં દાખલ કર્યો ત્યારે તે વિષય જ શો છે તે ઘણાખરા સમજતા નહોતા. આજે હવે તે વિષય એમ એ. માં એટલો બધો વધ્યો છે કે તેનાં વિશિષ્ટ સ્વરૂપોમાં પણ તેનો અભ્યાસ મુંબઇ યુનિવર્સિટીમાં, આપણી યુનિવર્સિટીમાં ને બીજી ઘણી યુનિવર્સિટીઓમાં થાય છે તેથી વધુ હર્ષની વાત એ છે કે મધ્ય-વિનયનની પરીક્ષાને માટે પણ એ વિષય સ્થાન મેળવી શક્યો છે

સમાજ-સમાજમાં એટલા બધા ફેર હોય છે, પ્રાચીન ને હાલના સમાજ વચ્ચે એટલા બધા ફેરફાર માલૂમ પડે છે, અને એક જ સમાજ ને તેના પેટા સમાજની વચ્ચે પણ એટલું બધું ભિન્નત્વ જણાય છે કે આપણે ચકિત થઈ જઇએ છીએ. આપણા સમાજમાં આગળ આઠ પ્રકારનાં લગ્નો ગણાવાતાં હતા અને ચૌદ પ્રકારના પુત્રો ગણાવાતા હતા અન્ય સમાજોમાં આવા ફેરફારો એટલા બધા વધુ પ્રમાણમાં ને પ્રકારોના છે કે "Strange Customs in Marriage and in Courtship" એ પુસ્તક વાંચનાર તો જબરજસ્ત રીતે ચકિત થઇ જાય છે. આજે લગ્નમાં ખરીદી હજી નષ્ટ થઈ નથી. Wedding, એ શબ્દ જ તેનું સૂચન કરે છે ( Wed.Marriage price ), એ જાણીએ ને પશ્ચિમમાં પણ પત્ની વેચાતી એવો એક સમય

મારા કુટુંબની બંને પેઢીઓના ગુરૂ, ગુજરાતના જાણીતા કેળવણીકાર પ્રિન્સિપાલ અતિસુખશંકર ક. ત્રિવેદીના આશીર્વાદ મેળવવામાં હું મારી જાતને ધન્ય ગણું છું અને 'પ્રવેશિકા' ને આમુખ બક્ષવા બદલ તેમનું ઋણ સ્વીકારૂં છું.

'પ્રવેશિકા' ની હસ્તલિખિત પ્રત જોઇ જઇ મને યોગ્ય માર્ગદર્શન આપવા બદલ ડૉ. મંજુલાલ ર. મજમુંદારનો હું આભાર માનું છું. તે જ પ્રમાણે અવિરત પરિશ્રમ વેઠીને 'પ્રવેશિકા' ની હસ્તલિખિત પ્રત જોઇ જવામાં તથા મુદ્રણદોષો જોવામાં મારા સ્નેહી શ્રી. કાશીશંકર મંછારામ અગ્નિહોત્રીએ મને ઋણી બનાવ્યો છે.

જાણીતા શિક્ષણશાસ્ત્રી શ્રી. શાંતારામ સબનીસે અને 'ગુડ કંપેનીઅન્સ' વાળા શ્રી. કાદ્રિએ 'પ્રવેશિકા' લખવામાં મને પ્રેરણા આપી છે. મારા વડીલ બંધુ વકીલ કનૈયાલાલ પરીખે તથા મારા મિત્રો શ્રી. મહંમદ હનીફ મુન્શી અને શ્રી. વાસુદેવ શેલતે આ પુસ્તકના લખાણ તેમજ મુદ્રણ દરમિયાન સતત મારી સાથે રહી અને અનેક રીતે પ્રોત્સાહન આપ્યું છે. તેમનું ઋણ તો હું ક્યારે અદા કરી શકીશ?

આ પુસ્તક દ્વારા ગુજરાતના વિદ્યાર્થીઓ સાથે મારો પરિચય કરી આપવા બદલ પોપ્યુલર પબ્લીશીંગ હાઉસવાળા શ્રી. ગાંધીનો તથા હસ્તલિખિતને મુદ્રણ દેહ આપવામાં સહકારી છાપખાનાના મારા જૂના સહકાર્યકર્તાઓ શ્રી. મંગળભાઇ પટેલ, શ્રી. ચીમનલાલ અ. રાણા, શ્રી જશભાઇ પટેલ તથા અન્ય કામદાર બંધુઓનો હું હાર્દિક આભાર માનું છું.

અંતમાં, સમાજશાસ્ત્રનું મને દર્શન કરાવનારા મારા ગુરૂવર્ય સદ્‌ગત ડૉ. ઘુર્યેને અંજલિ અર્પીને તથા મારાં વિદુષી પ્રાધ્યાપિકા ડૉ. દસ્તુર પ્રત્યે આભાર પ્રદર્શિત કરી હું વિરમું છું.

'કલ્યાણ'
મામાની પોળ
વડોદરા-૧.

રતુભાઇ ડા. પરીખ.

: ૧ :

# વ્યક્તિ અને સમાજ

**સમાજ :**

ઘરની બહાર જરા નજર નાખીશું તો ઘણાં માણસો નજરે પડશે. એમાંનાં ઘણાંના પહેરવેશ ભાતભાતના જણાય છે; દરેકની અવરજવરની દિશા જુદી છે : સૌની પ્રવૃત્તિ જુદી છે. કોઈ ખરીદી કરવા નીકળ્યું છે તો કોઈને વળી ઑફિસે કે કારખાને પહોંચવાની ઉતાવળ છે; કોઈ સીનેમા કે નાટકમાં જઈને મનોરંજન કરવા જતું લાગે છે તો કેટલાંક દેવદર્શન કરવા નીકળ્યાં છે. ઘણાં બાળકો નિશાળે જતાં લાગે છે ને ઘણાં રમતગમતગાં લીન થએલાં જણાય છે. બધાંજ જાતજાતની પ્રવૃત્તિમાં પડયાં હોય તેમ લાગે છે. ચોતરફ ક્રિયાશીલતા જણાય છે.

જન્મથી તે જીવનના અંત સુધી માણસ આવી કાંઇકને કાંઇક પ્રવૃત્તિ કર્યાં કરે છે. પ્રવૃત્તિને લીધે તે બીજા માણસોના સાંનિધ્યમાં આવે છે અને તેથી બધાં વચ્ચે સંપર્ક થાય છે, જેમાંથી તેમનો સંબંધ ઉદ્‌ભવે છે. તેમનો આ સંબંધ કદીક ઉપલકિયો અને કામચલાઉ હોય છે તો વળી કદીક તે ઘનિષ્ટ તેમજ લાંબાગાળાનો નિવડે છે. માણસ માણસ વચ્ચેનો આવો સંબંધ મોટે ભાગે સરળ અને પ્રત્યક્ષ અથવા સીધો હોય છે.

રહેતો તે આપણે જ્યારે જાણીએ ત્યારે માનવીની અધમતા દુનિયાભરમાં એકસરખી રીતે એક કે બીજે કાળે પ્રવર્તતી તેનું આપણને સબળ ભાન થાય છે. સમાજશાસ્ત્ર તુલનાદ્રષ્ટિએ સમજવા યત્ન કરીએ તો આપણને ઘણું રસિક ને ઉપયોગી જ્ઞાન મળે છે

આ પુસ્તક તેવું જ્ઞાન મેળવવા માટેનું પહેલું પગથિયું ગણી શકાય.

ગુજરાતી ભાષામાં હજુ પરિભાષા ઉદ્ભવે છે ને ઘડાય છે તે પ્રસંગે હાલ તૈયાર થતી પરિભાષા પર શ્રી. પરીખે આધાર રાખ્યો છે તે ઘણું સારું કર્યું છે. ગુજરાત યુનિવર્સિટી વિનયન ને વિજ્ઞાનના વિભાગોના તમામ વિષયોની પરિભાષા તૈયાર કરાવી રહી છે તે હજુ પ્રગટ થઈ નથી. પરંતુ વિનયન વિભાગની પરિભાષાની તમામ સમિતિઓના પ્રમુખ તરીકે મને તમામ પરિભાષાઓ માટે થઇ રહેલા પ્રયત્નોની જાણ છે. હું સમજું છું તે મુજબ શ્રી. પરીખે તે પરિભાષાનો પરિચય મેળવ્યો છે તેથી હું તેમને અભિનંદું છું ને તેમના પુસ્તકે ગુજરાતીમાં અગત્યનો ઉમેરો કર્યો છે એમ હું માનું છું

આ પ્રયત્નને હું શું શુભેચ્છા અર્પું ? તે તો પ્રયત્નનું મૂલ્ય એની મેળે પ્રાપ્ત કરશે જ. છતાં મને જ્યારે પુરસ્કારલેખ લખવા શ્રી. પરીખે વિનંતી કરી ત્યારે તે મેં સ્વીકારી ને પુસ્તકના સો પાનાં વાંચ્યા બાદ મને ખાત્રી થઇ ત્યારે હું મારી શુભેચ્છાઓ આનંદથી પ્રદર્શિત કરું છું ને આ યત્નને સફળતા ઈચ્છું છું.

સુરત.<br>
તા. ૧૯–૬–'૫૬

અ. ક. ત્રિવેદી.

# પ્રવેશક

ગુજરાતને ચરણે, 'સમાજશાસ્ત્ર પ્રવેશિકા' સાદર કરતાં હું હર્ષ અનુભવું છું. પ્રવેશિકાનો ચર્ચાપરિધ ગુજરાત વિશ્વવિદ્યાલયના વિનયન વિભાગના દ્વિતીય વર્ષના અભ્યાસક્રમને અનુલક્ષીને રાખેલો છે તથા તેનું વિષયસંકલન પાઠ્યપુસ્તક તુલ્ય કરવામાં આવ્યું છે. પરંતુ સામાન્ય વાચક સમાજશાસ્ત્રનો પરિચય સાધી શકે તે ઉદ્દેશથી વિષયનિરૂપણ અને ભાષા સરળ બનાવવાનો નમ્ર પ્રયાસ મેં 'પ્રવેશિકા'માં કર્યો છે.

ભાષા સરળ અને સાદી બનાવવાના પ્રયાસમાં સમાજશાસ્ત્રની પરિભાષા પાંગળી ન બની જાય તેનો મેં સતત ખ્યાલ રાખ્યો છે. મૂળ વિષયને લગતી યથાર્થતા જળવાય તે સારૂ જ્યાં જ્યાં જરૂર પડી છે ત્યાં ત્યાં નવા તથા રૂઢ પર્યાય મેં વાપર્યા છે; પણ એક વખત એક અર્થમાં વપરાયેલા પર્યાયને બીજા કોઇ વિચાર માટે દ્યોતક ગણ્યો નથી.

ગુજરાત વિશ્વવિદ્યાલયની વિનયનના વિષયો માટે નિયુક્ત કરાયેલી પર્યાય-સમિતિઓએ યોજેલા પર્યાયો પર તથા શ્રી. પોપટલાલ ગો. શાહ રચિત પારિભાષિક શબ્દ-સંગ્રહ પર ખાસ આધાર રાખ્યો છે. શબ્દાર્થ અને જોડણી માટે વિદ્યાપીઠના જોડણી-કોશ પર આધાર રાખ્યો છે.

સમાજશાસ્ત્રની તાત્ત્વિક ચર્ચા અંગ્રેજી ભાષામાં જ થતી આવી છે. એટલે તે ભાષાનાં પુસ્તકોનો આધાર લેવો જ રહ્યો. પરંતુ સમષ્ટિને વળી ભાષાનાં બંધન શાનાં? આપણી ચોતરફ એવી તાત્ત્વિક ચર્ચાને અનુરૂપ સામગ્રી અખૂટ પડી છે. બનતા પ્રયાસે મેં તેમાંથી જ ઉદાહરણો ટાંક્યાં છે.

સમાજશાસ્ત્રના પર્યાયો શોધવા માટે ગુજરાત વિશ્વવિદ્યાલયે નિયુક્ત કરેલી ઉપ-સમિતિમાં મને સ્થાન મળ્યુ છે. આ ઉપ-સમિતિના વિદ્વાન વડીલો સાથે તાત્ત્વિક ચર્ચા કરવાનું સદ્‌ભાગ્ય મને પ્રાપ્ત થયું છે. 'પ્રવેશિકા'ના લખાણ પર એ વિદ્વાનો સાથેના વિચાર-વિનિમયની છાયા છે જ. એમનો અત્રે આભાર માનવાની તક લઉં છું.

•

પણ પરોક્ષ રીતે પણ સંબંધો ઉદ્દભવી શકે છે. કેટલાંક માણસોએ એક બીજાને રૂબરૂ જોયાં ન હોય છતાં નામથી કે બીજી કોઈ સંજ્ઞાને લીધે તેમની વચ્ચે સંપર્ક થાય છે અને જે સંબંધ ઉદ્દભવે તે પરોક્ષ અથવા આડકતરો, સંબંધ કહેવાય છે. માનવજીવનમાં આવા ટૂંકા ગાળાના કે કાયમના, ઉપલકિયા અને ઘનિષ્ટ સંબંધો, સતત ચાલ્યા કરે છે.

માણસો એક બીજાની નજીક આવે, અરસપરસ સાંનિધ્યમાં આવે એટલે તેમની વચ્ચે સંબંધો ઉદ્દભવે છે એ ખરૂં; પણ માત્ર સાંનિધ્યમાં આવ્યેથી આપોઆપ સંબંધો પેદા થઇ જતા નથી. એમતો ખુરસી અને ટેબલ પણ એક બીજાની નજીક ગોઠવાયાં હોય છે–સાંનિધ્યમાં હોય છે–છતાં તેમની વચ્ચેનું આવું નજીક હોવાપણું ખુરસી તથા ટેબલ વચ્ચે સંબંધ પેદા કરી શકતું નથી. જયારે એક બીજાના સાંનિધ્યમાં આવતાં માણસો વચ્ચે સંબંધ પેદા થવાનોજ. આમ બનવાનું એક કારણ છે. જયારે માણસો એક બીજાની નજીક આવે ત્યારે તે સૌના મનમાં એક બીજાના અસ્તિત્વનો–અરસપરસની હસ્તીનો–ખ્યાલ આપોઆપ આવી જાય છે; તેમને અન્યોન્ય ઉપસ્થિતિનું ભાન થાય છે. આવું માનસિક સપાટીએ થતું અરસપરસના અસ્તિત્વનું ભાન, એ માણસ માણસ વચ્ચેના સંબંધો ઉત્પન્ન કરનારૂં મહત્વનું કારણ છે. આનું ભાન ઘણુંજ સુક્ષ્મ હોય છે પરંતુ જયાં એ ન હોય ત્યાં સાંનિધ્ય હોવા છતાં સંપર્ક અને સંબંધનો ઉદ્દભવ થતો નથી.

માણસોના એક બીજાના સાંનિધ્યમાં આવવા માટે તેમની વચ્ચે થોડુંક મૌલિક સરખાપણું હોવું આવશ્યક છે. જો સ્હેજ પણ સરખાપણું ન હોય તો માણસ માણસની નજીક જશે નહીં, તેમ થતાં અન્યોન્ય અસ્તિત્વનું ભાન પણ થશે નહીં અને તેથી સંબંધો થવાની શકયતા ઘટી જાય. એટલે મનુષ્ય માત્રમાં કેટલુંક મૂળભૂત સરખાપણું હોવું જરૂરી છે.

જો બધા પ્રકારે માણુસ માણુસ વચ્ચે સરખાપણું હોય તોયે સંબંધોની શકયતા ઘટી જાય. પૂરેપૂરું સામ્ય હોય, બધાંજ આણુસોનાં વાણી, વિચાર, વર્તન, શક્તિ અને ગમા અણગમામાં જો એકવિધતા આવી જાય તો તો કોઇને કોઇનો ખપ ન પડે, સૌ પોતપોતાની મુનસફીમાં ફર્યા કરે અને અરસપરસના સંબંધો ઓછા થાય. પણ આમ બનતું નથી. માણુસ માણુસ વચ્ચે મૌલિક સમાનતા હોવા સાથે ગૌણુ ભિન્નતા પણુ હોય છે. આવી ભિન્નતા તેમનાં વાણી, વિચાર, વર્તન અને શક્તિઓ ઉપરથી જણાઇ આવે છે. વળી, દરેક માણુસનાં હિત જુદાં હોય છે, સૌની આકાંક્ષાઓમાં ફરક હોય છે. દરેકની શક્તિઓમાં ફેર હોય છે. આથી સૌ એકબીજાને ખપ પ્રમાણે મદદ કરે છે અને એક બીજાની ઉણપોનાં પૂરક બને છે. આવી રીતે એકબીજાનાં પૂરક બનવાને કારણે માણુસ માણુસ વચ્ચે પરસ્પરાવલંબન થાય છે જેમાંથી અંતે સહકાર ઉદ્ભવે છે.

આ બધું ગૌણુ ભિન્નતાને કારણે બને છે એ ખરૂં પણુ જો ભિન્નતાનો અતિરેક થઇ જાય અને માણુસ માણુસ વચ્ચેનો તફાવત જો ઘણો બધો વધી જાય તો પરસ્પરાવલંબન અને સહકાર તો વેગળે રહી જાય અને ઉલટાનો વિરોધ પેદા થાય, સંઘર્ષ ઉદ્ભવે અને અંતે યુદ્ધ તથા વિનાશ સર્જાય

## સમાજની વ્યાખ્યા :

પણુ તેમ થતું નથી. ભિન્નત્વ ગૌણુ રહે છે તેથી પરસ્પરાવલંબન અને સહકાર જન્મે છે તેમજ જુદાં જુદાં કાર્યોની ફાળવણી (Division of Labour) આપોઆપ થઇ જાય છે. તેને લીધે માનવીના જીવન વ્યવહારો સુગમતાથી ચાલ્યા કરે છે. આ વિગતને આગળ ઉપર આપણે વિસ્તારથી જોઇશું. અહીં ખાસ તો એ ધ્યાનમાં રાખવા જેવું છે કે ' મનુષ્યોનો સમૂહ એક બીજાના સાનિધ્યમાં આવે છે એટલે તેમાં અરસપરસના અસ્તિત્વનું ભાન' ઉદ્ભવે છે

જેમાંથી તેમની વચ્ચેનો સંબંધ પેદા થાય છે. એ સંબંધ મૌલિક સામ્યને લીધે અથવા ગૌણ ભિન્નત્વને લીધે પરસ્પરાવલંબન, સહકાર, હરીફાઈ કે કવચિત્ જૂજ સંઘર્ષનો હોય છે. સંબંધ સતત થયા કરે છે. તેમાં સાતત્ય હોવાને કારણે એક પ્રકારની વ્યવસ્થા પેદા થાય છે. આ વ્યવસ્થા તેજ ' સમાજ. '

## માનવજીવનનો પરિચય :

માનવ સમૂહના અરસપરસના સંબંધોને લીધે ઉદ્ભવતા સમાજને જરા વધુ વિસ્તૃત રીતે ઓળખવા માટે માનવીનો અને તેના જીવનવ્યાપારોનો પરિચય કરવો ઘટે. તે એટલા માટે કે માનવ એ સમાજનું ઘણું અગત્યનું અંગ છે. માનવને લીધે સમાજ, સમાજ તરીકે ઓળખાય છે. એ તે ન હોત તો સમાજ ટકત જ નહીં. એટલે આપણે માનવ-જીવનનો વિચાર કરીશું જેથી જડ ચેતનની સૃષ્ટિ સમગ્રમાં માનવીના જીવનનો ખ્યાલ બાંધી શકાય અને તેના જીવન-વ્યાપારોને લીધે તેની ચોતરફ વિસ્તરાયેલા સમાજને સમગ્રપણે અવલોકી શકાય.

સૃષ્ટિ કેટલી બધી વિશાળ છે ! એમાં નદી પર્વતોથી માંડી સૂર્ય ચંદ્ર સમા ગ્રહોનો સમાવેશ થએલો છે. સૂક્ષ્મ જીવોથી લઈને ઝાડપાન અને મનુષ્યપ્રાણી સુધીના અસંખ્ય જીવો એમાં સમાએલા છે. 'સૃષ્ટિ સમગ્રનું બંધારણ આ બધાંને લીધે થએલું છે, પણ સૌમાં માણસ અગ્રેસર છે. તેનું જીવન આગવું હોવાથી તેનું સ્થાન મહત્વનું છે. અલબત્ત બીજા જીવધારીઓની સમષ્ટિમાં, નાના અમીબાથી લઈને તે મોટી વ્હેલ માછલી સુધીનાં સૌની માફક તેને પણ જીવ છે—જીવનક્રમ છે. પરંતુ એના જીવનક્રમમાં વિશિષ્ટતા છે, એનાં અંગો-પાંગો, એની શરીર રચના, બીજા જીવોના કરતા જુદાં પડી જાય તેવાં છે; એના શારીરિક વ્યાપારો અન્ય પ્રાણીઓની સરખામણીમાં ભિન્ન હોય છે. એટલે તો એને બીજાં પ્રાણીઓના કરતાં જુદા

પ્રકારનું જીવન જીવવું પડે છે–સમૂહમાં રહેવું પડે છે–સહકાર કેળવવો પડે છે; અને આમ સમાજનો ઉદ્દ્ભવ થાય છે.

**માનવીની વિશિષ્ટતાઓ–૧:** માનવીનું શરીરતંત્ર ઉત્ક્રાંતિનાં હજારો વર્ષો બાદ, સીધું ટટાર ઉભી શકે તેવું બન્યું છે. તેની કરોડરજ્જુ તેને ટટાર રહેવામાં સહાય કરે છે અને તેથી જ તે બે પગે ચાલી શકે છે. ટટાર ઉભા રહેવાની ક્રિયાને પરિણામે ધીરે ધીરે માનવીના મગજનો વિકાસ થવામાં સુગમતા પડી. માનવીનું મગજ વિકસિત થવા સાથે તેનાં મજ્જાતંતુઓનું અને તેના નાડી તંત્રનું માળખું વધુ વિકાસ પામતું ગયું, મજ્જાતંત્ર અને મગજતંત્ર વ્યવસ્થિત બન્યાં અને તેની માનસિક શક્તિઓ ખીલી.

હાથનું હલનચલન એ માનવદેહની વિશિષ્ટતા છે. હાથ છુટા હોવાને લીધે માનવી ચીજ–વસ્તુઓ પકડી શકે છે, તેમાં ફેરફાર કરી શકે છે, હાથની પકડને અંગુઠા વડે વધુ મજબૂત બનાવી શકે છે. જો કે આ બધું બનવામાં હજારો વર્ષો વહી ગયાં છે; જેમ જેમ મનુષ્યની ઉત્ક્રાંતિ થતી ગઇ તેમ તેમ એની આ બધી શક્તિઓ વિકાસ પામતી ગઈ છે.

મનુષ્યના શારીરિક વ્યાપારો પણ વિશિષ્ટ છે. એ બીજાં પ્રાણીઓની માફક કુદરતી ફેરફારોને પોતાની મેળે સહન કરી શકે તેમ નથી. તાપ, ટાઢ અને વરસાદ સામે પોતાની મેળે તે રક્ષણ મેળવી શકે તેમ નથી. તે માટે તેને પ્રવૃત્તિ કરવી પડે છે; પણ તેને આ માટે એકલે હાથે ઝઝુમવું ફાવતું નથી, એટલે તે બીજાઓનો સહચાર કરે છે. તેને પરસ્પરાવલંબન કરી સમૂહમા રહેવું પડે છે અને સહકાર કેળવવો પડે છે તે આજ કારણસર.

માનવ શરીરમાં પ્રજનનતંત્ર પણ વિશિષ્ટ પ્રકારનું છે. ગર્ભાધાન પછી માનવ શિશુને નવ માસના સમય સુધી માતા પેટમાં ઓઝલ રહેવું પડે છે. નવ માસ સુધી એનું આ રીતે પોષણ થાય છે. આ કાળ દરમ્યાન સગર્ભા માતાને રક્ષણની જરૂર પડે છે, એની ખાતરબરદાસ્ત

કરવી પડે છે. એટલે ગર્ભાધાનથી પ્રજનન સુધી માતાપિતાને સાથે રહેવું પડે છે અને આથી કુટુંબ વ્યવસ્થાનો ઉદ્ભવ થયો હોવાનું મનાય છે.

માનવ શિશુને જન્મ પછી લાંબો સમય ઉછેરવું પડે છે. એને સ્વતંત્ર રીતે હરતાં ફરતાં તેમજ પોષણ મેળવતાં ફાવતું નથી. પુખ્ત વયે પહોંચતાં એને સ્હેજે વીસેક વર્ષ લાગી જાય છે, એટલે તેને માતાપિતાના સાંનિધ્યની જરૂર પડે છે. પરિણામે, બાળકને તેમજ માતાપિતાને એક સાથે–સમાજમાં–રહેવું પડે છે.

માનવ જીવનની એક વધુ વિશિષ્ટતા એ તેની બોલવાની શક્તિ છે. માનવીના ગળાનાં સ્વરતંતુઓ તેમજ તેની જીભ અને હોઠની રચનાને લીધે માનવી સ્પષ્ટ શબ્દોચ્ચાર કરી શકે છે. વાચાની મદદથી માનવી પોતાના મનોભાવો બીજાં સમક્ષ પ્રદર્શિત કરી શકે છે. વાણીએ તો વળી સમાજના ઉદ્ભવમાં તેમજ તેના સંચાલનમાં ઘણો મોટો ભાગ ભજવ્યો છે. વાણી વિના વિચારની આપ લે શક્ય બનત નહીં, અને બીજી આપલે ના તેમજ અરસપરસ આઘાત પ્રત્યાઘાતના સંબંધો ઉદ્ભવવા અશક્ય બની જાત.

**માનવીની વિશિષ્ટતાઓ–૨:** વાણીનું રૂપાંતર માણસે સંજ્ઞા (Symbol) માં કર્યું છે. સંજ્ઞાનો આવિષ્કાર એ તો માનવી મગજની એક અજબની સિદ્ધિ છે. જે શબ્દોચ્ચારથી સમજાવી શકાય તેજ, સંજ્ઞા દ્વારા કળાવી શકાય.[૧] 'ક' અને 'ઘ' બોલીને સ્વરોચ્ચારથી સમજાવી શકાય છે તેજ પ્રમાણે સંજ્ઞા દોરીને દર્શાવી શકાય છે. આ 'ક' અને 'ઘ' ની સંજ્ઞાને મોટેથી વાંચીશું તો ક–ઘ શબ્દોચ્ચાર થશે. વાચાના વિનિમયને સુગમ બનાવવા માટે માણસે આવી સેંકડો સંજ્ઞાઓ રચી છે જે તેના સામાજિક જીવનના મહત્વના ઘટકરૂપે છે.

૧. Lundberg : G. A., Foundations of Sociology.

વિચારશક્તિ એ પણ એક વિશિષ્ટતા છે. આપણે આગળ જોયું હતું તેમ મગજ અને મજ્જાતંતુઓના વિકાસને લીધેજ તેની આ શક્તિ ખીલી છે. ભૂતકાળમાં બની ગએલા બનાવોને માનવી યાદ રાખી શકે છે, વર્ષો જુના બનાવોનો તાદશ ચિતાર આપી શકે છે, કદીક આકૃતિ દ્વારા તેની રજુઆત પણ કરી શકે છે. બનેલા બનાવોનું મનમાં એકીકરણ કરીને પોતાની ચોતરફ બનતા બનાવોને એ અનુસંધાનમાં તે નિરખી શકે છે. વર્તમાનની ઘટનાઓને તો તે સ્હેજમાં પારખી શકે છે. તેનું મગજ તત્કાલિન પ્રસંગોને સમગ્રપણે વિચારી શકે છે અને ભવિષ્યની વિગતોનો વિચાર પણ માનવી કરી શકે છે. ભવિષ્યમાં બનનારા બનાવોના અનુસંધાનમાં તે તાત્કાલિક વિચાર કરી શકે છે અને તે પ્રમાણેની પ્રવૃત્તિ આદરી શકે છે.

મગજશક્તિના વિકાસને લીધે માનવી આકૃતિદોરી પોતાના મનોભાવો વ્યકત કરી શકે છે અને અમૂર્ત (Abstract) વસ્તુઓનો વિચાર કરવાની શક્તિને લીધે માનવી કલ્પનાતીત વસ્તુઓની રજુઆત કરી શકે છે. ત્રિકોણુમિતિનો અભ્યાસ અને ગણિતશાસ્ત્રમાં −૧ નું વર્ગમૂળ કાઢવાની માનવીની કલ્પના એની વિકસિત માનસિક શક્તિનું દષ્ટાંત પૂરૂં પાડે છે.

વિકસિત શક્તિઓને પરિણામે માનવીમાં ઊંડી સમજ શક્તિ આવી છે. માનવી પોતાની ચોતરફ બની રહેલા બનાવોને માત્ર જોઇને બેસી રહેતો નથી, એ તેમને સમજવા પ્રયત્ન કરે છે. સમજીને વિચાર કરી શકે છે. વિચાર દ્વારા તેની સમજશક્તિને વળી પ્રોત્સાહન મળે છે. સમજશક્તિનો પ્રત્યક્ષ અનુભવ અત્યારે જ આપણે કરી રહ્યાં છીએ. અહીં લખેલી વિગતોને વાચી સમજવાનો પ્રયત્ન આપણે કરીએ છીએ તે સમજ શક્તિનો જ એક પ્રકાર છે.

આ બધી વિશિષ્ટતાઓ લંબાણપૂર્વક જોયા બાદ આપણને ખાત્રી થઇ છે કે જીવનધારણ કરનારાઓની આ સૃષ્ટિમા મનુષ્ય દરેક પ્રકારે વિશિષ્ટ છે; એટલું જ નહીં પણ તેની આ બધી વિશિષ્ટતાઓને કારણે જ સમાજ વ્યવસ્થાનો ઉદ્દભવ થયો છે અને તે ટકી રહી

છે. સમાજ વ્યવસ્થાનો વિકાસ તેમજ તેની ઉત્ક્રાંતિ પણ માનવીના વિકાસ પર અવલંબિત હોવાની એક માન્યતા છે. જેમજેમ માનવીની વિશિષ્ટતાઓનો વિકાસ થતો જશે તેમતેમ તેના સામાજિક જીવનમાં પણ પરિવર્તન આવતું જશે એવો એક મત છે.

**સહજ પ્રેરણાઓ ( Instincts )**

હજારો વર્ષોથી થઈ રહેલા ફેરફારને કારણે માનવીનું મગજ વિકાસ પામ્યું છે તેમજ તેની વિચારશક્તિ વિસ્તૃત થઈ છે, તેથી માનવી કુદરતના આઘાતો સામે ટક્કર ઝીલી શકે છે અને તેનાં ઘણાં કાર્યો સરળ બની ગયાં છે; આ હકીકત આપણે તપાસી. હવે એક બીજો મત તપાસીશું જે માનવીની વિકાસ પામેલી મગજશક્તિને બદલે માનવીની કેટલીક સહજપ્રેરણાઓને મહત્વ આપે છે. માણસનાં બધાં કાર્યો એની બુદ્ધિ પર આધાર રાખતાં નથી પણ આવી સહજપ્રેરણાઓ ઉપર આધાર રાખે છે એવું આ મતમાં માનનારાઓનું કહેવું છે. [1]

આવાં મતવ્યોનું સમર્થન કરનારા મનોવૈજ્ઞાનિક શાખા ( Psychological School ) ના વિદ્વાનોમાં મેકડુગલ અગ્રેસર છે. તેમનું માનવું છે કે, 'કેટલીક જન્મજાત ( Inborn ) સહજ પ્રેરણાઓને લીધેજ માનવી જાતજાતની પ્રવૃત્તિઓ કરે છે'. મેકડુગલ અને તેમના જેવી વિચારધારાવાળા બીજા વિદ્વાનો સમાજનો ઉદ્ભવ પણ આવી સહજપ્રેરણાઓને કારણે થયો હોવાનું જણાવે છે. આથી આ વિચારધારા તપાસી જવી પડશે.

મેકડુગલે સહજપ્રેરણાઓની જે વ્યાખ્યા કરી છે તે અનુસાર, "સહજ પ્રેરણાઓ એટલે કેટલીક જન્મજાત ક્રિયાઓનો સમૂહ, જેનો ઉપયોગ પ્રાણીઓને લાભદાયી નીવડે છે. આવી ક્રિયાઓના ત્રણ પ્રકાર હોય છે જે બોધાત્મક ( Cognitive ), સંવેગાત્મક ( Affective ) અને ક્રિયાત્મક ( Conative ) કક્ષાઓ તરીકે

[1] MacDougall-Social Psychology p. 41.

ઓળખાય છે. પ્રાણી કોઇ પણ વસ્તુ તરફ જોવા પ્રેરાય છે તે બોધાત્મક કક્ષા છે, એના પ્રત્યે સંવેદનનો અનુભવ કરે છે તે સંવેગાત્મક કક્ષા છે અને એ વસ્તુને અનુલક્ષીને જે પ્રવૃત્તિ કરે છે તે તેની ક્રિયાત્મક કક્ષા છે'. એટલે કે, સહજપ્રેરણાને લીધે થતી પ્રવૃત્તિ માણસના જન્મ સાથેજ નક્કી થઇ ચૂકી હોય છે તેથી જરા પણ પ્રાથમિક તાલીમ કે પૂર્વ તૈયારી વગર આપોઆપ તે કામમાં લાવી શકાય છે અને તે ફાયદાકારક નીવડે છે. આવી સહજપ્રેરણાઓની લાંબી યાદી મેકડુગલે બનાવી છે. એમાંની કેટલીક મુખ્ય મુખ્ય સહજપ્રેરણાઓનો આપણે વિચાર કરીશું અને જોઇશું કે સમાજના ઉદ્‌ભવમાં તે કેટલો ફાળો આપે છે.

(અ) **પિતૃત્વની પ્રેરણા** ( Parental Instinct ): મેકડુગલના મત અનુસાર સામાજિકત્વ ( Sociality ) નું મૂળ પિતૃપ્રેરણામાં રહેલું છે. પિતૃપ્રેરણાનુ સંવેગાત્મક સ્વરૂપ મૃદુભાવના ( Tender emotion ) છે. તેનો મૂળ આવિર્ભાવ બાળકને માટે વાત્સલ્ય દર્શાવતી માતાના હૃદયમાં થયો હતો. ધીરે ધીરે પિતાના હૃદયમાં પણ તેનો ઉદ્‌ભવ થતો ગયો. આમ, માતા-પિતા બંનેના હૃદયમાં સહજપ્રેરણાને લીધે બાળક માટે વાત્સલ્ય પેદા થયુ એટલે બાળકનું લાલનપાલન કરવા માટે તેમને સતત સાથે રહેવુ પડ્યું અને તેથી કુટુંબ વ્યવસ્થા ઉત્પન્ન થઇ છે.

બાળક પ્રત્યે જે મૃદુભાવના હતી તેવીજ મૃદુભાવના કાળક્રમે બીજાં પ્રાણીઓ તરફ કેળવાઇ એટલે માણસ માણસ વચ્ચે મમતા અને સદ્‌ભાવ ઉત્પન્ન થયા; માણસના હૃદયમાં બીજાઓ પ્રત્યે લાગણી જન્મી, દયા, કરૂણા અને મૈત્રી પેદા થઇ, તેમજ બલિદાનની ભાવના પ્રકટી. આવી બધી ભાવનાઓને લીધે ઘણી સામાજિક સંસ્થાઓ અસ્તિત્વમા આવી.[૧]

(બ) **સ્વપ્રદર્શન** ( Self Display ): બીજી સહજપ્રેરણા સ્વપ્રદર્શનની છે. મેકડુગલના મત પ્રમાણે આ પ્રેરણા પણ સામાજિક

૧ M. Ginsberg Psychology of Society.

જીવનની પ્રેરક છે. કોઈની પણ સ્વપ્રદર્શનની ભાવનાને સંતોષવા માટે બીજાઓની હાજરી જરૂરી છે. જો કોઇ જોનાર જ ઉપસ્થિત ન હોય તો, સ્વપ્રદર્શન કરી બીજાઓનું ધ્યાન ખેંચીને પ્રસંશા પ્રાપ્ત કરવાની માણસની ઇચ્છા અધૂરી રહી જાય. એટલે, માણસો એક બીજાનું સાંનિધ્ય ઇચ્છે છે અને સમાજમાં રહે છે જેથી તેમની સ્વપ્રદર્શનની ભાવના સંતોષાય.

(ક) સમૂહવૃત્તિ ( Gregariousness ) : ત્રીજી સહજપ્રેરણા સમૂહવૃત્તિની છે. એને સામૂહિકતા અથવા યુથચારિતા પણ કહે છે. મેકડુગલનું માનવું છે કે સમૂહવૃત્તિની સહજપ્રેરણાને લીધે માણસોમાં સહવાસની ભાવના ઉત્પન્ન થાય છે એટલે તેઓ સમુદાયમાં રહે છે જેથી સમાજનો ઉદ્ભવ થાય છે.

સમૂહવૃત્તિની સહજપ્રેરણાનું સ્થાન માણસના સામાજિક જીવનમાં મહત્વનું છે એવામતનું સવિશેષ સમર્થન ડોકટર ટ્રોટરે કર્યું છે. તેમના મત અનુસાર 'સમૂહવૃત્તિની સહજ પ્રેરણાને લીધે સમાજમાં રહીને પોતાની આસપાસના માણસોના વર્તનને અનુરૂપ થઇ વર્તવાનો. તથા સમૂહના જેવો બનીને રહેવાનો સતત પ્રયત્ન, માણસ કરે છે. વળી આ સહજવૃત્તિને લીધે માણસનું મન પણ સદંતર પરિવર્તન પામે છે. જે કાંઇ સમૂહ પાસેથી એને મળે તેને એ કોઈ પણ પ્રકારનો તર્ક કર્યા વિના અપનાવી લે છે- સમુહના વિચારો, સમૂહના નીતિનિયમો અને તેના કાયદા કાનૂનોના નિયંત્રણોનું તે વિના આનાકાનીએ પાલન કરે છે અને તેમને અનુરૂપ બનવા પ્રયત્ન કરે છે.'[1]

મનોવૈજ્ઞાનિક શાખાના વિદ્વાનોના મત પ્રમાણે આમ, માણસનું આખું સામાજિક જીવન મનોવૈજ્ઞાનિક કારણો પર અવલંબિત છે. તેમનો આ મત સમૂળગો અવગણી શકાય તેવો નથી. માણસના સામાજિક જીવનમાં, હિતો (Interests) અનુકરણ ( Imitation )

1. M. Ginsberg : Psychology of Society p. 19.

તેમજ સૂચન ( Suggestion ) નું મહત્વ છે જ. આ વિગત આગળ ઉપર વિસ્તારથી જોઇશું. પણ, સમાજની બધી પ્રક્રિયાઓ ( Processes ) જન્મજાત સહજપ્રેરણાઓને લીધેજ ચાલ્યા કરે છે એવી માન્યતા એકતરફી છે. સોરોકીન નામના એક વિદ્વાન સમાજશાસ્ત્રીએ આ જાતની માન્યતા વાળી મનોવૈજ્ઞાનિક-શાખાની સમાલોચના કરતાં કહ્યુ છે કે, 'માનવીની દરેક સામાજિક પ્રવૃત્તિની પાછળ એક યા બીજી સહજ પ્રેરણાનેજ કારણભૂત માની લેવી એ જરા વધારે પડતુ ગણાય. વળી, સહજ પ્રેરણાઓનું અસ્તિત્વ છે કે નહીં અને એવી કેટલા પ્રકારની સહજપ્રેરણાઓ છે, એ પ્રશ્નોના સંતોષકારક ઉત્તરો જ્યાં સુધી મળ્યા નથી ત્યાં સુધી દરેક સામાજિક પ્રવૃત્તિની પાછળ મારી મચેડીને ગમે તે સહજપ્રેરણાને ઠોકી બેસાડવાથી સમાજનો સમગ્ર ખ્યાલ બાંધવામાં અવરોધ થશે.'[1]

**બુદ્ધિનું કાર્ય :**

આપણી મૂળ ચર્ચા તરફ આપણે વળીએ. જીવન ધારણ કરનારાં પ્રાણીઓમાં મનુષ્યજીવનની શી શી વિશિષ્ટતાઓ છે તે આપણે તપાસી રહ્યા હતા. મનુષ્યના વિકસિત મગજતંત્રને લીધે એની વિચાર શક્તિ વિકાસ પામી છે એ હકીકત આપણે તપાસી. આવી વિકાસ પામેલી વિચાર શક્તિને લીધે મનુષ્ય તર્ક કરી શકે છે તેમજ અમૂર્ત(Abstract) વિચાર કરી શકે છે અને પોતાના અનુભવો તથા પોતાના જ્ઞાનનો સમન્વય ( Synthesis ) કરી શકે છે તે આપણે જોયું. અંતમાં આપણે જન્મજાત મનાતી કેટલીક સહજપ્રેરણાઓનો વિચાર કર્યો.

આવી સહજપ્રેરણાઓને લીધે નહીં પણ પોતાની વિકસેલી બુદ્ધિને લીધે મનુષ્ય વિવિધ પ્રવૃત્તિઓ કરી રહ્યો છે એ હકીકત નોંધવી ઘટે. બુદ્ધિ એ તો મનુષ્યની વિશિષ્ટતા છે. બુદ્ધિની સહાયથી મનુષ્ય પોતાની જન્મજાત સહજ વૃત્તિઓનો સમન્વય સાધી શકે છે તેમજ

1 P. Sorokin Contemporary Sociological Theories

તેમનો ઉપયોગ વિશાળ અને સુસંગત હેતુઓ પાર પાડવામાં કરી શકે છે. બુદ્ધિને લીધે મનુષ્ય નર્યા પ્રાણીજીવનના સ્તર પરથી આગળ વધીને વ્યક્તિ ( Individual ) બની શકે છે: એને નર્યા મનુષ્ય ( Homosapian ) સ્તર પરથી વ્યક્તિ બનાવનાર એની બુદ્ધિજ છે. બુદ્ધિનો ઉપયોગ મનુષ્યે જીવનનાં બધાં ક્ષેત્રોમાં કર્યો હોઇ ઘણાં તારતમ્યો બુદ્ધિ દ્વારાજ પ્રાપ્ત કરાયાં છે. ચિંતનના ક્ષેત્રમાં છુટાછવાયા અનુભવોને સાંકળી લઇ એકસૂત્રી સિદ્ધાંતો રચવાનું કામ મનુષ્યની બુદ્ધિનું જ છે; અને કાર્યના ક્ષેત્રમાં બુદ્ધિ દ્વારા એકતાનપણું (Harmony) આવે છે. બુદ્ધિજન્ય વ્યવહારોને લીધે સર્જાતી કેટલીક સામાજિક સંસ્થાઓ (Institutions) આવા એકતાનપણાના સિદ્ધાંતને આવરી લઇ પ્રત્યક્ષ અને પરોક્ષ રીતે એકવિધતા (Uniformity ) આણે છે.

**વ્યક્તિ અને સમાજ :**

આપણે આગળ જોયું હતું કે પારસ્પરિક અવલંબનને કારણે માણસના જીવનમાં અન્યોન્ય સંબંધ પેદા થાય છે અને તેને લીધે સમાજવ્યવસ્થાનો ઉદ્દભવ થાય છે. હવે, માણસનો સમાજ સાથે કઇ જાતનો સંબંધ છે તે, તથા સમાજની તેના જીવન ઉપર શી અસર થાય છે તે, આપણે જોઇશું. સાથે સાથે, માણસ પોતે સમાજ ઉપર શી અસર પાડી શકે છે તે સમજવા માટે આપણે માણસના સામાજિક જીવનનો ક્રમ પણ જોઇ જઇશું.

માણસનું જીવન જન્મથી છેક મૃત્યુ સુધી સમાજમાં વ્યતીત થાય છે. સમાજના માળખામાં તેનું સ્થાન ગમે ત્યાં હોય છતાં તેનો અને સમાજ વચ્ચેનો સબંધ નિરંતર ચાલ્યા કરે છે. માણસનાં હિત તેમજ આકાંક્ષાઓ, તેની શક્તિઓ તથા સિદ્ધિઓ સમાજને લીધે ઉદ્દભવે છે અને સમાજની અંદર જ ફુલેફાલે છે. માણસ અને સમાજ વચ્ચે આવો સંબંધ હોવાને લીધે માણસનું સામાજિકરણ ( Socialization ) થયા કરે છે જેથી માણસ એક ' સામાજિક વ્યક્તિ ' ( Social Individual ) બની રહે છે.

## વ્યક્તિનું સમાજપર અવલંબન :

પરંતુ, જો માણસ સમાજમા ન રહેતો હોત તો એનુ જીવન કોઇ જુદાજ પ્રકારનું બની ગયુ હોત. એનું વ્યક્તિ બનવાનું તો વેગળે રહી જાત અને એ કોઇ અજાયબ પ્રાણી-અવસ્થામા સબડયા કરત. આ હકીકત થોડાક દાખલાઓ ઉપરથી પુરવાર પણ થઇ શકી છે. આ દાખલાઓ દર્શાવે છે કે સમાજની અસરથી વંચિત રહેલો માણુસ નર્યો ઢોર જેવો રહી ગયો હતો અને સમાજના સંપર્કમાં આવતાજ તેની શક્તિઓ ખીલી નીકળી હતી

આનો એક દાખલો રામુ નામના છોકરાનો છે એ ઉત્તર પ્રદેશમા લખનૌ નજીક એક વરૂની બોડમાંથી મળી આવ્યો હતો જ્યારે એને શહેરમા લાવવામા આવ્યો ત્યારે એનું વર્તન વરૂના જેવુ, હિંસક પ્રાણીવત્ હતુ. એના શારીરક લક્ષણો જાણે કે વરૂને મળતા આવતા હતા એને માણુસોની ભેગો રાખ્યો એટલે ધીરે ધીરે એની પ્રાણીવત્ ખાસિયતો જતી રહી છે અને આજે એ આપણા જેવા સામાન્ય કાર્યો કરી શકે છે

બીજો દાખલો કમલા નામની એક છોકરીનો છે. ૧૯૨૦ માં એક વરૂની ગુફામાથી એ મળી આવી હતી. તે વખતે એને બે પગે ચાલતાયે આવડતુ ન હતુ એ ચોપગા પ્રાણીઓના જેવુ ચાલતી. બોલતા પણ એને આવડતુ ન હતુ એટલે એ વરૂના જેવા બગાડા પાડયા કરતી ખાવાપીવાની તેમજ સુવા બેસવાની એની રીત માણુસ જેવી ન હતી પણ વરૂને મળતી આવે તેવી હતી માણુસો પાસે જતા એને બીક લાગતી મળી આવ્યા પછી નવેક વર્ષ એ જીવી તે દરમ્યાન બીજા માણુસોના સંસર્ગમા એને આણવામા આવી એટલે ધીરે ધીરે બાળક જેવા નાના નાના કામો કરતા તે શીખી. ગ્રુતે રફતે નાના બાળકો જેવી ભાગી તુટી બોલી પણ એ શીખી ગઇ આમ, માણુસોના સંસર્ગમા આવવાથી તેનું માનવીકરણ

થઇ શકયું. એટલે, સમાજની અસરોથી વંચિત રહેનારમાં સમાજ પ્રેરિત ગુણો આવી શકે નહી એ નિર્વિવાદ છે.

નાનું બાળક જન્મથી પોતાની આજુબાજુનાં સૌનું અનુકરણ કર્યા કરે છે. અનુકરણને લીધે એ બીજાંઓનું વર્તન અપનાવતું જાય છે અને ધીરેધીરે એ બીજાંઓના પરિચયમાં આવે છે. એને વર્તન વર્તન વચ્ચેના તફાવતો સમજાતા જાય છે એટલે ઠીક તે કોઇને સહાય કરે છે તો ઠીક કોઇની મદદ તેને લેવી પડે છે. અરસપરસ મદદને કારણે કેટલાંક પ્રત્યે એના મનમાં આભારવશતાની લાગણી જન્મે છે જયારે કેટલાકે તેને મદદ કરવી જોઇએ એમ માની તે કેટલીક અપેક્ષાઓ સેવે છે. અરસપરસ આધાર રાખવાના એના સંબંધો બહોળા બને છે અને બાળક, બાળક મટી મોટી વ્યક્તિ બને ત્યાંસુધી વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સતત સંબંધો ચાલ્યા કરે છે. આવા સતત ચાલતા વ્યકિત વ્યક્તિ વચ્ચેના સંબધો-માથી વ્યક્તિ અને સમાજ વચ્ચેના સબંધો જન્મે છે.

વ્યક્તિ કોની સાથે સંબંધમાં આવશે અને કયા પ્રકારના સંબંધ માં આવી શકશે તે મોટે ભાગે સમાજ નિશ્ચિત કરે છે. સામાજિક તંત્રના રીતરિવાજો, પરંપરાઓ, રૂઢિઓ, માન્યતાઓ અને બીજી સામાજિક સંસ્થાઓને લીધેજ વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સંબંધો એક ચા બીજા સ્વરૂપના બને છે અને તે લાંબો સમય ટકનારા કે દૂંકા ગાળાના નીવડે છે. કોઇનો જન્મ બ્રાહ્મણ જ્ઞાતિમાં થયો હોય એટલે એનું નામ એનું કાર્ય, એનો ધર્મ, એની રહેણીકરણી અને એનું લગ્ન–દૂંકામાં જન્મથી મૃત્યુ સુધીના એના વ્યવહારો, ઠરી ચૂકેલી સામાજિક માન્યતાઓ, પરંપરાઓ અને રિવાજો અનુસાર નકકી થઇ જાય છે. અલબત્ત, આ બધાનો વિરોધ કરી તેમનું ઉલ્લંઘન એ કરી શકે છે તેમજ પોતાની ઇચ્છા મુજબ એ જીવી શકે છે. પણ હકીકત એ રહે છે કે વ્યક્તિના જીવન સાથે એનું સામાજિક તંત્ર સંકળાએલું છે અને તે વ્યક્તિના જીવન પર અસર પહોંચાડી શકે તેમ છે.

આ હકીકતને અફર ગણનારા અને સામાજિક નિશ્ચિતવાદમાં માનનારા કેટલાક વિદ્વાનોનો એવો મત છે કે સમાજ એક એકમ છે અને વ્યક્તિ જુદો એકમ છે. આ બન્ને વચ્ચે ભિન્નતા છે તેથી વ્યક્તિ અને સમાજ વચ્ચે રસાકસી, હુંસાતોશી તેમજ વિરોધ હોય છે. સમાજનો હેતુ વિશાળ હોય છે અને વ્યક્તિના હેતુ કરતાં જુદા પ્રકારનો હોય છે એટલે સમાજનું શ્રેય વ્યક્તિના શ્રેયથી અલગ રીતે અને વખત આવ્યે વ્યક્તિના ભોગે પણ સાધી શકાય છે.

## વ્યક્તિ અને સમાજ વચ્ચે પરસ્પરાવલંબન :

આ મતવાદીઓએ સમાજને વ્યક્તિથી પર તથા અપરંપાર સત્તાવાળો ગણીને એ હકીકતને અવગણી છે કે 'વ્યક્તિને લીધે સમાજ છે અને વ્યક્તિને માટે સમાજ છે'. સમાજ એટલે તેમાં રહેનારી વ્યક્તિઓ અને તેમણે રચેલું અરસપરસના સંબંધોનું માળખું. એ માળખામાં જેટલો વ્યક્તિ વ્યક્તિ વચ્ચે સંબંધ છે તેટલો જ વ્યક્તિ અને સમાજ વચ્ચે અન્યોન્ય સંબંધ હોય છે. તેઓ એક બીજાનાં પૂરક હોય છે. એક વિના બીજાની કલ્પના જ શક્ય નથી તો પછી એક વિના બીજાનું અસ્તિત્વ હોઈજ ન શકે.

તેમને એક બીજાનાં પૂરક એટલા માટે ગણાવ્યાં છે કે વ્યક્તિનું વ્યક્તિત્વ ( *Individuality* ) સમાજમાં અને સમાજ વડે જ ખીલે છે. જો સમાજ આ કાર્યમાં સહાય ન કરે તો વ્યક્તિનું વ્યક્તિત્ત્વ વણખીલ્યુ રહી જાય. પણ વ્યક્તિ પોતે જ આમ થવા દેશે નહીં અને સમાજ સાથેના તેના સંબંધો દ્વારા પોતાનો વિકાસ સાધી રહેશે. તેના બાળપણથી આ પ્રક્રિયા શરૂ થઈ જાય છે. બાળપણમાં વ્યક્તિના સંબંધો ઘણા થોડા અને સાદા સીધા તેમજ તેના બાહ્ય જીવન પૂરતા મર્યાદિત હોય છે. તેનામાં પોતાની મેળે નિર્ણય લઈને પ્રવૃત્તિ કરવાની શક્તિ હોતી નથી એટલે શરૂઆતના એના સંબંધો જાણે કે પહેલેથી ગોઠવી રાખ્યા હોય તેવા, પુનર્નિર્મિત હોય છે. સમાજ સાથે એનો પરિચય વધતો જાય છે તેમ તેમ

એની શક્તિઓ ખીલે છે અને સમાજ, તેની માન્યતાઓ, તેનું વિજ્ઞાન, તેની પરંપરાઓ, તેના રિવાજ અને તેની બીજી પ્રક્રિયાઓ વડે એને સહાયભૂત બની એની શક્તિઓને વધુ વિકસાવે છે. વ્યક્તિને ભાન થાય છે કે 'હું' 'હું છું' અને સમાજ મારે માટે તેમજ મારે લીધે છે. એનામાં ધીરે ધીરે પોતાપણું આવે છે એટલે એની વર્તણુંકની જવાબદારીઓનો તેમજ પોતાના હક્કોનો એને ખ્યાલ આવવા માંડે છે–એનું વ્યક્તિતત્વ ખીલે છે.

વ્યક્તિતત્ત્વ એટલે અહંભાવ નહી; વ્યક્તિતત્વ એકલે સ્વાર્થીલાપણુ કે ધૂનીપણું નહીં. એ બંને તો વ્યક્તિતત્ત્વની ખીલાવટમાં અવરોધરૂપ છે. વ્યક્તિતત્ત્વ ખીલવાથી વ્યક્તિ પોતાની આજુબાજુ ચાલી રહેલા વ્યવહારો પરત્વે વધુ સજાગ બને; તેમને વધુ ચકાસીને, પોતાની મેળે પોતાનું વર્તન નિશ્ચિત કરે અને સામાજિક પ્રક્રિયાઓમાં ભાગ લેવા છતાં પોતાની સ્વાયત્તતા ટકાવી રાખે. જે સામાજિક વ્યવહારો એને યોગ્ય લાગે તેમને એ સહર્ષ અપનાવે પરંતુ જે યોગ્ય ન લાગે તેવા વ્યવહારો હોય તેમને ફગાવી દેતાં એ અચકાશે નહીં.

વ્યક્તિતત્ત્વના વિકાસમાં સમાજનો ફાળો પણ છેજ. એ ફાળો તે સામાજિકત્વ ( Sociality ) રૂપે આપે છે. સામાજિકત્વ વળી વ્યક્તિના સમાજ પરત્વેના ભાન પર તથા એની સમાજ પ્રત્યેની જવાબદારી પર અવલંબે છે. એ બંનેનો–વ્યક્તિતત્ત્વ અને સામાજિકત્વનો-સુમેળ સધાય એટલે વ્યક્તિનું વ્યક્તિત્વ ( Personality ) ખીલે છે. આ રીતે વ્યક્તિતત્ત્વ અને સામાજિકત્વ એ વ્યક્તિત્વનાં બે પાસાં છે. સમાજનું અંતિમ ધ્યેય આ બંને પાસાંઓનો સુમેળ સાધીને વ્યક્તિત્વનો વિકાસ સાધવો એ છે. જે સમાજ તેમાં રહેતી વ્યક્તિઓના વ્યક્તિત્વને પ્રોત્સાહિત કરે તેજ સુવ્યવસ્થિત સમાજ ગણાય.

## વાતાવરણ :

આપણે આગળ જોએલા રામુ અને કમલાના દાખલા પરથી ફલિત થાય છે કે માણસમાત્રનું જીવન એની આજુબાજુનાં પરિબળોને લીધે ઘડાય છે. આ પરિબળો તેમના બહોળા અર્થમાં વાતાવરણ (Environment) તરીકે ઓળખાય છે. 'મનુષ્યનું સમગ્ર જીવન જે ભૌગોલિક, ભૌતિક, આર્થિક તથા સામાજિક રચના તથા વ્યવસ્થામાં જીવાય છે તેને મનુષ્યનું 'વાતાવરણ' કહેવાય' એવી તેની વ્યાખ્યા કરી શકાય. આ બધાં પરિબળોને અલગ રીતે ગણાવ્યાં છે તે તો ફક્ત સમજવાની સગવડ ખાતર. નહીંતો તેમની વચ્ચે આંતરસંબંધ સવિશેષ છે. આવો આંતરસંબંધ એટલો બધો છે કે એક પરિબળ નર્યા ભૌગોલિક ક્ષેત્રનું છે કે આર્થિક યા સામાજિક ક્ષેત્રનું, તે કળવું અઘરું છે. દાખલા તરીકે એક ખેતર લઈએ. એક રીતે જોતાં ખેતર એટલે માટીનાં ઢેફાંથી ભરેલો લાંબો પહોળો વિસ્તાર છેઃ ભૌતિક તથા ભૌગોલિક વસ્તુ જ છે. પણ તેની હદ ઠરાવાએલી હોય છે, એની કિંમત નક્કી થઈ હોય છે અને તેની ઉપર મલિકી હક્ક નિશ્ચિત થએલા હોય છે; એટલે તે આર્થિક તેમજ સામાજિક વસ્તુ પણ બની ગણાય.

ભૌગોલિક વાતાવરણમાં પૃથ્વી સમસ્ત આવી જાય. હવામાન, નદી, પર્વત, દરિયો, વનસ્પતિ અને બીજાં જીવજંતુઓ તથા પ્રાણીઓ મળીને ભૌગોલિક વાતાવરણ સર્જે છે. આવું 'ભૌગોલિક વાતાવરણ વ્યક્તિના જીવન પર તેમજ સમાજ પર અસર કરી શકે છે' એવો એક મત છે. આ મત ધરાવનારા વધુમાં એમ માને છે કે આ બધાં ભૌગોલિક પરિબળોને લીધે જ વ્યક્તિ અને સમાજ અત્યારે જેવાં છે તેવાં બન્યાં છે. તેમણે જુદી જુદી સામાજિક વ્યવસ્થાઓ અને તેમની આસપાસ આવેલા આવા ભૌગોલિક વાતાવરણનાં પરિબળોનો સંબંધ દર્શાવ્યો છે. આપણે એમના જેટલી ચુસ્ત

માન્યતા ગ્રાહ્ય ન કરીએ તોયે એટલું તો સ્વીકારવું જ પડશે કે વ્યક્તિએ પોતાની ચોતરફની ભૌતિક તથા ભૌગોલિક વસ્તુઓને સમજવાનો અને તેમનો ઉપયોગ કરવાનો સતત પ્રયત્ન કર્યો છે જેથી એના આચારવિચાર પર, એની માન્યતાઓ પર અને એના જીવનના બીજાં પાસાંઓ ઉપર અસર પડી છે; અને આવી અસર એની સમાજ-રચનામાં દેખાઇ આવે તેવી છે. હવામાન, દરિયાકાંઠો અને પર્વત-વાળા વિસ્તારો, રસાળ પ્રદેશ તેમજ મરૂભૂમિ એ બધાંની અસર વ્યક્તિના શરીર ઉપરથી તેમજ તેના જીવનવ્યવહારો પરથી વર્તાય તેવી છે. પરંતુ એક હકીકત નોંધવી ઘટે કે આ બધાં ભૌતિક અને ભૌગોલિક પરિબળોની સમાજરચના પરની અસર જેમ જેમ ઓછી થતી જાય અને વ્યક્તિ તે બધાં પર વધુને વધુ કાબુ મેળવતો જાય, તેમ તેમ એનો વિકાસ થતો જાય છે.

આર્થિક વાતાવરણને આગવું સ્થાન આપ્યું છે તે ફક્ત સમજવા પૂરતું જ; બાકી આર્થિક તે ભૌગોલિક અને એ તે બધાં સામાજિક વાતાવરણનાં જ ભિન્ન સ્વરૂપો છે એમ કહેવામાં વાંધો નથી આર્થિક વાતાવરણમાં ઉત્પાદનનાં સાધનો તેમજ ઉત્પાદિત ચીજ વસ્તુઓ ગણાવી શકાય. વધુમાં, ઉત્પાદન કરવાની પ્રવૃત્તિને લીધે ઉત્પન્ન થતાં જાતજાતનાં સંગઠનો ( Associations ) જેવાં કે બેંક, ઉત્પાદનસંઘો અને મહાજનો તથા બીજી રીતરસમો જેવી કે નાણાંની લેવડદેવડ, ચેક હુંડી વગેરે આર્થિક વાતાવરણમાં સમાએલાં છે. આર્થિક વાતાવરણ ની અંતર્ગત, ઉત્પાદન અર્થે કરાએલી શ્રમની વહેંચણી ( Division of Labour ) ને લીધે વ્યક્તિની જીવન જરૂરિઆતની ચીજો એને ઓછી મહેનતે અને ઝડપથી મળે છે તેમજ એની ઇચ્છાઓ સંતોષાય છે. આ બધી પ્રક્રિયાઓને લીધે વ્યક્તિના આચારવિચાર, એની માન્યતાઓ તથા એના સામાજિક જીવનનાં બીજાં પાસાં નિર્ધારિત થાય છે એવો એક મત છે અને દુનિયાના મોટાભાગના વિદ્વાનોએ આ મતને ગ્રાહ્ય ગણ્યો છે.

વાતાવરણનું ત્રીજું વિભાજન સામાજિક પ્રકારનું છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના જાતીય સંબંધો, માલિકી સંબંધો, મૈત્રી સંબંધો અને સમાજ સમાજ વચ્ચેના સંબંધો દરેક પેઢીમાં વ્યક્તિઓ સર્જે છે જે ધારાધોરણો, નીતિ-નિયમો તેમજ પદ્ધતિઓ રૂપે વ્યક્તિના સામાજિક જીવનનાં અંગ બની જાય છે. આ બધું એક પેઢીથી બીજી પેઢીને અને બીજીથી ત્રીજી પેઢીને, એમ સામાજિક વારસા ( Social Heritage ) તરીકે મળે છે અને તે ' પરંપરા ' ( Traditions ) કે ' રૂઢિ ' ના નામે ઓળખાય છે. આવીજ રીતે લોકરીતિઓ, રિવાજો, સામાજિક સંસ્થાઓ, સામાજિક માન્યતાઓ, મૂલ્યો અને સંસ્કારો–એ બધાં વ્યક્તિના જન્મથી તે એના અંત સુધી એનું સામાજિક વાતાવરણ બની રહે છે. તેમાં પરિવર્તન આવે છે ખરૂં પણ તેમને પરિવર્તિત કરવા જતાં એટલે કે બદલવા જતાં વ્યક્તિ નવી માન્યતાઓ, નવાં મૂલ્યો સર્જે છે અને વળી તેથી એનું નવું સામાજિક વાતાવરણ સર્જાય છે.[1] આ પ્રક્રિયા લાખો વર્ષોથી ચાલતી આવેલી છે. એને વધુ વિસ્તૃત રીતે સમજવા માટે સમાજનો ઉદ્ભવ શાથી થયો હશે તે જોવુ આવશ્યક બને છે. આ માટે કેટલાંક અનુમાનો થયાં છે પરંતુ એક પણ અનુમાન સર્વગ્રાહ્ય બન્યું નથી.

## સમાજની ઉત્પત્તિનાં અનુમાનો :

(અ) સમાજ એક કરાર છે (કરારવાદ: Social Contract Theory ): થોમસ હૉબ્સ ( Thomas Hobbes ) નામના એક દાર્શનિકે સત્તરમી સદીમાં સમાજની ઉત્પત્તિ અંગે પોતાનાં મંતવ્યો રજૂ કરતાં જણાવ્યુ કે, ' માનવીનું જીવન કુદરતને ખોળે એકલવાયું, પ્રાણીવત્ અને ગરીબડું બની ગયું હતું. દરેક માનવી પોતપોતાનોજ વિચાર આવી અવસ્થામાં કરતું હતું એટલે માનવી માનવી વચ્ચે

૧ M. Ginsberg : Psychology of Society, p. 108

નિરંતર ઘર્ષણ થયા કરતું. આવી અસહ્ય પરિસ્થિતિને નિવારવા માટે માનવીએ અન્યોન્ય સમજૂતી કરીને સમાજની રચના કરી છે.' હૉબ્સની આ માન્યતા પ્રમાણે 'માનવી કુદરતી રીતેજ અહંભાવી અને નીતિ અનીતિ શૂન્ય ( Amoral ) સ્વભાવનો' હતો; માનવીને હંમેશાં વિરોધ અને ઘર્ષણમાં જીવવું પડતું તેથી તેને સમાજ–વ્યવસ્થાની જરૂર પડી કે જેમાં 'વિરોધ અને ઘર્ષણ કમી થઇ જાય અને એની જાતનું રક્ષણ થઇ શકે'. આ કારણે માનવી માનવી વચ્ચે સમજૂતી થતાં કરાર થયો અને આમ માનવીએ સમાજની રચના કરી.

કરાર દ્વારા માનવીએ પોતાની મેળે સમાજની રચના કરી છે એવી માન્યતાના સમર્થક જહૉન લૉક ( John Locke ) નામના એક બીજા દાર્શનિક હતા. તેમના માનવા પ્રમાણે 'માનવી–જીવન' શરૂઆતથી એકલવાયું હતું પણ સંઘર્ષવાળું ન હતું. દરેકમાં થોડીક તર્કબુદ્ધિ હતી. આવી જુદી જુદી તર્કબુદ્ધિવાળાઓ વચ્ચે વિચાર ભેદ થયા કરતો એટલે કોની તર્કબુદ્ધિ ખરી છે અને કોની ખોટી એ નિર્ણય કરવા માટે કોઇક તટસ્થ નિર્ણાયકની જરૂર પડી. 'આવા તટસ્થ નિર્ણાયકનું સર્જન કરવા માટે માનવીએ સમાજની રચના કરી' એમ જહૉન લૉકનું માનવું છે.

'સમાજ એક કરાર છે' એ માન્યતાને અપનાવનારા ત્રીજા દાર્શનિક રૂસો ( Rousseau ) હતા. તેમના મત પ્રમાણે 'માનવી માનસિક તથા શારીરિક રીતે સંપૂર્ણ અને સ્વતંત્ર છે, પણ એની ઓળખ સમાજના એક સભ્ય તરીકેજ થઇ શકે છે કેમકે આપણે એને સમાજમાં રહેતો જોઇએ છીએ. એની ચોતરફ સમાજનું આવરણ છે જે એનાં વાણી, વિચાર તેમજ વર્તન ઉપર અંકુશ રાખે છે. વળી સમાજ, અંદર અંદર હળવા મળવાની છુટછાટો પણ માનવીને આપે છે એટલે માનવી પોતાનાં ધ્યેયો હાંસલ કરી શકે છે'. 'આવી છુટછાટો અને આવર

નિયંત્રણો પરથી જણાય છે કે માનવી તથા સમાજ વચ્ચે અરસપરસની સમજૂતી થઈ હશે જેથી સમાજે પેદા કરેલાં નિયંત્રણોની મર્યાદામાં રહી ને માનવી મુક્તપણે પોતાનો હેતુ સિદ્ધ કરી શકે'[૧] એમ રૂસોનો મત છે.

આ ત્રણે દાર્શનિકો અને એડમસ્મીથ નામના અર્થશાસ્ત્રીના મત પ્રમાણે જોતાં, 'સમાજ માણસે કૃત્રિમ રીતે બનાવેલો છેઃ માનવી માનવી વચ્ચે મૂળથી સમજુતી થઇ હોવાને લીધે સમાજનો ઉદ્ભવ થયો છે'. પરંતુ, આવી માન્યતાઓ હવે વજુદવાળી ગણાતી નથી. આ બધી માન્યતાઓનો તો એવો સાર નીકળે છે કે, 'માનવી સમાજમાં રહેતો ન હોવા છતાં, અને સામાજિક ક્ષેત્રની બહાર રહેતો હોવા છતાં, એક વ્યક્તિ તરીકે તો જીવતોજ હતો', અને 'સમાજમાં સમજૂતી દ્વારા પ્રવેશ પામતાં પહેલાં એ સ્વાયત્ત વ્યક્તિ બની ચૂકયો હતો'! વળી, 'સમાજ તો એની મુનસફીને લીધે, કાંઇક ફાયદો મેળવવા કે ધ્યેય હાંસલ કરવા એણે સ્વેચ્છાએ બનાવ્યો છે'!

આ માન્યતાઓ વજૂદ વિનાની એટલા માટે ગણાય છે કે આ માન્યતાના સમર્થકોએ મનુષ્ય, સમાજ અને વ્યક્તિને અલગ અલગ ગણાવ્યાં છે. વાસ્તવમાં તે ત્રણે અરસપરસ સંકળાએલાં છે અને માનવ-વિકાસના ઇતિહાસમા ત્રણમાથી એકેને પ્રાધાન્ય આપી શકાય તેમ નથી. આ માન્યતાની બીજી ક્ષતિ એ છે કે તેમાં સમાજને વ્યક્તિ વત્તા વ્યક્તિ, એમ સમીકરણના રૂપમાં જોવાયો છે. ખરી રીતે સમાજ એ તો વ્યક્તિ ગુણ્યા વ્યક્તિના રૂપમાં જોવાવો જોઇએ.[૨] સમાજ એ ગમે તેમ ભેગા કરી દીધેલા માણસોનું મિશ્રણ (Mixture) નથી. એ તો એમનો સંયુગ (Compound) છે.

---

૧. C. E. M. Joad : A guide to the Philosophy of Morals and Politics; P. 202.

૨. राहुल साङ्कृत्यायनः मानवसमाज

(બ) સમાજની ઉત્પત્તિ ઉત્ક્રાંતિને લીધે ( Evolutionary Theory ) : સમાજની ઉત્પત્તિ કાળક્રમે ઉત્ક્રાંતિને લીધે થઈ છે એટલે સુક્ષ્મ જીવાણુઓના ઉત્ક્રાંતિક્રમમાં સમાજ પણ એક સ્થિતિ છે, એવી માન્યતા હર્બર્ટ સ્પેન્સર નામના વિદ્વાને પ્રચલિત કરી છે. એમણે ચાર્લ્સ ડાર્વિનના ઉત્ક્રાંતિવાદનો સિદ્ધાંત ચકાસીને અનુમાન બાંધ્યું કે જેમ સાવયવી જીવોનો જીવનક્રમ ઉત્ક્રાંતિવાદના સિદ્ધાંતને અનુષંગત છે તેમ સમાજને પણ જીવનક્રમ છે અને તે ઉત્ક્રાંતિ પામે છે. પોતાની આ માન્યતાને સબળ કરવા માટે સ્પેન્સરે ત્રણ દલીલો રજુ કરી છે; સમાજ જીવરૂપ છે, તેનાં લક્ષણોમાં રચનામાં અને કાર્યોમાં સમાજ જીવંત પ્રાણીઓ માફક વર્તે છે, અનેક જાતના આઘાત પ્રત્યાઘાતોની અસર જેમ બીજા જીવો પર થાય છે તેમ જીવરૂપ હોવાને કારણે કુદરતના આઘાતોની અસર સમાજ ઉપર પણ પડે છે.[1]

સ્પેન્સરની માફક લીલ્યેનફીલ્ડ ( Lilienfield ) પણ આવી વિચારધારામાં માને છે. તેઓ સમાજને બીજા જીવોના જેવા સત્ત્વ ( Entity ) તરીકે વર્ણવે છે. તેમનું એવું મંતવ્ય છે કે કુદરતમાં જે પરિબળો કામ કરી રહ્યાં છે તેજ પરિબળોનું ઉચ્ચતર આવિષ્કરણ એ સમાજ છે[2]. ઉત્ક્રાંતિવાદની આ વિચારધારાવાળા, સમાજને બીજા જીવોની માફક જન્મ પામતો, યુવાવસ્થાની માફક વિકાસ પામતો અને દરેક જીવોનું બને છે તેમ અંતે મૃતઃપ્રાય થઇ જતો જણાવે છે. આવી વિચારધારા ઓસ્વાલ્ડ સ્પેંગ્લર નામના વિદ્વાનની પણ છે.

---

૧. P. Sorokin : Contemporary Sociological Theories.

૨ P. Lilienfield : "Human Society like natural organism is a real entity. It is nothing but a continuation of nature, a higher manifestation of the same forces which lie at the basis of all natural phenomena ". P. Sorokin : Contemporary Sociological Theories. P 202-230.

એ તો વળી સંસારની દરેક સંસ્કૃતિનું જીવન હજાર બારસો વર્ષના ગાળા જેટલું જ હોવાનું જણાવે છે.

સમાજની ઉત્પત્તિ અંગેના સ્પેન્સરના અને બીજા વિદ્વાનોના ઉપરનાં વિચારો બહુધા ગ્રાહ્ય નથી. જીવોના ઉત્ક્રાંતિક્રમમાં સમાજનો આવિષ્કાર થયો હોવાની માન્યતા મોટે ભાગે અસ્વીકાર્ય ઠરી ચૂકી છે. સમાજની ઉત્પત્તિ અમુક ચોક્કસ વખતે થઇ છે એ કહી શકાય તેમ નથી. સમાજના ઉત્ક્રાંતિક્રમમાં એનો અંત પણ આવે છે એમ કહેવું અશક્ય છે. સાતત્ય એ તો સમાજનું મુખ્ય લક્ષણ છે. એમાં વિક્ષેપ પડવાનો નયીજ. એક યા બીજા દેશનો અમુક એક સમાજ, એટલે કે એ દેશકાળની અમુક સામાજિક વ્યવસ્થા પરિવર્તિત થાય, તે ક્ષીણ બને, પણ સમાજ સમગ્રનો ક્ષય આવે છે એ માન્યતા ટકી શકે તેવી નથી.

સમાજની ઉત્પત્તિ અંગે બીજાં અનુમાનો પણ થયાં છે. ઑગસ્ટ કૉંટ ( August Comte ) નો નિશ્ચિતવાદ કે બુદ્ધિવાદ (Positivism), તેમજ મનોવૈજ્ઞાનિક શાખા (Psychological School) જે સમાજની ઉત્પત્તિ નર્યાં માનસિક કારણને લીધે જ થઇ છે એમ જણાવે છે–એ સમાજની ઉત્પત્તિ પરત્વેનાં બે વધારાનાં મંતવ્યો છે. મનોવૈજ્ઞાનિક શાખાના વિદ્વાનોમાં પ્રોફેસર ગીડિંગ્ઝ, ગેબ્રિલતાર્દ, લીસ્ટર વૉર્ડ અને રૉસ મુખ્ય છે.

પણ આમાંની એકેય વિચારધારા સમાજની ઉત્પત્તિ અંગેનું સર્વગ્રાહી થાય તેવું કારણ શોધી આપી શકે તેમ નથી કેમકે સમાજની ઉત્પત્તિ એક કે બે બતાવી શકાય તેવાં કારણોને લીધે થઈ નથી. અસંખ્ય કારણોના આંતરિક આઘાત–પ્રત્યાઘાતો અને તેમનાં પરિવર્તનોને લીધે સમષ્ટિ સમગ્રની રચના થઇ છે. સમાજની ઉત્પત્તિનું કારણ જ મળી શકે તેવું નથી. આખી દુનિયાના ભૂતકાળનો ઇતિહાસ જો આપણી સમક્ષ ખુલ્લો મૂકવામાં આવે તો પણ 'અહીં'

અને આ પ્રમાણે ' સમાજની ઉત્પત્તિ થઇ છે એમ કહી શકાય તેમ નથી. જે કાંઇ પ્રયત્નો વિદ્વાનોએ કર્યા છે તે ફક્ત અનુમાનો જ છે.

**મેકાઇવર ( MacIver ) નું અનુમાન :**

આવું એક અનુમાન મેકાઇવરનું પણ છે. તેમણે અત્યારની સમાજવ્યવસ્થાના આવિર્ભાવ સંબંધે અનુમાન કરીને, ગ્રામ્યસમુદાયથી લઇને રાષ્ટ્રસમુદાય સુધીની સામાજિક વ્યવસ્થાઓ કેવી રીતે ઉદ્‌ભવી હશે તેનું વર્ણન કરતાં કહ્યુંછે કે ' માનવ-જીવનના ઇતિહાસ દરમ્યાન જાતજાતની ખાસિયતોવાળા સમાજ ઉદ્‌ભવ્યા છે. એકમાંથી બીજી કક્ષાએ જતા સમુદાયોની આ પ્રક્રિયા નિયમબદ્ધ રીતે થઇ છે કે નહીં એ કહેવું અઘરૂં છે '[૧] કેમકે સમાજની ઉત્પત્તિ જીવનની ઉત્પત્તિ સાથે સંકળાએલી છે.

છતાં એક વસ્તુ સ્પષ્ટ છે કે અનાદિ કાળમાં જંગલના એકાદ ખૂણામાં પડી રહેતો સગાં સહોદરોનો નાનકડો સમૂહ એ નાના સ્વરૂપમાં સમાજ હતો. આ સગાઇ સંબંધને લીધે સંકળાએલો સમૂહ વિસ્તૃત થતાં જાતિઓ ( Clans ) અને ટોળીઓ ( Tribes ) ના સમૂહો પેદા થયા. કઇ રીતે એ પેદા થયા હશે એ કહેવું મુશ્કેલ છે. બનવા જોગ છે કે માણસની ખોરાક મેળવવાની અથવા હથિયાર કે ઓજારો બનાવવાની પ્રવૃત્તિની સાથે સાથે આવા સમૂહો પણ પેદા થયા હોય; અથવા રિવાજ કે સત્તાની પ્રગતિ અને આવા સમૂહોનો ઉદ્‌ભવ સમાંતરે થયો હોય. પણ હકીકત એ છે કે ટોળી જ્યારે એક સ્થળે ઠરીઠામ થઇ ત્યારે તેનો વિકાસ ગ્રામ્યસમુદાયમાં થયો.

ગ્રામ્ય સમુદાય (Village Community): ગ્રામ્યસમુદાયમાં ઘરખેડની જમીન એક મહત્ત્વની વસ્તુ હતી. એને લીધે દરેકનાં હક્ક તથા ફરજો નિશ્ચિત બની જતાં. ગોચરની જમીન અને ઉકરડા

૧. R. M. MacIver : Elements of Social Science.

સહિયારા ગણાતાં. સૌ પોતપોતાની જરૂરિયાતો પ્રમાણેની ચીજો બનાવી લેતા–(જો કે જરૂરિયાતો જ થોડી હતી)–અને જો કાંઇ ન મળે તો તેના વગર ચલાવી લેતા. શ્રમની ફાળવણી નહિવત્ હતી. માલમિલ્કત કોઈની પાસે હતાં નહીં એટલે આપલેના સંબંધો હતા જ નહીં. આ રીતે માનવ આદિકાળમાં સ્વાવલંબી અને સંકુચિત જીવન વિતાવતો હતો. એની સંકુચિતતાને કારણે માનવીનું અને એના સામાજિક જીવનનું ધોરણ ઘણું નીચું હતું.

**નગર સમુદાય ( City Community ):** પણ શહેરોની ઉત્પત્તિ થવાથી તથા રાજ્યસત્તા હેઠળ રાષ્ટ્રિય ધોરણે સંચાલન થવાને લીધે ગ્રામ્યસમુદાયની સંકુચિતતા તેમજ અળગાપણું તુટી ગયાં અને તેથી નગર સમુદાય અસ્તિત્વમાં આવ્યો.

જેમ જેમ ઉત્પાદન વધતું ગયું તેમ તેમ માણસના જીવનની આર્થિક રાજકીય, સાંસ્કારિક અને સામાજિક જરૂરિયાતો વધતી ગઇ આ જરૂરિયાતોને સંતોષવા માટે જેમ જેમ ગ્રામ્ય સમુદાય નાનો પડતો ગયો તેમ તેમ માણસને બીજાં સ્થાનોનો આશરો લેવો પડયો. આ માટે એણે કુદરતી રીતે રક્ષાએલાં કે કુદરત વડે પોષાએલાં સ્થાનો પસંદ કરી ત્યાં પડાવ નાખ્યો. એની જરૂરિયાતોનું પોષણ તેમજ એના ઉત્પાદનનો યોગ્ય વિનિમય નદી કિનારાના કે દરિયા નજીકના કોઇ બંદરવાળા સ્થળે કે વહેપારના મથકે સારી રીતે થઇ શકતો હોવાથી એણે તેવી જગ્યાઓનો આશરો લીધો. આ નવીન વાતાવરણમાં શરૂઆતનું લોહીની સગાઇનું બંધન ઢીલું થતું ગયું અને તેની જગ્યા મોટે ભાગે-નાગરિકતાએ લીધી.

**સામંતશાહી સમુદાય (Feudal Community):** આ શહેરી સમુદાયમાં રાજકિય સત્તાની જુદી જુદી કક્ષાએ સંસ્થાપિત થતી ગઈ. સામંતશાહી સમુદાયમાં જમીનની માલિકી નિર્ણાયક ગણાતી એટલે ઓછી વત્તી જમીન ધારણ કરનારા નાના મોટા સામંતોની એક શ્રેણી (.Hierarchy ) અસ્તિત્વમાં આવી. આવી સામાજિક

વ્યવસ્થામાં રાજકીય અને સામાજિક હક્કો બજારમાં વેચી કે ખરીદી શકાય તેવી ચીજો જેવા બની ગયા. લશ્કરી સત્તા એ આવી સમાજ-વ્યવસ્થાનું ખાસ લક્ષણ હતું એટલે 'મારે તેની તલવાર' જેવી સ્થિતિ આ સામંતશાહી સમુદાયમાં પ્રવર્તતી હતી.

પરંતુ આવી સ્થિતિ લાંબો સમય ટકી શકી નહીં. સર્વસામાન્ય સંસ્કૃતિના વિકાસથી અને શક્તિશાળી ધર્મવ્યવસ્થાનો ઉદ્ભવ થવાને કારણે સામંતશાહીનું જોર નબળું પડતું ગયું. ધર્મ અને રાજ્યસત્તા વચ્ચે હરીફાઇ જાગતાં રાજ્યસત્તાની પકડ નબળી પડી ગઈ જેને પરિણામે સામંતશાહી ક્ષીણ બની ગઇ.[1]

રાષ્ટ્ર-સમુદાય ( Nation Community ): આપણે મેકાઈવરની માન્યતા અનુસાર સમાજના ઉદ્ભવ અંગેનાં મંતવ્યો જોઇ રહ્યા છીએ. મેકાઇવરે ગ્રામ્યસમુદાય, નગરસમુદાય તથા સામંતશાહી સમુદાય કેવા હશે તે પરત્વે જે અનુમાનો બાંધ્યાં છે તે આપણે જોયાં. અત્યારનો આપણો વર્તમાન સમાજ આ બધી સ્થિતિઓમાંથી પસાર થયા બાદ અસ્તિત્વમાં આવ્યો હોવાનું મનાય છે. મેકાઇવરે છેલ્લે પોતાની કલ્પનાના રાષ્ટ્રસમુદાયની ચર્ચા કરતાં જણાવ્યું છે: 'અત્યારે અસ્તિત્વમાં આવેલા સમાજનું રાષ્ટ્રસમુદાયમાં સતત પરિવર્તન થયા કરે છે કેમકે રાષ્ટ્રસમુદાય એ તેનું અંતિમ ધ્યેય છે એટલે તેની કોઇ મર્યાદાઓ નથી. રાષ્ટ્ર-સમુદાયના આવા ધ્યેયને અનુલક્ષીને માનવીનું વર્તન ઘડાય છે. જાતિ, ભાષા, ધર્મ, રિવાજ કે પરંપરાથી એ પર હોઇ આ ધ્યેય કોઇ નિશ્ચિત ગુણ પર આધાર રાખતું નથી.'[2]

## સમાજની વ્યાખ્યા અને તેનાં લક્ષણો:

મેકાઇવરનાં અનુમાનોની ચર્ચા કરતાં આપણે અનાયાસે સમાજનાં કેટલાંક વિધાયક પરિબળોની ચર્ચા સુધી આવી ગયા.

૧. R. M. MacIver: Elements of Social Science: P. 33
૨. સદર P. 36-37

આ વિધાયક પરિબળોમાં મુખ્ય પરિબળ અરસપરસના સંબંધોની ભાવના છે તે આપણે શરૂઆતથી જોતા આવ્યા છીએ. પરંતુ આવી ભાવના એજ એક વિધાયક પરિબળ નથી. પ્રાથમિક સામ્ય અને ગૌણ ભિન્નતાને લીધે ઉપજતાં પરસ્પરાવલંબન તથા સહકાર એ પણ સમાજના ઉદ્‌ભવનાં કારણો છે. સમાજતંત્રના ઉદ્‌ભવમાં આ બધાં પરિબળો શો ચોક્કસ ભાગ ભજવે છે તે જરા વિસ્તારથી જોવું ઘટે. તે માટે આપણે જુદા જુદા સમાજશાસ્ત્રીઓએ કરેલી ' સમાજ ' ની વ્યાખ્યાઓ ટાંકીશું અને તે પરથી સમાજનાં સામાન્ય લક્ષણો તારવી લઇને તેમનો વિચાર કરીશું.

**મેકાઇવરની વ્યાખ્યા** : સમાજની વ્યાખ્યા કરતાં મેકાઇવરે કહ્યું છે કે, ' સમાજ એટલે લોકરીતિઓ (Usages), કાર્યપદ્ધતિઓ ( Procedures ), સત્તા તથા પરસ્પર સહકારવાળા, ઘણા સમૂહો તેમજ વિભાગોની બનેલી એક સુગઠિત વ્યવસ્થા છે જેમાં માનવ-વર્તનનાં નિયંત્રણોનો અને તેની સ્વતંત્રતાનો સમાવેશ થઇ જાય છે'. વધુમાં ' સમાજમાં થતા અન્યોન્ય સંબંધો જાળાની માફક ગુંથાએલા હોય છે અને સતત પરિવર્તિત થયા કરે છે'.

**રૂમ્ની તથા મેઇરની વ્યાખ્યા** : 'સમાજ શબ્દને વિશાળ અર્થમાં સમજીએ તો માનવ-જીવનના દરેક જાતના અને દરેક પ્રમાણના સંબંધો સામાજિક સંબંધો કહી શકાય. આ સંબંધો વ્યવસ્થિત હોય કે અવ્યવસ્થિત, સીધા હોય કે પરોક્ષ, બોધિત ( Conscious ), હોય કે અબોધિત (Unconscious), સહકારના હોય કે વિરોધાત્મક, માણસના જીવન સમગ્રને તે આવરી લે છે અને તેમની નિશ્ચિત મર્યાદાઓ નથી.'

**ગીસબર્ગની વ્યાખ્યા** : ' સીધા અથવા આડકતરા વ્યવસ્થિત કે વ્યવસ્થારહિત, બોધિત કે અબોધિત, સહકારના કે વિરોધાભાસના, માનવસંબધોનું સમગ્ર માળખુ એટલે સમાજ. '

**પ્રોફેસર ગીડીંગ્ઝની વ્યાખ્યા :** 'સમાજ એટલે સવેદનશીલ, સરખા અને સામાન્ય હિતોવાળાઓનો સમૂહ.'

**રાહુલ સાંકૃત્યાયનની વ્યાખ્યા :** 'એક બીજા ઉપર કાર્ય મારફત અસર કરનાર વ્યક્તિઓનું વિશાળ સંગઠન એટલે સમાજ. વ્યકિતઓ પર અરસપરસ અસર કરનારી બધી સ્થાયી ક્રિયાઓ સમાજની અંદર થાય છે એટલે વ્યક્તિઓના પરિશ્રમના સંબંધો પર સમાજ આધાર રાખે છે.'

**પ્રાધ્યાપક ઘુર્યેની વ્યાખ્યા :** "માનવ સંબંધોનું માળખું અમૂર્ત (Abstract) રીતે સમાજ રચે છે તેમ હું નથી માનતો, હું તો સમાજને મૂર્ત (Concrete) હકીકત તરીકે જ જોઉં છું; સમાજ એટલે 'અમુક સમૂહ' એમ હુ તો સમજું છું."[1]

આપણે જેએલી વ્યાખ્યાઓમાં સંબંધ, સામ્ય, ગૌણ ભિન્નતા, શ્રમવિભાજન, સહાય, વિરોધ, સાતત્ય અને પરિવર્તનનો નિર્દેશ કરાયો છે. આ બધી વિગતો સમાજ અને સામાજિક સંબંધો યોજનારાં ઘટકો છે તથા સમાજની વિશિષ્ટતાઓ સુચવે છે. આપણે તેમનું પૃથક્કરણ કરીશું.

**સંબંધ :**

માણસ માણસની વચ્ચે સાંનિધ્ય થવાને કારણે અરસપરસનું ભાન થાય છે એ આપણે આગળ જોઇ ગયા. આવું ભાન માણસના મનમાં સ્વયંભૂ રીતે થાય છે, માણસને કહેવું પડતું નથી કે તારી પાસે તારા જેવુંજ બીજું માણસ ઉભું છે. એ હકીકતનું ભાન એને ઇંદ્રિયો દ્વારા આપોઆપ થઈ જાય છે; આવું ભાન થતાં માણસો એક બીજા પરત્વે અમુક પ્રકારે વર્તે છે જેથી તેમની વચ્ચે સંબધ થવાની પૂર્વભૂમિકા રચાય છે.

1 Prof. G S. Ghurye : Culture and Society P 1

અરસપરસનું ભાન અન્યોન્ય પરિચયમાં પરિણમે છે. પરિચયમાંથી સમાગમ થાય છે અને ત્યારબાદ સંબંધ પેદા થાય છે. આ બધું ઘણીજ ત્વરિત રીતે બની જાય છે જેથી આપણે તો માત્ર પરિણમેલા સામાજિક સંબંધનોજ અનુભવ કરીએ છીએ.

સંબંધ ટુંકા ગાળાનો હોઈ શકે અથવાતો લાંબો સમય ટકે તેવો પણ નિવડે. આગગાડીના ડબામાં આપણે તદ્દન અપરિચિત માણસોના સાંનિધ્યમાં આવીએ છીએ છતાં તેમની સાથે અમુક જાતનો સંબંધ તો થાય છે જ. આ સંબંધ ટુંકાગાળાનો કહેવાય. કુટુંબમાં જન્મથી માતાપિતાના અને ભાઇભાંડઓના સંબંધમાં બાળક આવે છે તેનો આવો સંબંધ લાંબો સમય ટકી રહેનારો ગણાય છે.

સંબંધ સીધો એટલે કે પ્રત્યક્ષ થાય અથવા અપ્રત્યક્ષ, પરોક્ષ કે આડકતરો થાય. કુટુંબમાં રહેનારાં બધાં એક બીજાની સન્મુખ રહે. છે એટલે તેમનો સંબંધ સીધો એટલેકે પ્રત્યક્ષ સંબંધ કહેવાય; તેજ પ્રમાણે શિક્ષક અને વિદ્યાર્થી વચ્ચેનો સંબંધ પ્રત્યક્ષ હોય છે. જ્યારે ચુંટણીમાં ઉમેદવારી કરનાર ઉમેદવાર અને તેને મત આપનારાઃ વચ્ચેનો સંબંધ પ્રત્યક્ષ ન હોતાં પરોક્ષ એટલે કે આડકતરો છે.

સંબંધ વ્યવસ્થિત રીતે રચાયલો હોઈ શકે અને વળી અવ્યવસ્થિત રીતે પણ સંબંધો ઉદ્દભવી શકે એમ કેટલાક વિદ્વાનોનું માનવું છે. એમના મંતવ્ય અનુસાર, ' જ્યાં જ્યાં વ્યક્તિઓનો સમૂહ એકઠો થાય અને જ્યાં તેમની વચ્ચે એકબીજાના અસ્તિત્વનું ભાન થાય, ત્યાં ત્યાં સંબંધ પેદા થયો ગણાય છે'. ' આવો સંબંધ નિયમબદ્ધ- એટલે કે ચોક્કસ પ્રણાલિકા પ્રમાણેનો ન હોય તો પણ તે સામાજિક- સંબંધ તરીકે ઓળખાવાનો જ'. જેમકે સીનેમાગૃહની ટિકિટબારી પર લોકો જમા થાય છે ત્યારે સૌનો હેતુ ટિકિટ લઇને સીનેમા જોવા જવાનો હોય છે. આવી રીતે જમા થએલા લોકોનો સમૂહ- ' અવ્યવસ્થિત ' હોય છે. પણ સૌના મનમાં એકબીજાની હાજરીનું ભાન હોય છે, પોતપોતાના હેતુઓનો ખ્યાલ હોય છે અને બધામાં

લક્ષ્યનું સામ્ય હોય છે એટલે આ સમૂહમાં ' સામાજિક સંબંધ ' ની હસ્તી છેજ. આ દ્રષ્ટિએ જોતાં, વેરવિખેર, અવ્યવસ્થિત, પણ માનસિક સ્તર પર સંકળાએલાં બધાં માણસો વચ્ચેના સંબંધો ' સામાજિક સંબંધો ' નો દરજ્જો પામે છે, એકલા તાલબદ્ધ ચાલનારા કે એક કતારમાં ઉભેલા સૈનિકો વચ્ચેનો સંબંધ ' સામાજિક સંબંધ ' છે એમ ન કહેવાય.

**બોધિત અને અબોધિત સંબંધો :** અરસપરસની ઉપસ્થિતિનું ભાન ન હોય ત્યાં સામાજિક સંબધો ઉદ્ભવી શકે નહીં કેમકે સમાજ એજ એક માનસિક હકીકત છે અને તેનું અસ્તિત્વ માનસિક સ્તર ઉપરજ છે.[1] એટલે કે જ્યાં બોધિત (Conscious) સંબંધો થાય ત્યાંજ સામાજિક સબંધો અસ્તિત્વમાં આવી શકે. પરંતુ ગીંસબર્ગ અને રૂમ્ની-મેઈરની વ્યાખ્યાઓમાં સામાજિક સંબધો બાધિત હોય કે અબોધિત ( Unconscious ) એમ કહેવાયુ છે. આ વિગત વિચારણા માગી લે છે.

ગીંસબર્ગનું મંતવ્ય છે કે ' વ્યક્તિઓને એકબીજાના અસ્તિત્વનું, સમાન હિત ( Interest ) નું અને એકસરખા હેતુઓનું ભાન ન હોય ત્યાં, સામાજિક સંબંધોનો આવિષ્કાર થતો નથી' એમ કહેવુ ઉચિત નથી, કેમકે અબોધિત તથા આડકતરા સંબંધો પણ સામાજિક સંબંધો તરીકે અગત્યનો ભાગ ભજવે છે. તેમના આ મંતવ્યની પુષ્ટિ માટે ગીંસબર્ગે આર્થિક ક્ષેત્રમાંથી એક ઉદાહરણ ટાંકયું છે કે, જગતનાં બજારોના આર્થિક સંબંધોમાં ફેરફાર આવતાં તેની અસર સામાન્ય માણસના જીવન ઉપર ઘણીવાર ઘેરી પડે છે; ભલે એ માણસને આ વિગતનું અને તેનાં કારણોનું ભાન ન હોય'.

1 ' It (Society) therefore in the first place, is a state of mind'. R. M. MacIver : Elements of Social Science

આ વિધાનને નકારી કાઢનારા વિદ્વાનોનું કહેવું છે કે અબોધિત સંબંધોનો જે દાખલો ગીંસબર્ગે ટાંક્યો છે તે પરોક્ષ રીતે તો બોધિત સંબંધોજ છે, તેમને અબોધિત કહેવા એ ઉચિત નથી. જગતના બજારોમાં પરિવર્તન આવે તેની અને તેનાં કારણોની માણસને એકાએક સમજ ન પડે તે બનવાજોગ છે. પરંતુ તેને લીધે એના જીવન ઉપર જે અસરો પડશે તેનું ભાન તો માણસને થવાનું જ છે. એટલે આવી અસરો પાડનારાં બજારોનાં પરિવર્તનોથી માંડીને છેક માણસ સુધી અરસપરસના માનસિક સંબંધોની ગૂંથણી થયેલી હોય છે. આ રીતે જોતાં, સામાજિક સંબધોના આવિષ્કરણમાં બોધિત સંબધોનો મહત્ત્વનો ફાળો છે. કેટલાક સમાજ-મનોવિજ્ઞાનીઓએ તો આ હકીકતને વિસ્તૃત કરતાં જણાવ્યું છે કે 'વ્યકિત વ્યકિત વચ્ચે જ્યાં બોધિત સંબંધો થાય ત્યાં તત્કાળ એક નવી સભાનાવસ્થા (Awareness) ઉદ્‌ભવે છે. આવી સભાનાવસ્થા સંબંધમાં આવનાર વ્યકિતઓના મનમાં હોવા છતાં, એક નવીજ 'બોધનાવસ્થા' (Consciousness) પેદા કરે છે.'

## પ્રાથમિક સામ્ય :

સામાજિક સંબધો થવા માટે અરસપરસના ભાન જેટલીજ આવશ્યકતા મૂળભૂત સરખાપણાની–પ્રાથમિક સામ્યની-છે. સરખાપણા વગર કે નિદાન સરખાપણાના ભાન વગર અરસપરસ પરિચય થઇ શકે નહીં અને સરવાળે સમાજ ઉદ્‌ભવી શકે નહીં. જેઓ એક બીજાની નજીક હોય કે દૂર હોય પણ તેમની વચ્ચે તનનું અને મનનું મૂળભૂત સામ્ય હશે તો જ તેમની વચ્ચે સામાજિક સંબંધ ઉદ્‌ભવશે. જો આવું પ્રાથમિક સરખાપણું ન હોત તો માણસો એકત્રિત રહી શકત નહીં.

આદિ માનવસમાજમાં લોહીના સંબંધોના માની લીધેલા સરખાપણાને લીધેજ સામાજિક સંબંધો ઉદ્‌ભવ્યા હતા. આવી લોહીના સરખાપણાની ભાવના, સમાજના વિકાસ સાથે વિસ્તૃત

બનતાં, આજની રાષ્ટ્રિયતાની ભાવનાના સરખાપણાને લીધે, એક રાષ્ટ્રનાં માણસો વચ્ચે સંબંધ ટકી રહે છે.

વ્યક્તિ વ્યકિત વચ્ચેના મૈત્રીના તથા બીજા ગાઢ સંબંધો એક બીજાને ઓળખાને સમજવાને લીધે પેદા થયા છે. દરેક પ્રકારનાં સંગઠનો પણ અરસપરસની ઓળખને લીધે ઉદ્દભવ્યાં છે. એટલે એકબીજાની ઓળખ માટે, એક બીજાને સમજવા માટે, મૂળભૂત સરખાપણાની જરૂર છે. જો આવું પાયાનું સામ્ય ન હોય તો અરસપરસની સમજણ શી રીતે ઉદ્દભવે ?

### ગૌણભિન્નતા :

જેટલી સરખાપણાની જરૂર છે તેટલીજ આવશ્યકતા ગૌણ તફાવતની છે. જો બધાંજ બધી રીતે સરખાં હોત તો તેમના સામાજિક સંબંધો કીડી મંકોડીના હોય છે તેવા સંકુચિત બની જાત. બધી બાબતના સરખાપણાને લીધે અન્યોન્ય આપલેના સંબંધો પેદા થાત નહીં: એક બીજાના જીવનમાં ખાસ ભાગ લઈ શકત નહીં. પણ એવું બનતું નથી. માણસ માણસ વચ્ચે જેમ મૂળભૂત સરખાપણું છે તેવીજ રીતે માણસે માણસે કેટલાક 'ગૌણ' તફાવતો પણ હોય છે. સ્ત્રી અને પુરૂષ વચ્ચે જાતિભેદને લીધે ગૌણ તફાવત હોય છે, દુકાનદાર તથા ઘરાક વચ્ચે જરૂરિયાતોનો ફરક હોય છે અને શિક્ષક–શિષ્ય વચ્ચે જ્ઞાનની ભિન્નતા હોય છે. આથી તેમની વચ્ચે આપલેના સંબંધો રચાયા હોય છે. ભિન્નતા ગૌણજ રહેવી જોઇએ; તોજ સૌ એક બીજાની ઉણપોનાં પૂરક બની સહકાર સાધી શકે. જો ભિન્નત્વ તીવ્ર બની જાય તો વિરોધ પ્રકટે, ઘર્ષણ થાય અને અંતે વિનાશની નોબતો વાગે. પરંતુ ભિન્નતાની માત્રા જળવાઇ રહે છે, જેને લીધે શકિતઓનો, આકાંક્ષાઓનો અને હિતોનો તફાવત જીવનમાં જોવા મળે છે. આવા તફાવતને કારણે સૌનું એક યા બીજા ક્ષેત્રમાં વિશિષ્ટીકરણ ( Specialisation ) થાય છે તેમજ જીવનમાં કાર્ય–વિભાજન ( Division of Labour ) સરળ બને છે.

## કાર્યવિભાજન :

વ્યક્તિઓ અથવા સમૂહો જયારે કોઈ સામાન્ય કામને માંહોમાંહે વહેંચી લઈને કરે છે ત્યારે તેમની વચ્ચે કાર્યવિભાજન થયું એટલે કે શ્રમની ફાળવણી થઇ એમ કહેવાય છે. આનું કાર્યવિભાજન એક બીજાનાં પૂરક એકમો વચ્ચે થાય છે એટલેજ આપણે તેને પરસ્પરાવલંબન સાથે સાંકળ્યું છે. એકબીજાની કાર્યશક્તિ અરસપરસની પૂરક બની રહે એટલે પરસ્પરાવલંબન થાય છે. જો બધાં એકજ સરખા કામમાં રોકાયાં હોય અને તેમના કાર્યનાં સરખાંજ પરિણામો ઉદ્દભવતાં હોય તો ત્યાં કાર્યવિભાજન થતું નથી. જેમકે, વહાણનો સઢ ચડાવવા માટે બધા ખલાસીઓ ભેગા મળીને એક સાથે દોરડું ખેંચીને સઢ ચડાવે છે તેમાં કાર્યવિભાજન થયું ન કહેવાય. કાર્યવિભાજનમાં તો જુદાં જુદાં કાર્યો કરનારા સરવાળે એક જ કામ પાર પાડવા શ્રમ કરે છે. આ દષ્ટિએ જોતાં કાર્યવિભાજન એ ભિન્નત્વમાં એકત્વનું ઉદાહરણ પૂરૂં પાડે છે.

આર્થિક ક્ષેત્રનો દાખલો લઇશું તો કાર્યવિભાજન વધુ સ્પષ્ટ બનશે. કાપડની મિલમાં રૂ ખરીદીનું કામ, રૂની પૂણી બનાવી તેમાંથી તાર કાઢવાનું કામ અને એ તારને સાળ ઉપર ચઢાવી કાપડ તૈયાર કરવાનું કામ જુદા જુદા માણસો અલગ અલગ રીતે કરે છે. આમ, એકજ વસ્તુનું ઉત્પાદન કરવા માટે જુદાં જુદાં ઘટકો અલગ અલગ રીતે કામ કરે છે એટલે તેમાં કાર્યવિભાજન થયું કહેવાય. બધાં બધુંજ કામ ન કરી શકે એટલે કાર્યવિભાજન કરવુ પડે છે, તૈયાર કાપડ વેચનાર દુકાનદાર અને તે ખરીદનાર ઘરાક વચ્ચે પણ આવો કાર્યવિભાજનનો સંબંધ છે. આ તો થઇ કૃત્રિમ કાર્યવિભાજનની વાત. કુદરતી રીતે પણ માનવસમાજમાં કાર્યવિભાજન થઇ ગયું હોય છે અને તે માતા, બાળક અને પિતા ત્રણેનું દષ્ટાંત પૂરવાર કરે છે.

જેમ જેમ સમાજનું કાર્યક્ષેત્ર વિસ્તૃત થતું જાય તેમતેમ આવાં જાત જાતનાં કાર્યવિભાજનો વધ્યા કરે છે જેથી સમાજતંત્રનો

વ્યવહાર નિરંતર ચાલ્યા કરે છે; વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના શક્તિ, આકાંક્ષા, હિત અને હેતુઓના ગૌણ ભેદો વધતા જાય છે, અને સમાજમાં કાર્યાત્મક વિભેદન ( Functional Differentiation ) થયા કરે છે.[૧] વળી, વ્યકિત પોતાની શકિતઓના, પોતાની આકાંક્ષાઓના અને હેતુઓના ગુણોને વિકસાવે તેમ તેમ એનામાં આશ્રિયતા વધતી જાય અને સમાજમાં જાતજાતના આદાનપ્રદાનના, પરસ્પરાવલંબનના તથા સત્તા અને તાબેદારીના સામાજિક સંબધો ઉદ્ભવે.

સહકાર ( Co-operation ):

'सह करोति इति सहकारः ભેગાં મળીને કામ કરવું તેનું નામ સહકાર'. સહકાર એ સમાજનું ખાસ લક્ષણ છે. સમાજ એટલે સહકાર એમ પણ કહેવાયું છે. બે કે વધુ વ્યકિતઓ તેમનો સામાન્ય હેતુ સિદ્ધ કરવા કે સામાન્ય કાર્ય પાર પાડવા સાથે અને સતત કામ કરે તેને સહકાર કહી શકાય. આવી રીતે સાથે કામ કરનારાંઓમાં, એટલે કે સહકાર કરનારાંઓમાં સામાન્ય હેતુનું ભાન હોય છે તેમજ તે માટે કાર્ય કરવાની તત્પરતા હોય છે. વ્યક્તિઓની એકાત્મતા પ્રવૃત્તિદ્વારા ધ્યેય હાંસલ કરે ત્યારે સહકારનો ઉદ્ભવ થયો ગણાય. આવે વખતે સહકાર કરનારાંઓના મનમાં લક્ષ્યનો ખ્યાલ હોવાથી તેઓ આંતરસંબંધિત ( Interrelated ) બને છે. જો કે સહકાર કરનારાઓ સમગ્ર શક્તિની દ્રષ્ટિએ તથા સમગ્ર હેતુની દ્રષ્ટિએ ભિન્ન હોય તો પણ જે કાર્યને સિદ્ધ કરવાનું તેઓ વિચારે છે તે કાર્ય પૂરતો તેમની વચ્ચે સહકાર સધાયો કહેવાય. संहतिः कार्यसाधिका આ જ અર્થમાં કહેવાયું છે. જે સમાજમાં સહકારનો અભાવ હોય તે સમાજ ક્ષીણ બની જાય છે. આથી જ સમાજમાં સહકારનું મહત્ત્વ ગણાવાયું છે.

૧ C. C. North : *Social Differentiation.*

સહકાર પ્રત્યક્ષ હોઇ શકે અને વળી પરોક્ષ. નાના સમૂહમાં વ્યક્તિઓ સાથે સાથે હોવાને લીધે એક સાથે રહે છે તેમજ તેમને ખપ પૂરતી ચીજોનું ઉત્પાદન કરી તેમની જરૂરિયાતો પૂરી પાડે છે. આ કાર્ય તેઓ પ્રત્યક્ષ-સીધા-સહકારદ્વારા કરે છે. પણ સમૂહનું ક્ષેત્ર જેમ જેમ વિસ્તૃત થતું જાય તેમ તેમ પ્રત્યક્ષ સહકારને સ્થાને પરોક્ષ આડકતરો-સહકાર પેદા થાય છે. પરોક્ષ સહકાર કરનાર વ્યક્તિઓ એક બીજાને 'માટે' કાર્ય કરે છે; એક બીજાની 'સાથે રહીને' નહીં; તેઓ એકજ વસ્તુના નિર્માણ માટે અલગઅલગ રીતે કાર્ય કરે છે. આવો પરોક્ષ સહકાર કરનાર દરેકમાં ભિન્ન ભિન્ન શક્તિઓ, હેતુઓ અને ખાસિયતો હોવાને લીધે તેમના સહકાર્યનું લક્ષણ તેમજ તેમના હકકો અને જવાબદારીઓનું સ્વરૂપ ભિન્ન બની જાય છે.

**પ્રાથમિક સહકાર :** પ્રાથમિક સહકારમાં વ્યક્તિ અને સમૂહ લગભગ એકાત્મ બની જાય છે. વ્યક્તિનું આખું જીવન સમૂહ સમસ્ત સાથે સંકળાઇ જાય છે. આવા પ્રાથમિક સહકાર દ્વારા મેળવાએલી ચીજોનો તેઓ સાથે મળીને ઉપયોગ કરે છે. આવા સહકાર સમયે સાધન અને સાધ્ય એક બની જાય છે કેમકે સહકાર એજ એક સાધ્ય, એટલે કે ધ્યેય બની જાય છે. ગાંધીજીએ દક્ષિણ આફ્રિકામાં સ્થાપેલો ફિનિક્ષ આશ્રમ આવા પ્રાથમિક સહકારના ઉદાહરણ રૂપ છે.

**મર્યાદિત સહકાર :** જ્યારે દરેક વ્યક્તિ પોતાના જીવનનો થોડોક ભાગ સમૂહકાર્ય કરવામાં વાપરે ત્યારે તે મર્યાદિત સહકાર કહેવાય. મર્યાદિત સહકાર કરનારાઓમાંના ઘણાની સમૂહ માટે નિષ્ઠા જાગે છે, પરંતુ સમૂહ અને સમૂહ એકલાનું જ શ્રેય થાય તેવી ભાવના તેમનામાં જાગતી નથી. સહકારને તેઓ એક તત્કાલિન કાર્ય-પદ્ધતિ તરીકે ગણે છે-આદર્શ કે ધ્યેય સમાન ગણતા નથી. જે કાંઇ ફળ આવા પ્રકારના મર્યાદિત સહકારને લીધે મળે છે તેને તેઓ વહેંચી

લઈને પોતપોતાની મેળે ઉપયોગમાં લે છે, પ્રાથમિક સહકારમાં જેવું તેમ સામૂહિક રીતે નહીં: ઔદ્યોગિક સંચાલનમાં કે એકાદ ઓફીસના કર્મચારીઓમાં આવી જાતનો મર્યાદિત સહકાર થાય છે.

કામચલાઉ સહકાર : જ્યારે બે કે વધુ વ્યક્તિઓ કે સમૂહો, કોઈ જાતનો હેતુ પાર પાડવા માટે કામચલાઉ સહકાર કરે તે ત્રીજા પ્રકારનો સહકાર છે. આવો ખપ પૂરતો સહકાર કરનારાઓનાં હિતો તેમજ તેમની આકાંક્ષાઓ જુદાં હોય છે અને ઘણીવાર તો પરસ્પર વિરોધી હોય છે. છતાં કોઇ તત્કાલીન ધ્યેય સિદ્ધ કરવા માટે જો તેઓ ભેગા મળીને પ્રવૃત્તિ કરે તો તેમની વચ્ચે કામચલાઉ, તત્કાલિન અને ખપ પૂરતો સહકાર થયો ગણાય. આવા સહકારનાં ઉદાહરણો રાજકીય ક્ષેત્રના ઘણા પક્ષો પૂરાં પાડે છે. વળી આપણાં પુરાણોમાં, દેવો તથા દાનવોએ દરિયામાંથી રત્નો કાઢવા માટે ભેગા મળી મંથન કર્યાની વાત આવે છે તે આવા કામચલાઉ સહકારનું દૃષ્ટાંત છે.

સમાજમાં આવા કોઇ ને કોઇ પ્રકારના સહકારો ચાલ્યા કરે છે જેથી વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સંબંધો ગાઢ બને છે, વ્યક્તિની શક્તિઓનો બચાવ થાય છે અને વળી સમાજમાં એકતાનતા આવે છે. સહકાર એ તો આદર્શ ધ્યેય છે અને તેથીજ ઉપનિષદોના શાંતિપાઠમાં ' सह नाववतु, सह नौ भुनक्तु, सहवीर्यं करवावहे ' એમ કહેવાયું છે.

## હરીફાઈ (Competition) :

સમાજતંત્રના સંચાલનમાં જેટલી સહકારની જરૂર છે તેટલીજ હરીફાઇની આવશ્યકતા છે. જો હરીફાઇ ન થાય તો સમાજનાં કાર્યો મંદ પડી જાય અને સમાજમાંથી વ્યક્તિઓનો રસ ઉડી જાય. હરીફાઇ દરેક ક્ષેત્રમાં જોવા મળે છે. બે વ્યક્તિઓને એક જ વસ્તુ મેળવવી હોય, એક જ સ્થાન પ્રાપ્ત કરવું હોય કે તિલોત્તમા સમી એક જ સ્ત્રી મેળવવી હોય ત્યારે હરીફાઇ ઉદ્ભવે છે.

હરીફાઈ કરનારાંઓમાં ધ્યેયસિદ્ધિનો ખ્યાલ હોય છે; બધાંને એક જ લક્ષ્ય પર પહોંચવું હોય છે પરંતુ પ્રાપ્ત થએલું ફળ બધાં સાથે ભોગવવા ઇચ્છતાં નથી. જેને જે મળે તેને તે એકલું જ માણે છે. તેમાં સહ નૌ ભુનક્તુનો અભાવ હોય છે કેમકે ધ્યેયપ્રાપ્તિ કરનાર દરેક તેને પોતાની આગવી મહેનતના પરિણામ રૂપ ગણી પોતીકો હક્ક જ તેની ઉપર છે એમ માને છે.

હરીફાઈ પ્રત્યક્ષ હોય કે પરોક્ષ. પ્રત્યક્ષ હરીફાઈનાં ઉદાહરણો રમત-ગમતના મેદાનમાં, ચૂંટણીઓમાં તથા આર્થિક ક્ષેત્રમાં જોવા મળે છે. આવી હરીફાઇ કરનારાં એક બીજાને ઓળખતાં હોય છે અને એમના જેવાં બીજાં આવું જ ધ્યેય પ્રાપ્ત કરવા મથે છે એનો એમને પૂરો ખ્યાલ હોય છે. પરોક્ષ હરીફો એક બીજાને ઓળખતા નથી હોતા, છતાં તેમની ધ્યેયસિદ્ધિ એક જ દિશામાં રહેલી હોય છે. સનંદી નોકરીઓ માટે ઉમેદવારો પસંદ કરવા જ્યારે પરીક્ષાઓ લેવાય છે ત્યારે પહેલા વીસ–ચાળીસ કે પંચોતેર સફળ ઉમેદવારોમાં પોતાનું નામ આવે તે માટે બધા પરીક્ષાર્થીઓ પ્રયત્ન કરે છે; તેમની આ હરીફાઈ પરોક્ષ ગણાય છે.

### ઘર્ષણ ( Conflict ):

જ્યારે વિચારોની, માન્યતાઓની અને આકાંક્ષાઓની ભિન્નતા વધી જાય ત્યારે તે ભિન્નતા ઘર્ષણમાં પરિણમે છે. આ જ પ્રમાણે જ્યારે હરીફાઇની તીવ્રતા વધી જાય અને હરીફો સાધનની શુદ્ધતા નેવે મૂકીને યેન કેન પ્રકારેણ પોતાનો હેતુ સિદ્ધ કરવા યત્ન કરે ત્યારે તે હરીફાઈ વિરોધમાં અને ઘર્ષણમાં પરિણમે છે. આ રીતે જોતાં, હરીફાઇ અને વિરોધ કે ઘર્ષણને જુદાં પાડનારી રેખા ઘણી સુક્ષ્મ છે.

જ્યારે વ્યક્તિઓ અને સમૂહો પોતાના હિત પ્રાપ્ત કરવા અથામણ કરે ત્યારે તેમની હરીફાઇનું વિરોધમાં પરિવર્તન થતાં વાર લાગતી નથી. એક વ્યક્તિ કે સમૂહ જાણી બૂઝીને બીજી વ્યક્તિ કે સમૂહનો સામનો કરે અથવા બીજી વ્યક્તિ કે સમૂહની ઇચ્છાઓ

અને આકાંક્ષાઓ દાબી દેવા મથે ત્યારે તેમની વચ્ચે વિરોધ જન્મે છે. જેમ કે રમતગમતના મેદાન પર હુતુતુતુ કે ખો જેવી રમતોમાં સામા પક્ષના ભિલ્લુઓને એક પક્ષના ખેલાડીઓ ઇજા પહોંચાડીને પોતાનો વિજય સાધવા મથે ત્યારે તેમની વચ્ચે ઘર્ષણ જન્મે છે.

આ જાતનાં વિરોધ-ઘર્ષણ સમાજના દરેક ક્ષેત્રમાં જુદા જુદા સ્વરૂપે જોવા મળે છે; જો કે સામાજિક અને સાંસ્કારિક ફેરફારની સાથે એનાં સ્વરૂપો બદલાતાં રહે છે. પહેલાંના વખતમાં સહેજ પણ વિરોધ થતાં દ્વંદ્વયુદ્ધો ખેલાઇ જતાં. હવે વિરોધ આટલી પ્રબળ રીતે બહાર પડતો નથી, છતાં વિરોધ-ઘર્ષણનું અસ્તિત્વ સમાજમાં કાયમ છે જ; જેમકે આર્થિક ક્ષેત્રે, વિરોધ અને ઘર્ષણ, મૂડીવાદી અર્થરચનાનાં લક્ષણો છે એટલે એવી સમાજવ્યવસ્થામાં વર્ગવિગ્રહ ચાલ્યા કરે છે; અમેરિકામાં કાળા વાનવાળા હબસીઓનો ગોરાઓ હડધૂત કરે છે; અને આપણાજ દેશમાં સવર્ણો તથા હરિજનો વચ્ચેના ઘર્ષણથી આપણે ક્યાં અજાણ્યા છીએ ?

વિરોધ કે ઘર્ષણના શમન માટે માનવ હિતોનો સમન્વય કરવો ઘટે. જે માણસ માણસ વચ્ચેનું ભિન્નત્વ-પછી તે રંગનું હોય કે ધર્મનું, શક્તિઓનું હોય કે આર્થિક, હિતોનું હોય કે આકાંક્ષાઓનું-ગૌણ બનાવાશે, અને સમત્વને પ્રાધાન્ય આપીને આર્થિક તથા સામાજિક અસમાનતાઓ દૂર કરવામાં આવશે, તોજ સમાજમાંથી ઘર્ષણની માત્રા ઘટશે.

સમાજ અંગેની ચર્ચા દરમ્યાન આપણે સમાજ સાથે સંકળાએલાં કેટલાંક લક્ષણોનો અભ્યાસ કર્યો. આ લક્ષણો તે માણસ માણસ વચ્ચે ઉદ્‌ભવતા સીધા, આડકતરા, અલ્પજીવી, લાંબા ગાળાના, વ્યવસ્થિત, અવ્યવસ્થિત, બોધિત, તેમજ અબોધિત સંબંધો છે. વધુમાં, માણસ માણસ વચ્ચેના સામ્ય તથા ગૌણ ભેદને લીધે સમાજમાં ઉદ્‌ભવતા સહકાર, હરીફાઇ અને વિરોધ તથા

ઘર્ષણના સંબંધોનો આપણે પરિચય કર્યો. આ ઉપરાંત સમાજની બીજી બે વિશિષ્ટતાઓ છે જે હવે આપણે જોઇશું.

**સાતત્ય ( Continuity ):**

સાતત્ય એ સમાજનું ખાસ લક્ષણ છે. સમાજનું અસ્તિત્વ માનવ જીવનના આદિકાળથી એક યા બીજા રૂપમાં નભતું આવ્યું છે. માનવ સંસ્કૃતિ તથા મહાન રાજ્યસત્તાઓ આવી અને ગઇ; સમાજ તો ચાલ્યા જ કરે છે. એની હસ્તી તો માનવ જીવનની હસ્તી સાથે સંકળાએલી છે, એટલે જ્યાં સુધી માનવી હશે ત્યાં સુધી સમાજનું અસ્તિત્વ કાયમ બન્યું રહેશે. વળી, સમાજ નર્યો માણસોનો જથ્થો નથી પણ એક સંયુગ છે જેમાં માણસે પોતાનું અસ્તિત્વ ભેળવી દઇને એક નવી રચના કરી છે. સમાજ આ દૃષ્ટિએ માનવીથી વિશાળ છે અને તેથી તે દરેક નવી પેઢીને પાછલી પેઢીનું જ્ઞાન, તેની સંસ્કૃતિ, તેની ભાષા, તેનું વિજ્ઞાન તેની કળા અને તેનાં સાંસ્કૃતિક ઉપકરણો સામાજિક વારસા ( Social Heritage ) રૂપે આપે છે. નવી પેઢી જુની પેઢીના ખભા ઉપર બેસીને ફરે છે. આ સમાજનું સાતત્ય દર્શાવે છે.

**પરિવર્તન ( Change ):**

સમાજનું એક વધુ લક્ષણ તે 'પરિવર્તન' છે. પરિવર્તન ચોક્કસ રીતે થયા કરે છે પણ તેનો ફલક વિશાળ હોવાથી અને આપણે તેમાં અંતર્ગત હોવાથી આપણને સતત ચાલતું આ સામાજિક પરિવર્તન દેખાતું નથી. આપણા જીવનનો જરા વિચાર કરીએ અને તેને ભૂતકાળ સાથે સરખાવીએ તો જણાશે કે આપણાં વાણી, વિચાર, વર્તન, ધર્મ અને રાજ્યવ્યવસ્થામાં તથા સામાજિક સંબંધોમાં ઘણા ફેરફારો થઇ રહ્યા છે. આ અંગે આપણે આગળ ઉપર વિચાર કરવાનો છે.

## ઉપસંહાર :

આપણે વ્યક્તિ અને સમાજ વચ્ચેના સંબંધોને સમજવા માટે વ્યક્તિની તથા સમાજની વિશિષ્ટતાઓ તપાસી. આ ચર્ચા પરથી એક વિગત નિષ્પન્ન થાય છે કે વ્યક્તિ અને સમાજ એક બીજાનાં પુરક હોઈ તે બંનેનો જેટલો સુમેળ સધાય તેટલું વ્યક્તિનું જીવન વિકાસ પામે. આ હકીકતને મેકાઇવરના શબ્દોમાં ટાંકીને આપણી આ ચર્ચા આટલેથી અટકાવીશું:

'સમાજ તો વ્યક્તિત્વના વિસ્તરણ રૂપે છે, સ્વસંકુચિતતાનું બાહ્યકરણ છે, અંગત પરિચયનું માધ્યમ છે, પેઢીઓ સુધી વ્યક્તિના વ્યક્તિત્વને કાયમ રાખનારું સાધન છે, યુવાવસ્થાના પરિચારક સમાન સ્રીત્વ અને પુરૂષત્વનું મિલન કેન્દ્ર છે, કુદરત ઉપર માનવજાતના વિજયની અવસ્થા છે, કુદરતનાં ઘાતકી પરિબળો સામે માનવબળનું આશ્રયસ્થાન છે. સમાજ એ તો અનેક પ્રચલિત પ્રણાલિકાઓ, રીતરિવાજો અને માનવીએ અપનાવેલી પરંપરાઓનો સંચય-નિધિ છે, જીવનના અનુભવોનો નિષ્કર્ષ છે; એકજ સમૂહને સ્પર્શતી વિટંબણાઓ, તેનાં ઐક્યો અને ધ્યેયોનું વર્તુળ છે'.[1]

1 'Society is then revealed as the extension of individuality, the transcendence of self-enclosedness the vehicle of personal identity, the means of the continuation of personality through the generations, the nurse of youth, the arena of manhood and womanhood, the organization of the human conquest of nature and the refuge of the human spirit against its unpitying law, the repository of the gathered customs and filtered traditions of men, the summed experience of life, the sphere of a thousand lesser conflicts and unities within the embracing purpose of one community'. R. M. MacIver: Elements of Social Science.

: ૨ :

# સમાજતંત્ર

પાછલા પ્રકરણમાં વ્યક્તિ અને સમાજ અંગેની ચર્ચા દરમ્યાન આપણે સમાજનાં લક્ષણોનો વિચાર કર્યો. આમાંનાં કેટલાંક લક્ષણોના આધાર પર સમાજમાં ઉદ્ભવતા જુદા જુદા પ્રકારના સામાજિક સંબંધોનો હવે આપણે વિચાર કરીશું.

## સમાજ (સમગ્ર) અને અમુક એક સમાજ (Society and a Society):

પ્રાધ્યાપક ધુર્યેની સમાજની વ્યાખ્યા આપણે આગળ જોઈ છે. " સમાજનો વિચાર કરતાં અમૂર્ત (Abstract) સ્વરૂપે સમાજને ન જોતાં 'અમુક એક સમાજ' નો મૂર્ત વિચાર જ મને આવે છે" એમ તેમનું કહેવું છે. તેમના આ કથનનો એવો સાર નીકળે છે કે સમાજની અમૂર્ત કલ્પના કરવાનું પ્રયોજન નથી. એવી અમૂર્ત કલ્પના કરી માનસિક તળ ઉપર સમાજ સમગ્રનો વિચાર કરવા કરતાં એક અથવા બીજા સમાજનો વિચાર કરવો ઘટે: કેમકે સમાજ શબ્દનું ગુણબોધન (Connotation) આ કે પેલા સમાજનો જ ખ્યાલ આપે છે એટલે અદશ્યમાન સમાજનો વિચાર ન કરતાં દૃશ્યમાન ' સમાજો ' નો વિચાર કરવો ઘટે.

ગીંસબર્ગનું મંતવ્ય આનાથી જુદા પ્રકારનું છે. એ તો સમાજ સમગ્રને તેના વિશાળ અર્થમાં, આ કે પેલા સમાજથી ભિન્ન ગણે છે.[1] સમાજ વિશ્વવ્યાપી તેમજ સાર્વત્રિક છે, તેની નિશ્ચિત હદ કે મર્યાદાઓ નથી. જ્યારે, અમુક એક સમાજ જોઇશું તો તે વ્યક્તિઓનો સમૂહ છે જેમાં વ્યક્તિઓ જાતજાતના સંબંધોથી સંકળાયેલી હોય છે. જેનો આવા સંબંધોમાં સમાવેશ ન થતો હોય તે આ સમાજની બહાર ગણાય છે આમ ગીંસબર્ગ માને છે. વળી, સમાજ શબ્દ જ્યારે અમુક સમાજના અર્થમાં વપરાય છે ત્યારે આપણા મનમાં એક એવી સામાજિક વ્યવસ્થાનો વિચાર ખડો થાય છે જેની ખાસિયતો અને જેનાં લક્ષણોને લીધે તેનું સ્વરૂપ પારખી શકાય છે અને તેને બીજા સમાજોથી જુદી પાડી શકાય છે. જેમ કે 'હિંદુસમાજ' શબ્દથી આપોઆપ, હિંદુધર્મ પાળનારી, જ્ઞાતિસંસ્થાના માળખામાં રહી પારસ્પરિક વ્યવહાર કરનારી અને અમુક જગ્યાએ રહેનારી વ્યક્તિઓના સમૂહનો ખ્યાલ આપણને આવે છે. જ્યારે 'સમાજ' શબ્દને તેના વિશાળ રૂપમાં વિચારતાં સમાજ સમગ્રના માળખાનો, તેના તંત્રનો, તેમાં આવેલી સંસ્થાઓનો, તેમજ તેનાં સંગઠનોનો, તેનાં નિયંત્રણોનો તથા તેની સ્વતંત્રતાઓનો એકત્રિત ખ્યાલ આવશે.

આવો ખ્યાલ અમૂર્ત કલ્પના સમાન છે એ ખરું; પણ જો સમાજને તેના સમગ્ર સ્વરૂપમાં જોવો હોય તો એવી અમૂર્ત કલ્પના કરવી જ રહી. વળી, અમૂર્ત કલ્પનાનો સમાજ એટલો તો વિશાળ છે કે તેમાં ઘણા મૂર્ત સમાજો સમાવિષ્ટ છે અને તે દૃષ્ટિએ સમાજ એ પરસામાન્ય (Genus) છે, જ્યારે અમુક એક સમાજ અપરસામાન્ય (Species) છે. આ હકીકતને સ્પષ્ટ કરવા માટે ગીંસબર્ગે બનાવેલો કોઠો જોઇ જવો ઠીક પડશે.

---

1 M. Ginsberg: Sociology, P. 40 "Society in this very wide sense is to be distinguished from 'a' Society"

**સમાજ**[1]
સામાજિક સંબંધોનું તથા સામાજિક
વ્યવહારોનું સમગ્ર માળખું

↓

**સમાજો**
ચોક્કસ મર્યાદાવાળા માનવસમૂહો



| સમૂહો (Groups) | | | | અર્ધ સમૂહો (Quasi-Groups) ઉદા. જનતા |
|---|---|---|---|---|
| સીધા-પ્રત્યક્ષ-પરિચય પર અવલંબિત | | આડકતરા પરોક્ષ-પરિચય પર અવલંબિત | | |
| લાંબો સમય ટકી રહેનારા સંબંધો; કુટુંબ, પડોશ વ. | ટુંકાગાળાના, મર્યાદિત સંબંધો જેમકે ટોળું. | લાંબાગાળાના સંબંધો જેવા કે શહેરના કે રાષ્ટ્રના | મર્યાદિત અને વિશિષ્ટ સંબંધો જેમકે મજૂર સંગઠનો | |

સમાજ સમગ્રની અંદર આ રીતે બીજા ઘણા સમાજો આવેલા હોય છે. તેમની અંદર વળી નાના મોટા સમૂહો રચાય છે. આપણે આવા સમૂહોનો વિગતવાર અભ્યાસ કરીશું.

**સમૂહ ( Group ):**

એક યા વધુ સામાન્ય હિતો તથા સામાન્ય પ્રવૃત્તિઓવાળી વ્યક્તિઓનુ વ્યવસ્થિત જુથ સમૂહ તરીકે ઓળખાય છે.[2] ગીંસબર્ગ

---

૧ M Ginsberg Sociology P. 43.

૨ A. W.Green. Sociology

સમૂહની વ્યખ્યા કરતા જણાવે છે કે 'નિયમિત પરિચયમાં આવતા માણસોનો પારખી શકાય તેવો સમુદાય સમૂહ તરીકે ઓળખાય છે'. મેકાઈવર પણ સમૂહ શબ્દને આવા જ અર્થમા વાપરે છે.

સમૂહમા રહેનાર વ્યક્તિઓનુ જુથ છુટુંછવાયુ કે વેરવિખેર હોતુ નથી. તેમા કંઇક અંશે વ્યવસ્થા હોય છે જેને લીધે તેનું સ્વરૂપ નિશ્ચિત અને પારખી શકાય તેવુ બને છે. વળી તેમા જેની ગણના થાય છે તેવી વ્યકિતઓના પારસ્પરિક સંબંધો ચોકકસ નિયમોને આધીન રહે છે સમૂહ નાનો હોય કે મોટો, તેમા અંતર્ગત વ્યક્તિઓ પ્રત્યક્ષ એટલે કે એકબીજાની સાથેજ રહેતી હોય કે દૂર, એ મહત્ત્વનું નથી. તેઓ એક અથવા તો બીજા સમૂહના સભ્ય હોવાનું જ્ઞાન ધરાવતાં હોય અને અરસપરસના સંબંધોમા આવતા હોય એટલે આપોઆપ એક યા બીજા સમૂહમા તેમની ગણના થાય છે. પરંતુ આકસ્મિક રીતે ફુટપાથ જેવા સ્થળે ભેગા થઇને આવતાં જતાં માણસો સમૂહમા ગણાશે નહી કેમકે તેમને 'સમૂહમા હોવાનુ ભાન' નથી હોતું તેવીજ રીતે, 'અ' કે 'બ' શબ્દથી જેમનું નામ શરૂ થતુ હોય માટે તેવાં માણસો સમૂહનું સભ્યપદ પ્રાપ્ત કરી શકતા નથી.[1]

સમૂહમા જેમની ગણના થાય છે તેવી વ્યકિતઓના મનોવ્યાપારોને લીધે તેમનામા પારસ્પરિક ઉત્તેજના ( Inter-stimulation) થાય છે જે સામાજિક આંતરક્રિયાઓ ( Interactions ) મા પરિણમે છે આવા સમૂહો જાથુકના સમય સુધી નભનારા કે અલ્પજીવી હોય તો પણ વ્યકિતના જીવનવ્યવહારો પર અસર કરનારા નિવડે છે. કુટુંબ, શાળા કે વિદ્યાલયો, રાજકીય પક્ષો તથા માણસના મૈત્રી સંબધો એક જાતના સમૂહો જ છે અને ઓછે વત્તે અંશે તે સૌ આપણા વ્યક્તિત્વ ઉપર અસર કરે છે

1 R H Thouless Problems of Terminology in the Social Sciences, Study of Society P 115

## સમૂહના પ્રકાર :

સમૂહો જાતજાતના હોઇ શકે. તેમનું વિભાજન જુદી જુદી દૃષ્ટિએ કરવામાં આવે છે. સમુહ કયાં પ્રાથમિક હિતોને સંતોષે છે અને તે કયા કારણને લીધે ટકી રહ્યા છે એ જોવાથી જે વિભાજન થાય તે એક પ્રકારનું: કયા સમૂહોને સંસ્કૃતિએ ટકવા દીધા છે અને કયાનો તેણે અંત આણી દીધો છે એ જોવાથી જે ભેદ પડે તે સમૂહોનું બીજા પ્રકારનું વિભાજન છે.

## પ્રાથમિક ( *Primary* ) અને ગૌણ (Secondary) સમૂહો:

પ્રાથમિક સમૂહો : આપણાં પ્રાથમિક હિતો જેમાં સંતોષાતાં હોય અને જેમા બીજા સભ્યો સાથે આપણે સતત સંબધમાં રહેતા. હોઇએ તે પ્રાથમિક સમૂહ કહેવાય છે. પ્રાથમિક સમૂહ નાનો હોય છે. તેમાં અંગત સંબંધો બંધાયા હોય છે. અંગત સંબંધો હોવાને કારણે પ્રાથમિક સમૂહમા સહાનુભૂતિ તથા ગાઢ એકાત્મતાની ભાવના જોવા મળે છે. કુટુંબ, પોળનો આડોશ–પાડોશ તેમજ ગામડું આવા પ્રાથમિક સમૂહો છે.

સતત સાંનિધ્યને લીધે તથા નાના કદને લીધે પ્રાથમિક સમૂહની એકાત્મતાની ભાવના ગાઢ બને છે અને તેથી સહાનુભૂતિ પણ સવિશેષ હોય છે. વળી પ્રાથમિક સમૂહમાં દરેક વ્યક્તિના આદર્શો તથા તેની આકાંક્ષાઓમાં બીજાં પણ રસ લે છે; સમય આવ્યે એક બીજાને સહાયભૂત પણ બને છે. કુટુંબનો જ દાખલો લઈએ. કોઇની પરીક્ષા ચાલતી હોય ત્યારે આખું કુટુંબ તેની સુખ સગવડની કાળજી રાખે છે તેમજ તેની માફક કુટુંબ પણ ઇચ્છે છે કે તે પરીક્ષામાં ઉંચી કક્ષાએ ઉત્તીર્ણ થાય !

કુટુંબ કે મિત્રવૃંદનો સંબંધ પ્રાથમિક સમૂહનો છે. તેમાં અરસપરસના જીવનમાં બધાં સ્વેચ્છાથી રસ લે છે. દરેક વ્યક્તિ ગમે તે કાર્ય કરતી હોય તો પણ તેને સમૂહની અંતર્ગત ગણવામાં

આવે છે એકાદ વ્યક્તિ જો સમૂહ છોડી જાય તો સમૂહ તેની નોંધ લે છે અને જો કોઈ સમૂહના નિયમોનું ઉલ્લંઘન કરે તો આખો સમૂહ ખળભળી ઉઠે છે. આમ થવાનું કારણ એ છે કે પ્રાથમિક સમૂહના દરેક સભ્યનું આખું જીવન સામૂહિક બની જાય છે અને તેથી તેનું બધું વર્તન એકલું વ્યક્તિગત ન રહેતા સમૂહનું પણ છે એમ બીજા સભ્યો માનતા હોય છે.

ગૌણ સમૂહો : નાનું કદ એ પ્રાથમિક સમૂહનું અગત્યનું લક્ષણ છે જેમ જેમ સમૂહનું કદ વિસ્તૃત થવા માંડે તેમ તેમ સામૂહિક સહાનુભૂતિ તથા એકાત્મતાની લાગણી ઓસરવા માંડે છે કેમકે વિસ્તૃત કદને લીધે સમૂહના સભ્યોનો એક બીજા સાથેનો સાક્ષાત્ સંબંધ ઓછો થતો જાય છે. સાક્ષાત્ સંબંધ ન હોવાને કારણે તેમા ગાઢ પરિચય થઇ શકતો નથી તેથી તે ગૌણ સમૂહ બની જાય છે. ગૌણ સમૂહોનું સંચાલન સહાનુભૂતિ કે અનુકંપા વડે થતું નથી પણ નક્કી થએલા કે ઘણીવાર ઠોકી બેસાડેલા કાયદા કાનૂન વડે થાય છે. દરેક સભ્ય પોતાના હકકોનો ખ્યાલ રાખી ફરજો પ્રમાણેજ વર્તે છે, એનું વર્તન વાત્સલ્યપ્રેરિત હોતું નથી આધુનિક શહેરી સમાજ અને હાલના ઉદ્યોગો આવા ગૌણ સમૂહોના ઉદાહરણો છે. આ જ પ્રમાણે રાજકીય પક્ષો, ધંધાદારી સંગઠનો કે મહાજનો અને મજૂર સંગઠનો ગૌણ સમૂહો તરીકે ગણાવી શકાય.

ગૌણ સમૂહનાં સભ્યોમાં ધ્યેયનું સામ્ય નથી હોતું. સૌની પોતપોતાની આગવી આકાંક્ષાઓ હોય છે. ફક્ત ખપ પૂરતાજ બધા સમૂહમાં ભળ્યા હોય છે; દરેક પોતપોતાના ફાયદા તરફ નજર રાખીને જ સહકાર કરતું હોવાથી ઘણીવાર નાના મોટાં હિતોનું ઘર્ષણ થવા સંભવ રહે છે. આવા ઘર્ષણ વખતે જો કોઇ સભ્ય ગૌણ સમૂહ છોડી જાય તો તેની બીજા સભ્યો ઉપર કાંઇજ અસર પડતી નથી; સમૂહની પ્રવૃત્તિ પહેલાની માફક ચાલ્યાજ કરે છે. એટલે કે, સંબંધોની અસ્થિરતા એ ગૌણ સમૂહોનું ખાસ લક્ષણ છે. જેમ જેમ

શહેરોનો તથા મોટાં ઔદ્યોગિક કેન્દ્રોના વિકાસ થતો જશે તેમ તેમ સ્થિર અને ચિરંજીવી પ્રાથમિક સમૂહો ઓસરતા જશે તથા અસ્થિર અને અલ્પજીવી ગૌણ સમૂહો વધતા જશે એ નિર્વિવાદ છે.

**અંતર્સમૂહ અને બાહ્યસમૂહ (In-group : Out-group):**

સમૂહોનું બીજું વિભાજન અંતર્સમૂહ તથા બાહ્ય સમૂહ એ પ્રકારે કરવામાં આવે છે. એમને બીજી રીતે ઓળખવા માટે સ્વકીય સમૂહ (We-group) તથા પરકીય સમુહ (They-group) એવાં નામો પણ અપાયાં છે. આવા સમૂહો સાથે માણસના જીવનની ઘણી ભાવનાઓ સંકળાએલી છે. સમાજની બધી પ્રવૃત્તિઓનું જો મનોવિશ્લેષણ કરીએ તો માણસ આવી ભાવનાઓને કેન્દ્રસ્થ રાખીને દૈનિક વ્યવહાર કરતો જણાય છે. તેના સંબંધમાં આવનારાઓમાં તે 'પોતીકાં' કે 'પારકાં' એવો ભેદભાવ રાખીને વર્તન કરે છે તે આવી બધી ભાવનાઓને લીધે જ. જેમને એ પોતાનાં ગણે છે તેમને માટે હિત, જાતિ, ધર્મ કે સ્થળના સરખાપણાને લીધે એને મમત્વ જાગે છે. આવા મમત્વને કારણે તેમની સાથે એનો જીવ મળે છે: તેમની સાથે એનો ઓળખાણનો, મૈત્રીનો અને સહકારનો સંબંધ બંધાય છે એટલે તે બધાં એના અંતર્સમૂહમાં ગણાય છે કુટુંબ, ન્યાત, ધાર્મિક-સંપ્રદાય, વર્ગ, ગ્રામ્ય-સમુદાય આ બધાં અંતર્સમૂહનાં ઉદાહરણો છે-જે પરિસ્થિતિ પ્રમાણેના આત્મગત ભાવો ઉપર રચાયા હોય છે. અંતર્સમૂહમાં પરસ્પર લાગણી અને મમતા હોવાને કારણે એમાંના એકનું અપમાન આખા સમૂહના અપમાન રૂપ લેખાય છે.

આનાથી વિપરીત ભાવો જે સમૂહમાં આરોપાય છે તે 'બાહ્યસમૂહ' કે 'પરકીય-સમૂહ' ગણાય છે. પરકીય સમૂહનું અસ્તિત્વ અંતર્સમૂહ જેટલું મૂર્ત નથી. જ્યારે જ્યારે અંતર્સમૂહવાળાં પોતીકા વિચારો કરે છે અને બીજાંઓને પોતાનાથી પારકાં એટલે કે જુદાં ગણે છે ત્યારે એવાં પરાયાં ગણાએલાં માણસો બાહ્યસમૂહનાં-પરકીય સમૂહનાં ગણાય

છે. આમ બાહ્યસમૂહ કે પરકીય સમૂહનું અસ્તિત્વ અંતર્સમૂહોના મનોભાવો પર અવલબે છે એટલે એની હસ્તી સાપેક્ષ છે.

અંતર્સમૂહવાળાં એમની વાત કરતી વખતે આપણે આમ કરી શું કે 'આપણું આમ થયું' એ પ્રમાણે સર્વનામ વાપરીને પોતીકાંનો નિર્દેશ કરે છે. પણ એ જ્યારે બીજાંઓની વાત કરે છે ત્યારે 'એ લોકો' 'તેઓ', 'પેલા' એ પ્રમાણેનો નિર્દેશ કરી જૂદાપણું બતાવે છે. આ રીતે અંતર્સમૂહવાળાંઓમા બાહ્યસમૂહવાળાંઓ પ્રત્યે પારકાપણું તો હોય છેજ, કદીક નફરત અને વિરોધની ભાવના પણ તેમનામાં જાગે છે. આવી વિરોધ કે તિરસ્કારની ભાવના પેદા થવાનું કારણ એ છે કે અંતર્સમૂહવાળાં પોતાના સમૂહ પર એટલા બધાં મુસ્તાક થઇ જાય છે કે તેમને તેમના જેવું કોઈ દેખાતું નથી. તેમનામાં સ્વજાતિનું અહમ્ વધી જાય છે અને તેથી તેમના સમૂહને તે બધાંથી ઉંચો ગણે છે. વળી બીજાં તેમનાથી 'ઉતરતાં' છે, 'હલકાં' છે એવી માન્યતા પણ તેઓ પોષે છે. આપણે એકાદ ન્યાતનો દાખલો લઇએ. તેમાં ગણાતાં સૌમાં પોતાની ન્યાતનું ભાન હોય છે એ કારણે સૌ પોતાની ન્યાતનાં માણસોને પોતીકાં ગણે છે—અંતર્સમૂહમાં ગણે છે. તેમાં અરસપરસની લાગણી અને અન્યોન્ય ઘનિષ્ટતા હોય છે. જ્યારે બીજી ન્યાતનો વિચાર તેઓ કરે છે ત્યારે તેમનું સ્વજાતિ અભિમાન જાગૃત થાય છે અને તેવી બીજી ન્યાત પોતાની ન્યાતથી ઉતરતી છે એમ પણ તેમને લાગે છે. જો પોતાની ન્યાતના કોઇને કાંઈ અડચણ આવે તો તેને મદદ કરવા તેઓ દોડી જાય છે. તેમના મનમાં વિચાર આવે છે, 'ગમે તેમ તોય આપણી ન્યાતનો છે'. વળી જ્યારે ન્યાત ન્યાત વચ્ચે વિરોધ થાય ત્યારે 'પોતાની ન્યાત પહેલી' એ ભાવનાથી પ્રેરાઈ તેઓ પોતાની ન્યાતનાં માણસોની પડખે ઉભે છે. અસ્મિતા અને અહંકાર આવાં કારણોને લીધે પોષાય છે. કુલીનતાના કેફમાં લગ્ન વખતે મોટી મોટી પહેરામણીઓ માગનાર ન્યાતો આવા સ્વજાતિ અહંકારને લીધે જ ઉંચનીચની ભાવના કેળવે છે.

ન્યાતના સંકુચિત અહમ્‌ની જેમ ભાષા, ધર્મસંપ્રદાય, જાતિ (Race) અને સ્થળના અહમ્‌ને લીધે પણ અંતર્સમૂહ–બાહ્યસમૂહની ભાવના જન્મે છે આ ભાવના 'પોતીકા' તથા 'પારકા' ના ભેદથી આગળ વધી પરસ્પર વિરોધ-વૈમનસ્ય જન્માવે છે–કદી ઝનૂની લાગણીઓને ઉશ્કેરી મૂકે છે, જેને લીધે ઘર્ષણ વધી જાય છે. ભારતના ભાગલા પડાવવામા આવુ અંતર્ઝનૂનનુ ધાર્મિક ઝનૂન કારણભૂત બન્યું હતું તે આપણે કયા નથી જાણતા ?

**હિતો અને સંગઠનો** ( Interests–Associations ) ·

સમૂહોની ચર્ચા દરમ્યાન આપણે 'પ્રાથમિક તથા બીજાં હિતોની આસપાસ રચાયેલા સમૂહો' તપાસ્યા. જે સમૂહો આવા હિતોને કેન્દ્રસ્થ રાખીને રચાયા હોય છે તે સમૂહો આવા હિતોને સંતોષવા માટે કેટલાક નિયમોને આધીન રહે છે. આવા નિયમો અનુસાર તેમનું સંચાલન થતુ હોવાથી તે સમૂહો 'સંગઠન' અથવા 'મંડળ' ( Association ) ને નામે ઓળખાય છે. આ વિગતને વિસ્તારપૂર્વક સમજવા માટે કયા કયા હિતો હોય છે તથા તેમને અનુલક્ષીને કયાં સંગઠનો રચાયા હોય છે તે તપાસી જઈશું.

હિતો ( Interests ) 'કોઈ પણ લક્ષ્ય કે વસ્તુને પ્રાપ્ત કરવા માટે પ્રવૃત્તિ આદરવામા આવે ત્યારે તે લક્ષ્ય કે વસ્તુ હિત અથવા ઈપ્સા કહેવાય છે '[1] હિત અથવા ઇપ્સા નરી ઈચ્છા કરતાં સવિશેષ છે. ઇચ્છા દાબી શકાય છે, બીજી જોરદાર ઇચ્છાઓમા તે ભળી જાય છે. હિતનુ તેમ થતુ નથી હિત જાગતા તેની પ્રાપ્તિથી મળનારા સંતોષનુ ભાન થાય છે અને તેની પ્રાપ્તિ અર્થે પ્રવૃત્તિ આદરવામા આવે છે. હિત એ તો નિશ્ચય કે સંકલ્પની વસ્તુ છે એની પ્રાપ્તિ માટે માણસ પ્રયત્ન કર્યા વિના રહેશે નહીં, સિવાય કે એવા હિતનુ સામાજિક મહત્ત્વ ઘટી ગયુ હોય

1 R. M MacIver Elements of Social Science P. 61

## સમાન ( Like ) અને સર્વસામાન્ય ( Common ) હિતો

હિતો બે પ્રકારના હોઇ શકે સર્વસામાન્ય અને સમાન-સરખા જ્યારે બે કે વધુ વ્યકિતઓનુ લક્ષ્ય સરખુ હોય-તેમને જે વસ્તુ હાસલ કરવી છે તે એકજ જાતની હોય-ત્યારે તે લક્ષ્ય અથવા વસ્તુ-સમાન હિત તરીકે ઓળખાય છે સમાન હિતોની કક્ષા એક હોય છે દાખલા તરીકે અભ્યાસ પુરો કરી નોકરી ધધે લાગવાની ઇચ્છાવાળાઓનુ હિત એક જાતનુ છે આર્થિક સલામતી-સતોષ એ દરેકનુ હિત છે આવુ એક સરખુ છતા આ હિત દરેકનું પોતપોતાનુ અને આગવું હોય છે

સર્વસામાન્ય હિત આથી જુદી કક્ષામા આવે છે જ્યારે બે કે વધુ વ્યકિતઓ એકજ વસ્તુ મેળવવા માટે પ્રવૃત્તિ કરે ત્યારે તે સર્વસામાન્ય હિત તરીકે ઓળખાય છે

આવુ હિત સર્વ સામાન્ય છે એટલે કે ઘણાને એકજ વસ્તુ સાથે લાગે વળગે છે બધાને એકજ વસ્તુમા રસ હોય છે બધાનુ એકજ ચીજમા હિત સકળાયેલુ હોય છે કુટુબ નગર કે રાષ્ટ્રનુ શ્રેય ઇચ્છનાર તે સમૂહોમા ઘણા હોય છે અને તે સૌનું હિત એકજ છે સર્વસામાન્ય છે અને તે એ કે પોતાના સમૂહનો ઉત્કર્ષ થાય ! આવા સર્વસામાન્ય હિતવાળા એકજ હેતુ માટે તથા એકજ નિશ્ચય પરત્વે કાર્ય કરતા હોવ થી તેમનું સગઠન ટકી રહે છે સમાજ પણ આવા સર્વસામાન્ય હિતોને લીધે ટકે છે

સમાન ( Like ) હિતો એક જાતના હોય છે દરેકના આગવાં છતા એક સરખા હોય છે જ્યારે સર્વસામાન્ય હિત સમૂહગત હોય છે, તેના ભાગ પાડી શકાતા નથી કેમ કે એ આખા જુથનુ એકત્રિત હિત હોય છે

સમાન હિતનુ સર્વસામાન્ય હિતમા પરિવર્તન થતા વાર લાગતી નથી નોકરીધધે લાગવાની ઇચ્છાવાળાઓના હિતો સરખા છતા આગવાં જરૂર છે, પણ જો બેકારી વધી જાય અને તે બધા લાબા ગાળા

સુધી નોકરીધંધા વિનાના રહી જાય તો નોકરી મેળવવાના વ્યક્તિગત હિતો એકત્રિત થઈ જાય અને સૌ સંગઠન કરીને બેકારી દૂર કરાવવા માટે સરકાર પર દબાણ લાવે ત્યારે સમાન છતાં વ્યક્તિગત હિતો સર્વસામાન્ય અને સામૂહિક હિત બની જાય છે. મેકાઈવરનું માનવું છે કે સમાન અને આગવા હિતોનું સર્વસામાન્ય અને સામૂહિક હિતમાં પરિણમવું એ તો સમાજની ખાસ પ્રક્રિયા છે.

દરેક સમાજમાં સર્વ સામાન્ય હિતો વણાઈ ગયેલા હોય છે એટલે એવા સમાજની રચના તથા તેનું સમાજતંત્ર સમજવા માટે તે સમાજમાં કયા હિતો સર્વસામાન્ય રીતે પ્રાપ્ત કરવાનો પ્રયત્ન થાય છે તે જોવું પડે જેમ કે દરેક સામાજિક વર્ગ અમુક એક હિત ધરાવે છે આવું હિત એ વર્ગ પૂરતું સર્વસામાન્ય હોય છે, છતાં બીજા વર્ગોના હિતથી તે ભિન્ન હોય છે આવા હિત ધરાવતા વર્ગોનું કામદાર વર્ગ, ધંધાદારી વર્ગ, ખેડૂત વર્ગ, મૂડીદાર વર્ગ, એવું વિભાજન આપણે કરીએ છીએ તે તેમના હિતોના ધોરણેજ.

આવા હિતોના આધારે રચાયેલા વર્ગો તો દરેક સમાજમાં હોય છે પણ જ્યારે વર્ગ વર્ગ મટીને ન્યાત જેવા સંકુચિત અને અભેદ્ય સમૂહોમાં પલટાઈ જાય ત્યારે તેના સર્વસામાન્ય હિતો સંકુચિત બની જાય છે આમ સર્વસામાન્ય હિતો સંકુચિત બની જતાં એવા સમૂહો ધીરે ધીરે ક્ષય પામતા જાય છે, પણ ધર્મ એમની મદદે આવીને એમને ઉગારી લે છે [1]

દરેક સમાજમાં સામાન્ય ધંધારોજગારને લીધે, સામાન્ય સુખ-સગવડને લીધે તેમજ સામાન્ય પરંપરાઓને લીધે સર્વસામાન્ય હિતો ઘણાં હોય છે એમ મનાય છે કે અત્યારની લોકશાહીની પ્રતિનિધિ-પ્રથા એકજ સ્થળમાં રહેનારાઓના સર્વસામાન્ય હિતોને લીધે ઉત્પન્ન-થઈ હતી. સમય જતાં અવરજવરના અને બીજા વ્યવહારના સાધનો

1 R M MacIver Elements of Social Science P 63

મેકાઇવરની માન્યતા પ્રમાણે, 'જ્યારે કોઇ એક કે અનેક હિતોની પ્રાપ્તિ અર્થે વ્યવસ્થિત રીતે માણસોનો સમૂહ એકત્રિત થાય ત્યારે તેમનું સગઠન રચાયુ' એમ કહેવાય આવા સગઠનોના સભ્યો તેમના તે હિતોનો સામૂહિક રીતે ઉપભોગ કરવાની ઇચ્છા રાખે છે, એટલે તેમના જૂથને સગઠનનું સ્વરૂપ આપે છે. જે હિતોને લીધે સગઠનો રચાયા હોય છે તે હિતો તેવા સગઠનો કરતાં વિશાળ હોય છે

હિતો અતિમ ( Ultimate ) હોય અથવા તેમાથી ક્રમે ક્રમે ઉદ્દભવતા ગૌણ (Derivative ) હોઇ શકે અતિમ હિતો માણસના પ્રાણીજ સ્વભાવ સાથે સકળાયેલા હોય છે તે માણસની દૈહિક જરૂરિયાતો તેમજ વાસનાઓ સાથે જોડાયેલા હોય છે તેમનો સતોષ પ્રાપ્ત કરવામા નર્યા સતોષ વિના બીજુ કાઇજ પ્રયોજન હોતુ નથી અતિમ હિતો વળી બે પ્રકારે વિભાજિત થાય છે, એક પ્રકારમા ભૂખ–તરસ અને સ્વાસ્થ્ય સુખાકારી સમી શારીરિક જરૂરિયાતોને લગતા હિતો ગણાવી શકાય; બીજા પ્રકારમા તેની જાતીય વાસનાઓને લગતા હિતો આવી જાય જાતીય વાસનાઓને લગતા હિતો એટલે નર્યા સ્ત્રીપુરૂષના સબધો ન સમજતા તેમને વિશાળ અર્થમા સમજવા ઘટે

ભૂખ–તરસ કે સ્વાસ્થ્ય સુખાકારી પરત્વેના હિતોને સતોષવા માટે ખેતી–વાડીને લગતા, ઔદ્યોગિક તથા ધધાદારી પ્રવૃત્તિને લગતા સગઠનો ઉદ્દભવે છે જાતીય હિતોને સતોષવા કુટુબ, ન્યાત, તથા સગા સબધીઓના સગઠનો ઉદ્દભવે છે

અતિમ હિતોમાથીજ ઉદ્દભવતા બીજા હિતો માણસની માનસિક જરૂરિયાતોને લગતા છે તે માણસને માનસિક સતોષ આપે છે. માણસના મનો વ્યાપારો ત્રણ જાતના હોય છે (૧) બોધાત્મક કે જ્ઞાન વિષયક ( Cognitive ) (૨) લાગણી વિષયક કે સવેગાત્મક ( Affective ) અને (૩) ક્રિયાત્મક (Conative) આ ત્રણે પ્રકાર મનોવ્યાપારોને લગતા હિતો પરથી અનુક્રમે જ્ઞાનને સતોષવા

નાં બૌદ્ધિક ( Intellectual ) સંગઠનો, લાગણીઓને સંતોષવાનાં કળા કે ધર્મનાં સંગઠનો અને તેના નિશ્ચો, સંકલ્પો, કે અહમ્‌ને સંતોષવા માટેનાં સત્તાર્થી સંગઠનો ઉદ્‌ભવે છે.

જ્ઞાનને સંતોષવા માટે માણસે શાળા, કૉલેજ, વિશ્વવિદ્યાલય, અધ્યયનવર્ગ અને વૈજ્ઞાનિક મંડળ સમાં સંગઠનો સ્થાપ્યાં છે. તેની લાગણીઓને સંતોષવા માટે તેણે કલા-મંડળો, નટ-મંડળો, સાહિત્ય-સભાઓ અને ધાર્મિક સંપ્રદાયો સ્થાપ્યા છે. માણસે પોતાની સત્તાના સંતોષ માટે રાજ્યની સ્થાપના કરી છે.

આપણે જોયાં તે બધાં અંતિમ ( Ultimate ) હિતો હતાં. તેમાથી ઉત્પન્ન થતાં જે ગૌણ હિતોની પ્રાપ્તિ માટે માણસ પ્રયત્ન કરે છે તે દ્વારા તેનાં બીજા હિતો પણ સંતોષાય છે. આવાં ગૌણ હિતોના બે પ્રકાર છે. પહેલા પ્રકારમાં આર્થિક હિતો આવી જાય અને બીજા પ્રકારમાં રાજકીય હિતોનો સમાવેશ થાય છે. આર્થિક હિતોની પ્રાપ્તિ માટે માણસે બેંકો, વેપારી-મંડળો, મજૂર મહાજનો, મિલમાલિક મંડળો અને સહકારી મંડળીઓ સ્થાપ્યાં છે. (આર્થિક હિતોનું આ જાતનું વિભાગીકરણ ફક્ત સમજણની સગવડ ખાતર જ પાડવામા આવ્યું છે તે નોંધવું ઘટે. આર્થિક હિતોને પોષતી બેંકો કે સહકારી મંડળીઓમા અને સૂખ-તરસ કે સ્વાસ્થ્ય સુખાકારી અંગેના હિતોને સંતોષવા સ્થાપેલાં ખેતી-વિષયક યા ધંધાદારી સંગઠનોમા તફાવત નથી જ ).

અંતિમ હિતોમાથી ઉત્પન્ન થતા ગૌણ પણ સર્વવ્યાપી હિતો એટલે ' રાજકીય હિતો '. રાજકીય હિતોને લીધે ઉદ્‌ભવતા સંગઠનો એટલે જુદા જુદા રાજકીય પક્ષો અને ધારામંડળો.

**સંગઠનોના પ્રકાર** : આ બધા સંગઠનોમાથી સામાન્ય તત્ત્વ તારવી લઈએ તો જણાશે કે સંગઠનો ચાર વિભાગમા વહેંચી શકાય ( ૧ ) પહેલા પ્રકારના સંગઠનો એવા છે કે જેમાં વ્યક્તિનો જન્મ થાય છે અને જેમા તેનું સભ્યપદ અગાઉથી કુદરતી રીતે નક્કી

વધ્યાં તેમ તેમ સ્થાનિક (જગ્યાનું) હિત નહિવત્ થઈ ગયું છે અને એને સ્થાને હવે બીજાં હિતો ઉદ્ભવ્યાં છે.

યથાર્થ (Intrinsic) અને યુક્ત (Extrinsic) હિતો: સત્તા તથા માનમરતબો મેળવવાની ઇચ્છાવાળાઓનાં હિતોમાં અને નર્યાં સાંસ્કારિક કારણોસર કોઈ ચીજ મેળવવાનાં હિતોવાળાઓમાં એક તફાવત છે. તફાવત એટલા પૂરતો છે કે પહેલી જાતનાં લોકોનાં હિતો સ્વ-અર્થી કારણો પર અવલંબે છે અને તેથી તેમનાં હિતોને સંતોષવા માટેનું કોઈ જાતનું સંગઠન હોવાને બદલે સૌ પોતપોતાની અંગત આકાંક્ષાઓ સંતોષવાની પેરવીમાં હોય છે. આવાં હિતો 'યુક્ત હિતો' તરીકે ઓળખાય છે. તેમને કાંઇ મળે તેથી સંતોષ થવાને બદલે વધુ મળે તેમાં તેમને રસ હોય છે. તેમનાં બધાં હિતોનો સંતોષ વધુ ને વધુ મેળવવાથી–નિદાન તેવું દેખાડવાથી–થાય છે. તેમની સત્તા અને તેમનો મોભો ટકાવી રાખવામાં તેમને રસ હોય છે એટલે તેમની પાસે જે ચીજ હોય તેવી તેમના આડોશ-પાડોશમાં કે મહોલ્લામાં બીજા કોઈની પાસે ન હોવામાં તેમને પોતાની મહત્તા લાગે છે. અને આવાં માણુસો આ જાતની અસમાનતા કાયમ રહે તેમ ઇચ્છતા હોય છે.[1]

યથાર્થ (Intrinsic) હિતોવાળાં જે કાંઇ આકાંક્ષા રાખે છે તે વસ્તુના પોતાના ગુણને લીધે રાખે છે, બાહ્ય કારણોસર નહીં: વસ્તુના મૂલ્યને લીધે રાખે છે, એના ફાયદાને માટે નહીં. એમનું હિત કોઈ આદર્શને લીધે નિશ્ચિત બને છે અને તેમ કરવામાં કોઇ જાતની સરખામણીનો કે લાભાલાભનો ખ્યાલ તેમને હોતો નથી. એટલે તે યુક્ત હિતના કરતાં વિશાળ હોય છે. યથાર્થ હિતને કારણે તેમની આત્મીયતાનો વિકાસ થાય છે એટલે યુક્ત હિતોવાળાંઓની માફક તેઓ 'પરદુઃખે સુખી અને પરસુખે દુઃખી' બનતાં નથી

૧ સરખાવો "I am sorry not because I have only one motor car but because my neighbour has bought one!"

યુક્ત હિતોના કરતાં યથાર્થ હિતોનું મહત્ત્વ આટલા માટેજ છે. યુક્ત હિતો પર ઇર્ષ્યા, વેરભાવ, ઠાંશાતોશી, ભય, શરમ વગેરે સમાજ-વિરોધી લાગણીઓ અવલંબેલી છે. અત્યારનું આર્થિક માળખું એનું સચોટ ઉદાહરણ છે. આર્થિક ક્ષેત્રની હરીફાઇને લીધે કોને વત્તું મળ્યું અને કોને કેટલું ઓછું મળ્યું એની ઉપર આપણું અર્થતંત્ર રચાયું છે. જે સાચું સામાજિક શિક્ષણ અપાય તો આવી અસમાનતાઓ દૂર થાય અને યુક્ત હિતોનું યથાર્થ હિતોમા પરિવર્તન થાય.

**સંગઠનો અથવા મંડળો ( Associations ):** સંગઠનો અથવા મંડળોનો ઉદ્ભવ તથા વિકાસ એક યા બીજા હિતને અનુલક્ષીને થાય છે એટલે મુખ્ય મુખ્ય હિતોની સાથે સંકળાએલાં સંગઠનો કયા કયાં છે તે હવે આપણે જોઇશું. પ્રથમ સંગઠનોની આગવી વિશિષ્ટતા જોઇએ.

સમાજમા આવેલા ઘણા સમાજોની અંતર્ગત બીજા સમૂહો આવેલા છે એમ ગીસબર્ગનું માનવું છે, જે આપણે તેમના બનાવેલા કોઠા ઉપરથી જોયુ. સમૂહોનું પેટા વિભાગીકરણ સંગઠનો અથવા મંડળોમા થાય છે એમ જણાવીને સંગઠનની વ્યાખ્યા કરતાં એમણે કહ્યુ છે, 'કોઇ પણ નિશ્ચિત કાર્ય માટે માણસો સમૂહમાં ભેગા મળે ત્યારે તેમનું સંગઠન બન્યુ કહેવાય'. એટલે કે સામૂહિક રીતે બધા માણસો અમુક એક નિશ્ચિત કામ પાર પાડવા માટે વ્યવસ્થિત રીતે ભેગા મળે ત્યારે, 'તેમણે સંગઠન કર્યું' ' એમ કહેવાય. આવા સંગઠનનું રીતસરનુ બંધારણ હોય છે, તેના સંચાલન માટે ઠરેલાં ધારાધોરણો હોય છે, તેમા દાખલ થવા માટે નિયમો ઘડાયા હોય છે જે અનુસાર સંગઠનના બધા સભ્યોએ વર્તવાનું હોય છે; તેમાથી કોઇને દૂર કરવા માટેના ધારાધોરણો ઠરેલા હોય છે. સંગઠનની શરૂઆત કેવી રીતે થઇ તે જાણી શકાય તેમ છે અને તેમનું અસ્તિત્વ જો નાબૂદ થઇ જાય તો તેનું કારણ પણ જાણી શકાય તેમ હોય છે.

થઈ ચૂકેલું હોય છે. એમાંથી નીકળવું એને માટે અશક્ય નથી પણ ઘણું જ અઘરું છે. એના નીતિનિયમો તેમજ રીતરિવાજો માણસના જીવનને જન્મથી આવરી લે છે. કુટુંબ, સગાંસહોદરોનો સમૂહ અને ન્યાત આ જાતનાં સંગઠનો છે.

(૨) બીજા પ્રકારનાં સંગઠનોનું સભ્યપદ વ્યક્તિને સ્વીકારવું પડે છે કેમ કે તેની ઉપર સામાજિક સંજોગોનું તેવું દબાણ હોય છે; તેને આ પ્રકારનાં મંડળોમાં જોડાયેજ છુટકો. મજૂરમહાજન આ જાતનું સંગઠન છે. એમાં જોડાવાથી પોતાનાં હિત સચવાશે એમ કામદારને લાગે છે એટલે મને કે કમને તેને આ જાતનાં સંગઠનોમાં જોડાવું પડે છે. એ એક મજૂરમહાજન છોડી બીજામાં ભળે જાય, પણ એવાં સંગઠનોનું પોતાનું સભ્યપદ એને ચાલુ રાખવું પડે છે.

(૩) ત્રીજા પ્રકારનાં સંગઠનોમાં વ્યક્તિ સ્વેચ્છાથી જોડાય છે. તેમ કરવામાં તેની કેટલીક ઈચ્છાઓ સંતોષાય છે અને તેને અમુક જાતનો આનંદ મળે છે. રમત-ગમતની ક્લબ, નટમંડળ કે વિજ્ઞાન-મંડળ એ આ જાતનાં સંગઠનો છે. એમાં જોડાનાર વ્યક્તિનો એમાં વિકાસ થઈ શકે છે: એનું વ્યક્તિત્વ ખીલવવાનો પૂરતો મોકો મળે છે. વળી, વ્યક્તિ સ્વેચ્છાથી તેમાં જોડાતી હોઈ આવાં સંગઠનો તેના જીવન ઉપર આધિપત્ય જમાવી દેતાં નથી એટલે જ્યારે તેમાંથી છૂટા થવું હોય ત્યારે તે તેને છોડી શકે છે અને વ્યક્તિને યોગ્ય લાગે તો તે આવાં સંગઠનોનું સ્વરૂપ બદલી શકે છે.

(૪) પણ ચોથા પ્રકારના સંગઠનમાંથી વ્યક્તિ સ્વેચ્છાએ છૂટી શકતી નથી. વ્યક્તિને ગમે કે ન ગમે તો પણ તેને આ સંગઠનમાં રહેવું જ પડે છે. એમાં તેનું સભ્યપદ ફરજિયાત છે—મરજિયાત નહીં. રાજ્ય આ જાતનું સંગઠન છે. રાજ્ય તરફથી કાયદો અને વ્યવસ્થા ટકાવી રાખવાનું કાર્ય સરકાર કરે છે એટલે તેના બધા કાયદાકાનૂનો વ્યક્તિએ પાળવા જ પડે છે. એ જો તેમનું ઉલ્લંઘન કરે તો તેને સજા થાય છે—દેહાંત દંડ સુધીની! વળી આ સંગઠન એટલે કે રાજ્ય

જાતજાતનાં હિતો અને સંગઠનોનો સમન્વય સાધવા માટે સમાજનાં બીજાં સંગઠનો તથા વ્યક્તિના આખા જીવન ઉપર આધિપત્ય જમાવી રાખે છે.

**સંગઠન અને સમુદાય (Association and Community):**

ઘણીવાર સંગઠનને સમુદાય સાથે સરખાવવામાં આવે છે પરંતુ સમુદાય તથા સંગઠન એક નહીં હોતાં અલગ છે. માણસનું આખું જીવન ગામ, શહેર કે દેશ જેવા વિશાળ વિસ્તારમાં જીવાતું હોય ત્યારે તેને સમુદાય કહેવાય. આવા સમુદાયમાં માણસો એકબીજાની સાથે મુક્તપણે સંબંધમાં આવે છે અને તેમના સામાજિક જીવનની ઘણી વિશિષ્ટતાઓ એક સરખી હોય છે; એક જ વાતાવરણની અસર તળે બધાં જીવતાં હોય છે. આવા સમુદાયમાં રહેતી વ્યક્તિઓના રીતરિવાજો લગભગ સરખા હોય છે. સામાન્ય જીવનની બધી જ વસ્તુઓમાં તેમનો હિસ્સો હોય છે. એક જ જાતની પરંપરાઓ, એક જ સરખા નીતિનિયમો અને બીજી માન્યતાઓના સરખાપણાને લીધે સમુદાયમાં રહેતા લોકોમાં 'સામુદાયિકત્વની ભાવના' પેદા થાય છે. આ ભાવના એ તો સમુદાયનું નિર્ણાયક કારણ છે.

સમુદાયનું પ્રયોજન કયા કારણસર થયું છે એવા પ્રશ્નનો કાંઇ ઉત્તર મળી શકે નહીં. સંગઠનનું પ્રયોજન કયા કારણસર, કયા હિતને અનુલક્ષીને થયું છે તે શોધી શકાય છે. ચોક્કસ પ્રકારના હિતના સંતોષાર્થે લોકો સંગઠનમાં જોડાય છે, જ્યારે સમુદાયમાં જોડાનારાં આવું ચોક્કસ પ્રકારનું હિત ધ્યાનમાં રાખીને સમુદાયમાં જોડાતાં નથી. તેઓ એક જ જાતનો જીવનવ્યવહાર રાખે છે એટલે તેમાંથી એક પ્રકારનું સામાજિકતંત્ર ઉદ્ભવે છે અને તેથી આપોઆપ તે બધાં એક યા બીજા પ્રકારના સમુદાયમાં સમાવિષ્ટ થઇ જાય છે. જો કે તેમનાં હિત જુદાં હોય છે અને તેથી તેમના વ્યવસાયો જુદા હોય છે, પરંતુ એમની વચ્ચે પાયાનું સામ્યસ્થાપન થાય છે; અને તે છે

સામુદાયિકત્વની ભાવનાનું. વળી, સામુદાયના કરતાં સંગઠનનું કાર્યક્ષેત્ર નાનું હોય છે, એટલે એક જ સમુદાયમાં ઘણાં સંગઠનોનો સમાવેશ થઈ જાય છે. સમુદાયતંત્રનું સંચાલન આપોઆપ થાય છે. તે માટે કાંઇ નિશ્ચિત પદ્ધતિ હોતી નથી: બધી પદ્ધતિઓ સમુદાયની અંદર જ સમાયેલી હોય છે. જ્યારે સગઠનના સંચાલનનાં ઠરેલાં ધારાધોરણો તેમજ તેની નિશ્ચિત પદ્ધતિઓ હોય છે.

**સામાજિક સંસ્થાઓ** ( Social Institutions ): આની પદ્ધતિઓ અને વળી ઠરેલાં ધારાધોરણો દરેક સંગઠનવાર જુદાં હોય છે. તે સમય જતાં જથ્થકને માટે નિશ્ચિત બની જાય છે. દરેક સગઠન તેની આવી નિશ્ચિત બનેલી પદ્ધતિઓ પ્રમાણે ચાલે છે. દરેક સંગઠનમાં રહેતાં માણસોને પોતાની આજુબાજુની પરિસ્થિતિમાં રહીને જીવવાનું હોય છે, એટલે જાતજાતના સામાજિક પ્રસંગોએ તેમને એક યા બીજા પ્રકારનું ચોક્કસ વર્તન કરવું પડે છે. આ પ્રક્રિયા સતત ચાલ્યા કરે છે. આવાં વર્તનો સમય જતાં કાયમનાં અને સર્વગ્રાહી બની જાય છે એટલે તે સામાજિક સંસ્થા તરીકે ઓળખાય છે. જેમકે, કેટલીક ધાર્મિક તથા રાષ્ટ્રિય ઉજવણીઓ, તહેવાર ટાંકણાં અને વ્યક્તિના જન્મ, લગ્ન કે મૃત્યુ પ્રસંગે કરવામાં આવતી ક્રિયાઓ સતત કરાતી હોવાથી લાંબે ગાળે સ્થાયી બની જતાં સંસ્થાનું રૂપ લે છે.

સંસ્થાની વ્યાખ્યા કરતાં ગીંસબર્ગ જણાવે છે ' વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના, વ્યક્તિ અને સમૂહ વચ્ચેના તથા સમૂહ સમૂહ વચ્ચેના સંચાલન માટે કેટલીક લોકરીતિઓ તથા પદ્ધતિઓ સર્વગ્રાહી બની જાય છે તેમજ લાંબે ગાળે તે કાયમી થઈ જાય છે એટલે તે સામાજિક સંસ્થા તરીકે ઓળખાય છે '. જેમ કે ખાનગી મિલકત એ ચીજ–વસ્તુઓ ઉપરના લોકોના હક્ક ભોગવટા અંગેની ઠરેલી લોકરીતિઓ દર્શાવે છે: એટલે કે સંસ્થા રૂપે છે. મેકાઈવરની વ્યાખ્યા પણ આવી જ છે. તે અનુસાર સમૂહપ્રવૃત્તિ [illegible]

'સ્થાપિત પ્રકાર કે નિયમ' સામાજિક સંસ્થાઓ ગણાય છે. એટલે કે દરેક સમૂહપ્રવૃત્તિની વિશિષ્ટતા દર્શાવનારી પદ્ધતિઓ હોય છે, આ પદ્ધતિઓ કયા પ્રકારની થશે તે કરી ચૂકેલું હોય છે, સ્થાપિત થઇ ચૂકેલું હોય છે, તેના નિયમો નક્કી થએલા હોય છે અને તે લાંબે ગાળે સ્થાપિત થઇ જાય છે. આવી જાતની સ્થાપિત પદ્ધતિઓ 'સામાજિક સંસ્થા' તરીકે ઓળખાય છે.

મેકાઇવરની માન્યતા પ્રમાણેનાં હિતો અને તેમાંથી ઉદ્‌ભવતાં સંગઠનો તપાસતા આપણે જોયું હતું કે કુટુંબ તેમ જ રાજ્યને તેમણે સંગઠન ગણ્યાં છે. આની સામે કેટલાક સમાજશાસ્ત્રીઓનો વિરોધ છે. તેઓ તો કુટુંબને તથા રાજ્યને સંગઠન ન ગણતાં સંસ્થા તરીકે એટલે કે 'વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના વ્યવહારની સ્થાપિત પદ્ધતિ' તરીકે ઓળખાવવાનો આગ્રહ રાખે છે.

ખરૂં જોતાં અત્યારના સંજોગોમાં કુટુંબ એ ઘણે અંશે એક સંગઠન જ છે કેમ કે તેમાં જોડાનારાંઓ ચોક્કસ 'હિતો' અર્થે તેમાં સામેલ થયાં હોય છે અને તે દ્વારા જીવનની કેટલીક અંતિમ જરૂરિયાતો તેઓ મેળવી શકે છે; પણ જેમ જેમ સમાજનો વિકાસ થતો જાય છે તેમ તેમ શ્રમની ફાળવણી વધતી જાય છે અને હવે તો કુટુંબનાં ઘણાં કાર્યો સમાજનાં બીજાં ઘટકોએ ઉપાડી લીધાં છે. આથી કુટુંબ એક સંગઠન રૂપેજ જોઇ શકાય અને નહીં કે સંસ્થા રૂપે. ભારતીય કુટુંબ એ સંયુક્ત કુટુંબજ છે અને સંયુક્ત કુટુંબ એ એક સંસ્થા છે, એટલે ઘણા 'કુટુંબ'ને સંસ્થા તરીકે ઓળખાવવા પ્રેરાય તે બનવા જોગ છે.

મેકાઇવર કુટુંબને સંગઠન તરીકે ગણાવીને લગ્નને કુટુંબ અંગેની સંસ્થા તરીકે વર્ણવે છે, તેની જ રીતે કુટુંબ અથવા કુટુંબ અને ન્યાત વચ્ચેના સંબંધોને યોજનારી પદ્ધતિ તે જ્ઞાતિસંસ્થા છે. એકપત્ની પ્રથા, બહુપતિ પ્રથા, સપ્તપદી એ બધી કુટુંબ સાથે સંકળાએલી સામાજિક સંસ્થાઓ ગણાય.

રાજ્યનુ પણ કુટુંબની માફક જ સમજવુ ઘટે. પોતાના અહમ્‌ને સતોષીને સત્તાનું હિત પ્રાપ્ત કરવા માટે મનુષ્યો જે સમૂહ રચે છે તે રાજ્ય એમ આપણે જો કહીએ તો તે પણ એક સગઠન જ છે. તેના સંચાલન માટેના સર્વગ્રાહ્ય ધારાધોરણો તથા પદ્ધતિઓ એટલે ચુંટણી, ધારાસભા અને પ્રધાનમ ડળ, તે રાજ્ય એ ગેની સંસ્થાઓ છે.

આ ઉપરાત, વિશ્વવિદ્યાલય સમા સંગઠનને લગતી સંસ્થા એટલે પરીક્ષાઓ, સાહિત્યિક પ્રવૃત્તિ ચલાવનારા સગઠનની સંસ્થા એટલે વાર્તાલાપો કે લેખન વાચન એમ ગણાવી શકાય. જૈન લોકોનો સંઘ એ એક સગઠન છે અને તેમના તહેવારોમા થતી ઘીની બોલી એ તેને લગતી સંસ્થા છે. બેંક એક પ્રકારનુ સગઠન છે અને નાણાની લેવડદેવડ એ તેની સસ્થા છે

કુટુંબ, રાજ્ય કે એવા બીજા સગઠનોને સસ્થા ગણતા સમાજ-શાસ્ત્રીઓ, બન્નેને કદી મૂર્ત અને કદી અમૂર્ત સ્વરૂપે નિહાળતા હોય તો સગઠન અને સસ્થા એ ગેની કલ્પનામા આવો તફાવત પડવા સંભવ છે.

સસ્થાઓ તો અમૂર્ત છે તેમનો ફક્ત અનુભવ કરી શકાય છે: તેમનુ પરિણામ જોઇ શકાય છે, પણ તે બતાવી શકાતી નથી. આંગળી ચીંધીને કોઇ એકપત્ની પ્રથા કે બહુવિવાહ પ્રથા અથવા તો જ્ઞાતિ જેવી સામાજિક સંસ્થાઓ દેખાડી શકશે નહીં. એના પરિણામો જોઈ શકાશે, અગુલિનિર્દેશ કરી એ બતાવી શકાય નહી.

સ્પ્રૉટ બધી સામાજિક સસ્થાઓમાથી તારવણી કરીને ત્રણ જાતની સંસ્થાઓ ગણાવે છે. તેમના મત અનુસાર (૧) જાતીયમિલન તથા બાળબચ્ચાની દેખરેખ રાખવાને લગતી સંસ્થાઓ પ્રથમ પ્રકારની છે (૨) જાતજાતની ચીજવસ્તુઓ મેળવવા–ભોગવવાને લગતી બીજા પ્રકારની સસ્થાઓ છે અને (૩) નાનામોટા સૌને સમાજને અનુકૂળ બનાવનારી સસ્થાઓ ત્રીજા પ્રકારમા ગણાવાય છે.

**સંસ્થાઓનું કાર્ય**: સંગઠનોની કાર્યરીતિઓ સાથે સંસ્થાઓ સંકળાયેલી હોવાથી મંડળોના સંચાલન અંગે ઠરી ચૂકેલી પદ્ધતિઓ તેમજ મંડળોના સભ્યો વચ્ચેના વ્યવહારના ઠરી ચૂકેલા સર્વગ્રાહી ધારા–ધોરણો સંસ્થાઓ પૂરા પાડે છે, એટલે સંસ્થાઓનું પહેલું કાર્ય તે શક્તિસંચય છે, જેમકે રાજ્યસંચાલન માટે સરકાર, ચૂંટણીઓ તથા પ્રધાનમંડળ એ ઠરી ચૂકેલી સંસ્થાઓ છે, એટલે રાજ્યનો વ્યવહાર સુગમતાથી ચલાવી શકાય છે અને શક્તિસંચય થઇ શકે છે. એજ પ્રમાણે વિશ્વવિદ્યાલય, બૅન્ક કે લિમિટેડ કંપનીઓની બાબતમાં અનુક્રમે પરીક્ષાઓ, હુંડી તથા ચેક તથા શૅરના કાગળિયા જેવી સંસ્થાઓ શક્તિસંચય કરે છે. વળી તે એક પેઢીની પરંપરાઓ બીજી પેઢીને આપે છે અને આ પ્રક્રિયા પણ પેઢી દર પેઢીએ ચાલ્યાજ કરે છે. આ રીતે સંસ્થાઓ ભૂતકાળનું વર્તમાનકાળ સાથેનું જોડાણ કરે છે તેમજ સામાજિક વ્યવહારોને સ્થિર બનાવવામાં તે અગત્યનો ભાગ ભજવે છે. તેમ છતાં કેટલીક સંસ્થાઓ લાંબે ગાળે કંટાળાભરેલી અને ભારરૂપ બની જતાં સમાજના વિકાસમાં અવરોધક નીવડે છે, એટલે દરેક પ્રગતિકારક સમાજે વખતોવખત તેની સામાજિક સંસ્થાઓ તપાસી જવી જોઈએ; જેથી તે પલટાયેલા સંજોગોમાં સમાજને કામ આવે તેમ છે કે નહિ તે જાણી શકાય જો તે સમાજને કામ લાગે તેવી ન હોય અને વળી પ્રગતિસૂચક સંસ્થાઓને આડખીલી રૂપ થતી હોય તો તેમને ફગાવી દેવી ઘટે જેમ ભૂતકાળની સેવા એમણે પોતાના અસ્તિત્વથી કરી તેમ વર્તમાનને તેમના ભોગની જરૂર છે. હિંદુ-સમાજને જોઇશું તો એની જ્ઞાતિસંસ્થા હવે નકામી બનતી જાય છે. બદલાતા મૂલ્યાંકનોમાં એનું આ રીઢ સ્વરૂપ ટકી શકે તેમ નથી અને તેથી ધીરે ધીરે એમાં પરિવર્તન લાવ્યા વિના ચાલે તેમ નથી કેમ કે સામાજિક સંસ્થાઓમાં પરિવર્તન લાવવું એજ સાચી મુક્તિનું લક્ષણ છે.

: ૩ :

## સમાજશાસ્ત્રનો પરિચય

**જિજ્ઞાસાનો આરંભ :**

વાતાવરણની ચર્ચા કરતાં પાછલા પ્રકરણમાં આપણે જોયું કે વ્યક્તિની ચારે બાજુએ રહેલી દેખી શકાય તેવી અને ન દેખી શકાય તેવી વસ્તુઓના સમાગમમાં આવતાં, વ્યક્તિ તેમને સમજવા પ્રયત્ન કરે છે. સમજવા માટે આવો પ્રયત્ન કરવામાં તેનો હેતુ એ જાણવાનો હોય છે કે આ બધી વસ્તુઓ કઇ રીતે તેને કામ આવી શકે તેમ છે,[1] તેમની સાથે એના જીવનનો મેળ ખાય તેમ છે કે નહીં અથવા તેમનામાં પરિવર્તન કરવું શક્ય છે કે કેમ વળી તે પોતાનાં સગાંવહાલાં કે કુટુંબીજનોના અને બીજી વ્યક્તિઓના પરિચયમાં આવે છે: તેમની સાથે તેનો સંબંધ બંધાય છે. આવા સંબંધ દરમ્યાન એના જીવનમાં ઘણા આઘાત-પ્રત્યાઘાતો જન્મે છે તેમજ એના જેવાજ આઘાત-પ્રત્યાઘાતો બીજી વ્યક્તિના જીવનમાં ઉદ્દભવે છે તે એ જોઇ જાણી શકે છે. પણ શાથી આમ થતું હશે ને એને સમજાતું નથી. પ્રશ્નો ઉદ્દભવ્યા કરે છે અને એની જિજ્ઞાસા સંતોષાતી નથી. સાથે સાથે પરિચય, સંબંધો અને આઘાત-પ્રત્યાઘાતોનો

---

1 " The urge for solution of any problem is based on some practical need or necessity of life " N. A. Thoothi: " Vaishnavas of Gujarat '

ક્રમ તો નિરંતર ચાલ્યા જ કરે છે એટલે વખતો વખત વાતાવરણ તેમજ બીજી વ્યકિતઓ સાથે તેને મેળ ખવડાવવો પડે છે. આથી વળી પાછા એના મનમાં પ્રશ્નો થાય છે.

આવા પ્રશ્નોને સંતોષવા માટે લાંબા પ્રયત્નો પછી માણસે કેટલીક પદ્ધતિઓ ( Techniques ) વિકસાવી છે. સમાજશાસ્ત્ર આવી એક પદ્ધતિ છે જે વ્યકિત વ્યકિત વચ્ચેના, વ્યક્તિ અને સમૂહ-વચ્ચેના તેમજ વ્યકિત અને તેના વાતાવરણ વચ્ચેના સંબંધોમાંથી ઉદ્દભવતા પ્રશ્નો સમજાવી શકે.[૧] )

## સમાજશાસ્ત્રની વ્યાખ્યા :

ઉપરની ચર્ચા પરથી સમજાશે કે સમાજશાસ્ત્ર બીજા શાસ્ત્રસમૂહો-માંનું એક છે વળી બધાં શાસ્ત્રોનુ યથાર્થ સ્વરૂપ અંતે તો સમાજ-શાસ્ત્રીય છે; અને સમાજશાસ્ત્ર બધાં શાસ્ત્રોને આવરી લેતું વિજ્ઞાનોચ્ચ એટલે કે સર્વશ્રેષ્ઠ શાસ્ત્ર છે.[૨] સમાજશાસ્ત્રનું સ્વરૂપ આવું વિશાળ હોવાને કારણે સમાજશાસ્ત્રની ભિન્ન ભિન્ન વ્યાખ્યાઓ કરવામાં આવી છે. આવી વ્યાખ્યાઓની ભિન્નતા એ કારણે ઉદ્દભવી છે કે દરેક વિદ્વાને પોતાને અગત્યના લાગતા સમાજના લક્ષણને પ્રાધાન્ય આપ્યું છે અને તેને દૃષ્ટિ સમક્ષ રાખીને સમાજશાસ્ત્રની વ્યાખ્યા કરી છે. જેમ કે હોબહાઉસની વ્યાખ્યા : એમણે સમાજશાસ્ત્રને માનવીઓના મનમાં ચાલી રહેલી ક્રિયા તરીકે વર્ણવ્યું છે. સમાજમાં માનવી માનવી વચ્ચેના માનસિક સંબંધો હોબહાઉસને અગત્યના લાગતા હોવાથી તેમની વ્યાખ્યા આ પ્રકારે માનસશાસ્ત્રીય થઈ છે.

અલબત્ત, માનવી માનવી વચ્ચે પ્રાથમિક માનસિક બોધના ન હોય તો સામાજિક સંબંધો ઉદ્દભવે જ નહીં એ નિર્વિવાદ છે. પરંતુ, સમાજમાં માનવી માનવી વચ્ચેના સંબંધો માનસિક ભૂમિકા

૧ Lundberg : G. A.: Foundations of Sociology.

૨. સદર " As a human adjustment technique seience is primarily a sociological subject ".

પર ઉદ્દભવ્યા બાદ આગળ વધે છે અને જાતજાતનાં સ્વરૂપો લે છે તે હકીકતની અવગણના થઇ શકે તેમ નથી.

આવી જ જાતની બીજી વ્યાખ્યા તે રોસની છે. તેઓ સમાજ-શાસ્ત્રને સામાજિક ઘટનાઓનું શાસ્ત્ર કહે છે. આ વ્યાખ્યા પણ સમાજશાસ્ત્રનું એકતરફી સ્વરૂપ બતાવે છે. સમાજમાં ઘટનાઓ કેમ બને છે એતો જાણવું જ પડશે ને ? વળી, ઘટનાઓને અનુક્રમે ગણાવી જવાથી સમાજશાસ્ત્રનો ખ્યાલ નહીં આવે. કઈ સામાજિક ઘટના શાથી બની એ જાણવું જેમ મહત્ત્વનું છે, તેમ કોઈ ઘટના થવાથી સમાજમાં શું થયું-બીજી કઇ પ્રક્રિયાઓ થઇ—તે પણ જાણવું જ પડશે.

આ અને આવી ઘણી વ્યાખ્યાઓ ગણાવી શકાય, જે સમાજનાં જુદાં જુદાં પાસાંઓને અનુલક્ષીને રચાઇ છે. સમાજશાસ્ત્રને સ્મૉલ સામાજિક પ્રગતિનું શાસ્ત્ર કહે છે; જ્યારે રાઇટના મતે તે સામાજિક સંબંધોનું શાસ્ત્ર છે. આ સિવાયની બીજી વ્યાખ્યાઓએ સમાજશાસ્ત્રને 'સમાજનું શાસ્ત્ર' એમ કહી પૂર્ણવિરામ મૂકી દીધું છે. પણ સમાજશાસ્ત્રને 'સમાજનું શાસ્ત્ર' એમ કહે સમાજશાસ્ત્રનો એક શાસ્ત્ર તરીકેનો ખ્યાલ આવતો નથી.

સમાજશાસ્ત્રની બધી વ્યાખ્યાઓમાં બે વ્યાખ્યાઓ એવી છે જે સ્વીકાર્ય બની શકે. એમાની એક ગીંસબર્ગની અને બીજી મેકાઇવરની છે. ગીંસબર્ગ સમાજશાસ્ત્રની વ્યાખ્યા કરતાં કહે છે, ' સમાજશાસ્ત્ર માનવી માનવી વચ્ચેની આંતરક્રિયાઓ તથા તેમના આંતરસંબંધોનો અભ્યાસ કરી, તેનાં કારણો તથા પરિણામો તપાસે છે ' એટલે કે માણસ માણસ વચ્ચેના અન્યોન્ય સંબંધોમાંથી જે કાંઇ ઉદ્દભવે છે તેનો અભ્યાસ કરતાં પહેલાં એવા આંતર સંબંધો થવા માટેનાં પરિબળો તપાસે છે. બે માણસો એક બીજાના સંબંધમાં કેમ આવ્યાં તે એ જુએ છે; સાથે સાથે આવા સંબંધોને લીધે શી પરિસ્થિતિ ઉદ્દભવી છે અને અમુક જાતની પરિસ્થિતિ સર્જાઇ તો તેમ કેમ, ced on અભ્યાસ કરે છે. આ રીતે સામાજિક સંબંધોને આધારે hoothi

દરેક દષ્ટિએ જોનારું શાસ્ત્ર તે સમાજશાસ્ત્ર એમ ગીંસબર્ગની વ્યાખ્યાનો ધ્વનિ છે.

બીજી આવીજ વિસ્તૃત વ્યાખ્યા મેકાઇવરે કરી છે. તેમના મત પ્રમાણે, 'વાતાવરણમાંથી સામાજિક રચના કઈ રીતે ઉદ્ભવ પામીને વિકાસ પામે છે તે જોઇ, પલટાતા વાતાવરણ તેમજ બદલાતી સામાજિક રચના વચ્ચેનું સમતોલપણુ કઇ રીતે જળવાતું રહે છે તે શોધનારૂં તેમજ સતત પરિવર્તનનાં મુખ્ય વલણો અને પરિવર્તનની દિશાએ બદલનારાં ઘટકોને તપાસીને સામાજિક રચનામાં સંયોગ અને વ્યવસ્થા પેદા કરનારા સિદ્ધાંતો શોધનારૂં શાસ્ત્ર તે સમાજશાસ્ત્ર છે'. મેકાઈવરે તેમની વ્યાખ્યાને વિસ્તૃત કરવા માટે વધુમાં ઉમેર્યું છે 'સામાજિક રચનામાં ઉદ્ભવનારાં ઘર્ષણો તેમજ અનુકૂલનોનો માનવીની ઇચ્છાની દષ્ટિએ અભ્યાસ કરીને માનવીની રચનાત્મક પ્રવૃત્તિમાં સાધન અને સાધ્યનો વાસ્તવિક ઉપયોગ બતાવનારા શાસ્ત્ર તરીકે સમાજશાસ્ત્રને ગણાવી શકાય'.

## સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ અને તેની વિષયમર્યાદા :

સમાજશાસ્ત્રની આવી વિસ્તૃત વ્યાખ્યાઓને લીધે વૈજ્ઞાનિક દષ્ટિએ તેનું વિષયવસ્તુ તથા તેની વિષયમર્યાદાઓ નિશ્ચિત કરવાનું જરા અઘરૂં બની જાય છે. એ અઘરૂં એટલા માટે થઇ જાય છે કે આમ આદર્શ દષ્ટિએ જોઇએ તો માનવીના જીવનનાં બધાંજ અંગોનો અભ્યાસ કરવાનું કામ સમાજશાસ્ત્ર કરે છે, પણ એવો આદર્શ વિસ્તાર સ્પર્શવા છતાં સમાજશાસ્ત્ર ગૂંચવાડામાં પડી જાય છે અને વિજ્ઞાન તરીકે-શાસ્ત્ર તરીકે-એનો અભ્યાસ શી રીતે યોજવો તે કળી શકાતું નથી. આમ છતાં, સમાજશાસ્ત્રની મર્યાદાઓ તથા કયા વિષયને તે મુખ્યત્વે સ્પર્શે છે તે નક્કી કરવાના પ્રયત્નો કરાયા છે.

**સમાજશાસ્ત્રની વિષયમર્યાદા :** સમાજશાસ્ત્રના અભ્યાસની મર્યાદાઓ નક્કી કરનારા વિદ્વાનોનાં જુદાં જુદાં મંતવ્યો છે. એક મંતવ્ય સીમેલ નામના જર્મન સમાજશાસ્ત્રીનું છે. તેઓ માને છે કે સમાજ શાસ્ત્રને વધુ પડતું વિશાળ બનતું અટકાવીને બીજા સામાજિક શાસ્ત્રોથી જુદું પાડવું જોઈએ અને તેને ફક્ત ચોક્કસ અને મર્યાદિત માનવ સંબંધોનો અભ્યાસ કરનારા શાસ્ત્ર તરીકેજ ગણવું ઘટે. 'સામાજિક સંબંધોનાં બાહ્ય સ્વરૂપો અને તેમની આંતરિક ગૂંથણી વચ્ચે તફાવત પાડી ફક્ત બાહ્ય સામાજિક સ્વરૂપો તપાસવાં જોઈએ,' સીમેલની માન્યતા અનુસાર આ સમાજ-શાસ્ત્રનું દષ્ટિબિંદુ છે. 'આવાં બાહ્ય સામાજિક સ્વરૂપો એટલે એમની ફાળવણી, શ્રેણીબદ્ધ સામાજિક વ્યવસ્થા કે હરીફાઇ, જે સમાજના દરેક ક્ષેત્રમાં નજરે પડે છે. જેમ કે આર્થિક ક્ષેત્રમાં જોઇશું તો જુદાં જુદાં માણસો વચ્ચે કાર્યો વહેંચાઈ ગયાં હોવાથી ઉત્પાદન, વહેંચણી અને ઉપયોગ, એ ત્રણે ક્રિયાઓ જુદી જુદી રીતે અને જુદી જુદી જગ્યાઓએ થાય છે. તેવી જ રીતે આર્થિક માળખામાં મજૂરથી લઈને તે મિલમાલિક સુધી ઉત્તરોત્તર ક્રમ ગોઠવાયેલો હોવાથી એક ઉપર બીજાનું આધિપત્ય જોવા મળે છે. અને હરીફાઈ તો આર્થિક ક્ષેત્રનું ખાસ લક્ષણ છે'; સીમેલના મત પ્રમાણે, આવા અરસપરસના સામાજિક સંબંધોનું બાહ્ય સ્વરૂપ જોવું એટલું જ સમાજશાસ્ત્રનું કાર્ય છેઃ એની અંદર ઉંડા ઉતરીને કાર્યકારણનો ભેદ પાડવાનું કામ સમાજશાસ્ત્રનું નથી. તેવી જ રીતે, ધાર્મિક વ્યવહારોનું, નૈતિક વ્યવહારોનું અને કળાકૌશલ્યના પારસ્પરિક સંબંધોનું બાહ્ય સ્વરૂપ જોવું ઘટે એમ સીમેલ જણાવે છે. સામાજિક સંબંધોના આ બાહ્ય આર્થિક, ધાર્મિક, નૈતિક, અને કળાકૌશલ્યના વ્યવહારોનો અભ્યાસ કરનારાં ખાસ સામાજિક શાસ્ત્રો છે જ. જેમ કે આર્થિક વ્યવહારોનો અભ્યાસ અર્થશાસ્ત્ર કરે છે તેમ, ધર્મ, નૈતિક મૂલ્યો, અને કળાનો અભ્યાસ કરનારાં શાસ્ત્રો પોતપોતાના ક્ષેત્રમાં વિકસેલાં

છે. તેમની સાથે સમાજશાસ્ત્રનો સંબંધ દર્શાવતાં સીમેલ જણાવે છે કે એ બધાં શાસ્ત્રોના ક્ષેત્રમાં સમાયેલા સામાજિક વ્યવહારોનો અભ્યાસ સમાજશાસ્ત્ર કરે છે તે ફક્ત બાહ્ય વ્યવહારોની દૃષ્ટિએજ કરે છે. આંતરિક વસ્તુઓનો ઉંડો અભ્યાસ જે તે વ્યવહારો અંગેનાં શાસ્ત્રોએજ કરવો રહ્યો. વિરકાંત નામના બીજા જર્મન સમાજ-શાસ્ત્રીનો અભિપ્રાય કાંઈક અંશે આવોજ છે. સમાજમાં માણુસ માણુસ વચ્ચેના સંબંધો પેદા કરનારાં અંતિમ માનસિક બંધનોનો અભ્યાસ કરવો એ સમાજશાસ્ત્રનું વિશિષ્ટ કાર્ય છે એમ તેમનો મત છે. આવાં માનસિક બંધનો એટલે માન, અપમાન, શરમ પ્રેમ, અને તિરસ્કાર તેમજ બીજાનું પ્રોત્સાહન મેળવવાની આપણી લાગણીઓ. આ લાગણીઓ વ્યક્તિઓ અને સમૂહોને જુદી જુદી રીતે સંબંધિત કરવાનું કામ કરે છે. એટલે તેમને શોધવાં એ સમાજ-શાસ્ત્રનું અંતિમ ધ્યેય છે એમ વિરકાંતનું મંતવ્ય છે. વિરકાંતના મતે સંસ્કાર (Culture) ને સમજવા માટે તેનો વિકાસ વાસ્તવિક માની લઈને અભ્યાસ ન કરતાં પરિવર્તન તથા સ્થિરતાના પરિબળોનો અભ્યાસ કરવો ઘટે. એમ કરવામાં આવે તો જ સમાજશાસ્ત્રનું ચોક્કસ ક્ષેત્ર નક્કી થઇ શકશે.

'સમાજનાં આવાં વિશિષ્ટ સ્વરૂપોનો અભ્યાસ કરવો એજ સમાજશાસ્ત્રનું કાર્ય છે' એવા મતની સામે એક એવું મંતવ્ય પણ છે જે સમાજને તેના સમગ્ર રૂપમાં એટલે કે બધાંજ લક્ષણોની દ્રષ્ટિએ સમજવાનો આગ્રહ રાખે છે. આ મંતવ્યવાળાઓનું કહેવું એવું છે કે સામાજિક જીવનનાં બધાંજ અંગો એક બીજા સાથે સંકળાએલાં છે. એક ક્ષેત્રમાં જરા પરિવર્તન થાય તો તેની અસર આખા સમાજજીવન પર થઇ જાય છે એટલે બધી સામાજિક વ્યવસ્થાઓ તેમજ તેમાં થનારી પ્રક્રિયાઓને સમગ્રરૂપે સમજવી ઘટે. અલબત, જુદી જુદી સામાજિક પ્રક્રિયાઓને સમજનારાં જુદાં ...દાં ભાગો છેજ પણ એ બધી પ્રક્રિયાઓનાં [illegible]

કરવાનું કાર્ય તેમનું નથી; એટલેજ એવા શાસ્ત્રની આવશ્યકતા રહે છે કે જે જુદાં જુદાં સામાજિક શાસ્ત્રોનાં પરિણામોનો સમન્વય કરી સામાજિક જીવનની સમગ્ર રૂપમાં વ્યાખ્યા કરે. આવું કાર્ય, ફક્ત સમાજશાસ્ત્રજ કરી શકે તેમ છે.

**સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ (૧)** : સમાજશાસ્ત્રની વિષયમર્યાદા જોયા બાદ હવે આપણે સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ શું છે તે જોઈશું. તે જોવાથી સમાજની કઇ કઈ પ્રવૃત્તિઓનો તે અભ્યાસ કરે છે તે તથા કેવા પ્રકારનું તેમનું વિશ્લેષણ કરે છે તે સમજાશે. વળી અંતમાં, આવા અભ્યાસ તથા વિશ્લેષણ બાદ સમાજશાસ્ત્ર શું કરવા માગે છે તે પણ સમજાશે.

ડર્ખિમના મત પ્રમાણે સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ ત્રણ વિભાગમાં વહેંચાઇ જાય છે. પહેલાને તે સામાજિક બાહ્ય લક્ષણોનો અભ્યાસ કહે છે. એની અંદર, લોકોની જિંદગીનો ભૌગોલિક કે પ્રાદેશિક આધાર તથા તેની અને સામાજિક વ્યવસ્થાઓની વચ્ચેનો સંબંધ સમજવાનું કાર્ય સમાયેલું છે. આ ઉપરાંત સામાજિક બાહ્યાકારના અભ્યાસમાં વસ્તીની ગીચતા તેમજ તેની ઠેકઠેકાણે જુદી જુદી સંખ્યામાં વહેંચણી કેમ થઈ છે તે આવી જશે.

સામાજિક પ્રક્રિયાનો અભ્યાસ તે ડર્ખીમના મત પ્રમાણે સમાજશાસ્ત્રના વિષયવસ્તુનો બીજો વિભાગ. આ દૃષ્ટિએ સમાજની અંતર્ગત થઇ રહેલી ધાર્મિક, નૈતિક, આર્થિક, તેમજ ધારાકીય પ્રક્રિયાઓનો અભ્યાસ કરવા માટે દરેકના સમાજશાસ્ત્ર યોજવાં પડશે. આમ ધર્મનું સમાજશાસ્ત્ર, આર્થિક રચનાનું સમાજશાસ્ત્ર કે કાયદાનું સમાજશાસ્ત્ર એવા નવા અભ્યાસો યોજી તે દરેક દ્વારા સમાજની જુદી જુદી પ્રવૃત્તિઓનો અભ્યાસ કરવો એ બીજો વિભાગ ગણાશે.

ત્રીજા વિભાગમાં ડર્ખીમના મત અનુસાર સામાન્ય સમાજશાસ્ત્રનો અભ્યાસ આવી જશે. એની અંતર્ગત, આવા અભ્યાસો દ્વારા શોધાએલી સામાજિક હકીકતોનો સમન્વય સાધી સામાજિક

કાનૂનો પ્રસ્થાપિત કરવાનું કાર્ય ગણાવી શકાય. આ થઈ ડર્ખીમનાં મત પ્રમાણેની સમાજશાસ્ત્રના વિષયવસ્તુની ચર્ચા; હવે આપણે ગીંસબર્ગના મત પ્રમાણે સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ શું હોઇ શકે તે સમજીશું.

સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ (૨) : સમાજશાસ્ત્રનું એક શાસ્ત્ર તરીકેનું આગવું અસ્તિત્વ થોડા વખત પહેલાં જ સ્વીકારાયું છે. શરૂઆતમાં તેને ગમે તે સામાજિક શાસ્ત્ર સાથે સાંકળી લેવામાં આવતું હતું. આમ થવાને લીધે શુદ્ધ સ્વરૂપમાં સમાજશાસ્ત્રનું શું વિષયવસ્તુ હોઈ શકે એ બાબતમાં હજુ ચોકસાઈ આવી નથી. તેમ છતાં, ગીંસબર્ગે સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ નિર્ધારિત કરવા માટે જે વિચારો મૂકયા છે તે મોટે ભાગે સ્વીકાર્ય છે. એમના મત પ્રમાણે સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ ચાર હિસ્સામાં વહેંચાઇ જાય છે. (૧) પહેલામાં સામાજિક બાહ્યાકારનો અભ્યાસ આવે. (૨) બીજા વિભાગમાં તે સામાજિક પ્રક્રિયાઓને ગણાવે છે. (૩) ત્રીજા વિભાગમાં સામાજિક નિયંત્રણોનો અભ્યાસ આવી જાય છે અને (૪) ચોથા તેમજ છેલ્લા વિભાગમાં ગીંસબર્ગે સામાજિક આળખામાં ઉદ્‌ભવેલા દુર્યોગો (Maladjustments)ને લીધે જન્મતાં દૂષણોનો તેમજ તેમના નિદાનનો અભ્યાસ ગણાવ્યો છે. એ ચારે હવે વારાફરતી આપણે સમજીશું.

સામાજિક બાહ્ય સ્વરૂપોનો અભ્યાસ : સમાજનાં બહારનાં અંગોપાંગોનો અભ્યાસ કરવા માટે પ્રથમ તો વસ્તીને તપાસવી પડશે. વસ્તી કેટલી હદે સામાજિક સંબંધો તેમજ સામાજિક સમૂહોને અસર કરે છે તે પણ જોવું પડશે. બીજું, સમાજનાં બાહ્ય અંગોપાંગોની રચના કયા પ્રકારની છે તે જોઇ મુખ્ય સામાજિક સમૂહો તથા સંસ્થાઓનું વિભાગીકરણ કરવું પડશે.

વસ્તી : વસ્તીનાં બે પાસાં : સંખ્યા વિષયક તથા ગુણ વિષયક. વસ્તીની સંખ્યાનો અભ્યાસ આજ સુધી એકલા અર્થશાસ્ત્રે જ કર્યા કર્યો છે. હવે સમાજશાસ્ત્રને એનો અભ્યાસ કરવો પડશે. વસ્તીની

ગીચતા કે વસ્તીનું જૂજ પ્રમાણ હોય તેની સામાજિક સંબંધો પર અસર પડે છે એ હવે સમજાવા માંડયું છે. જેમકે વસ્તીની ગીચતાને લીધે વસાહતવાદ વધે છે એવી માન્યતા હવે ગ્રાહ્ય થવા લાગી છે. તે પ્રમાણે ગીચ વસ્તીને લીધે જીવનધોરણ ઉંચું જાય છે એ પણ ગ્રાહ્ય થયેલી માન્યતા છે. વસ્તીના ગુણ એટલે તેમાં રહેનારા લોકોની જાતિ (Race) તેમની શારીરિક શક્તિઓ અને પ્રમાણભૂત માનસિક સિદ્ધિઓ. વસ્તીનું આ રીતે વિભાગીકરણ કરવામાં એ જોવાય છે કે લોકોનું શરીર સૌષ્ઠવ કેવું છે, સાધારણ રીતે કેટલી ઉમરના લોકો તેમાં છે અને માનસિક સિદ્ધિઓ તેમણે કેટલી હાંસલ કરી છે. ગુજરાતનો જ દાખલો લઇએ તો એની વસ્તીને ગુણ વિષયક દષ્ટિએ જોતાં શારીરિક શકિતઓમાં તે બીજા પ્રાંતો કરતાં પછાત છે એ સ્પષ્ટ થશે. વળી, ગુજરાતીઓ વેપારધંધામાં પ્રવીણ હોઇ મદ્રાસ કે ત્રાવણકોર-કોચીનની વસ્તીની સરખામણીમાં ગુજરાતની વસ્તીમાં ભણતરનું પ્રમાણ ઓછું જણાશે. આ તેની ગુણ વિષયક દષ્ટિની ચર્ચા થઇ. આ દષ્ટિએ વિચાર કરતાં એ હકીકત ભૂલાવી જોઇએ નહીં કે બધી જ ગુણ વિષયક વસ્તુઓ વસ્તીમાં તેના વાતાવરણને પરિણામે પેદા થાય છે અને તે કાંઇ માતાપિતા તરફથી આનુવંશિક હોતી નથીજ,

**સમાજનાં બાહ્ય અંગોપાંગોની રચના:** સામાજિક બાહ્ય સ્વરૂપની ચર્ચાની અંતર્ગત વસ્તીની ચર્ચા સાથે સાથે સમાજનાં બાહ્ય અંગોની રચનાનો પણ સમાવેશ થએલો છે. એમાં સમાજની જુદી જુદી સંસ્થાઓનો તથા તેના જુદા જુદા સમૂહોનો અભ્યાસ આવી જશે. આ સંસ્થાઓનુ ફક્ત બાહ્ય સ્વરૂપ જ જોવાનું રહેશે. આવી ચર્ચામાં સંસ્થાઓનાં સ્વરૂપોનું,પરિવર્તન તેમજ એક સંસ્થાના પરિવર્તનથી બીજી સસ્થાઓ ઉપર પડતી અસરનો અભ્યાસ આવી જશે. જેમ કે ખાનગી મિલકતની સંસ્થા ભારતમાં ધીરેધીરે કાબૂમાં લેવાઇ રહી છે, તેની રચનામાં પરિવર્તન આવી રહ્યું છે, તેના આ પરિવર્તનને

પરિણામે સંયુકત કુટુંબની સંસ્થા ઉપર અસર થઇ રહી છે. તેવીજ રીતે લગ્નસંસ્થામાં આવી રહેલા ફેરફારોથી બીજી સામાજિક સંસ્થાઓ ઉપર શી શી અસરો પડે છે તે શોધવાનું રહેશે. સમાજનાં બાહ્ય સ્વરૂપોની રચના જોવામાં બાહ્ય અને અંતર્સમૂહોના, સ્થાયી કે અસ્થાયી સમૂહોના અને સમૂહ તેમજ સંગઠનોનો અભ્યાસ પણ કરવો રહે છે.

**સામાજિક પ્રક્રિયાઓ :** સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ નિર્ધારિત કરવા માટે ગીંસબર્ગે જે મુદ્દા રજૂ કર્યા છે તેમાં બીજો વિભાગ સામાજિક પ્રક્રિયાના અભ્યાસનો છે. આની અંતર્ગત વ્યક્તિ વ્યક્તિ વચ્ચે થઈ રહેલી જુદી જુદી આંતરક્રિયાઓનો અભ્યાસ આવશે. કઈ કઈ રીતે અને કેટલે અંશે વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સંબંધો સમાજમાં દૃષ્ટિગોચર થાય છે તે જોવાનું રહેશે. એ જોતાં વળી, સામાજિક બાહ્યાંગોની રચનાનો અભ્યાસ કરવો રહેશે. તેથી પણ આગળ વધી આ રચનાની કાર્યપદ્ધતિ શી છે, તેમાં પરસ્પર શા આઘાત પ્રત્યાઘાતો ઉદ્ભવી રહ્યા છે અને સામાજિક પ્રક્રિયા કઈ રીતે ચાલી રહી છે તેનો અભ્યાસ આવી જશે. આવી પ્રક્રિયાઓમાં વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સંબંધો સહકારને લીધે ચાલતા હોય કે હરીફાઇ અથવા સંઘર્ષને લીધે ચાલતા હોય તે શોધવું રહેશે. વળી વ્યક્તિ અને સમૂહ વચ્ચે આવી પ્રક્રિયાઓ કેવી રીતે ચાલી રહી છે તે જોઇ, વ્યક્તિ સમૂહ સાથે કેવી રીતે હળી મળી જાય છે, તે પણ જોવું રહેશે. સહકાર, હરીફાઈ, વિરોધ અથવા સંઘર્ષની સામાજિક પ્રક્રિયાઓ સમૂહ સમૂહ વચ્ચે કયા સંજોગોમાં ચાલી રહી છે તે અને સમૂહ સમૂહ વચ્ચે એકીકરણ થવાની શકયતાઓ છે કે કેમ તે પણ જોવું રહેશે. આપણા દેશમા જુદીજુદી ન્યાતો વચ્ચે અને એક ન્યાતની પેટા ન્યાત વચ્ચે સતત સહકાર, હરીફાઇ અને વિરોધની પ્રક્રિયા ચાલી રહેલી છે. એક ન્યાત બીજીના કરતાં પોતાને કુલીન ગણાવે છે અને ઘણીવાર એક ન્યાતમા એક પેટા ન્યાત બીજી પેટા ન્યાતને પોતાના કરતાં ઉંચી ગણાવે છે, એટલે તેમની વચ્ચે

સંઘર્ષની સામાજિક પ્રક્રિયા ચાલ્યા કરે છે, અને ઘણીવાર ઘર્ષણ જન્મે છે. પણ પલટાતા જતા સંજોગોમાં હવે એકજ ન્યાતની પેટા ન્યાતો માંહોમાંહે સંમિશ્રિત થવા માંડી છે. જેમ કે ગુજરાતમાં વાણિયાઓની ન્યાતમાં પેટા ન્યાતો ઘણી છે. એમની વચ્ચે રોટી વ્યવહાર ચાલતો હતો. પણ પોતપોતાના ગોળનું આવરણ હોવાથી બેટીવ્યવહાર થતો ન હતો. હવે સંજોગો બદલાયા છે. ભણેલા છોકરાં છોકરીઓની અછત વાણિયાઓની પેટા ન્યાતોમાં વરતાતાં હવે માબાપો પોતાનાં છોકરા છોકરીઓનાં લગ્ન કરવા માટે પેટા-ન્યાત ન જોતાં વાણિયો છે, એજ ગનીમત માની લગ્ન કરે છે. આવી પ્રક્રિયાઓનો અભ્યાસ કરવાની સાથે સમૂહ સમૂહ વચ્ચે સામાજિક અંતર કેમ પડે છે, તે પણ શોધવું રહેશે. ગીંસબર્ગે સામાજિક પ્રક્રિયાઓના અભ્યાસની અંતર્ગત આ ઉપરાંત સામાજિક વિકાસ અને સામાજિક ઉત્ક્રાંતિનો અભ્યાસ પણ ગણાવ્યો છે.

**સામાજિક નિયંત્રણોનો અભ્યાસ :** ત્રીજા વિભાગમાં સામાજિક નિયંત્રણો આવે. સમાજમાં વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સંબંધોમાં ચોક્કસ પ્રકારની માન્યતાઓ, રિવાજો રૂઢિઓ, પરંપરાઓ, ધર્મ, કાનૂન, વગેરે શો ભાગ ભજવે છે તે શોધી કાઢી, કયાં કયાં માની લીધેલાં મૂલ્યોને લીધે આ પ્રકારની માન્યતાઓ તથા રિવાજો, રૂઢિઓ, પરંપરાઓ, ધર્મ, અને કાનૂન અવર્સે છે તે જોવાનું રહેશે. જેમ કે કાનૂનને લીધે વ્યક્તિઓના સંબંધો નિર્ણિત થાય છે; પણ કાનૂનના વિકાસમાં કયું સામાજિક મૂલ્ય અસરકારક નિવડયું છે તે જોવું રહેશે. પહેલાં વ્યક્તિ વ્યક્તિ વચ્ચે અન્યોન્ય વેરતૃપ્તિ થઈ શકતી. હવે ન્યાયની અદાલતોએ આ વસ્તુ નિયંત્રિત કરી છે. આમ થવામાં ન્યાયનું મૂલ્ય કારણભૂત છે. એજ પ્રમાણે રિવાજનું સમજવું ઘટે. એને લીધે સ્ત્રી પુરૂષોના ઘણા આંતર-સંબંધો નિયંત્રિત થાય છે. પણ હવે મૂલ્ય બદલાયું છે. ન્યાય, સમાનતા અને લોકશાહીનાં મૂલ્યોને લીધે સ્ત્રીને હવે પુરૂષ સરોવડી

ગણવામા આવે છે એટલે સમાજમા સ્ત્રીઓની સ્થિતિ અગેના ઘણા રિવાજો બદલાઇ ગયા છે. મતલબ કે, સામાજિક સબધોને નિયત્રિત કરનારા આ પરિબળોનો અભ્યાસ કરી તેમની પાછળ કઇ માન્યતાઓ ભાગ ભજવે છે તે જોવાનું તેમજ કયા મૂલ્યોના ઉદ્ભવને લીધે તેમનામા પરિવર્તન આવ્યું છે તે જોવાનુ કાર્ય સામાજિક નિયંત્રણોના અભ્યાસની અંતર્ગત આવી જશે. આ ચર્ચા આટલેથી અટકાવી દઇશું કેમ કે આગળ આપણે એક આખું પ્રકરણ સામાજિક નિયંત્રણોના અભ્યાસ માટે રાખ્યુ છે.

**સામાજિક રોગ નિદાનશાસ્ત્ર (Social Pathology) :–**

સમાજશાસ્ત્રના વિષયવસ્તુમા છેલ્લે સામાજિક દૂષણોનો અભ્યાસ આવી જાય છે વ્યક્તિની પોતાની કમજોરીઓને લીધે તેનો સમાજ સમસ્ત સાથે મેળ ખાતો નથી, એટલે કે તેનો સુયોગ ( Adjustment ) થતો નથી જેથી તે જાતજાતની યુક્તિ પ્રયુક્તિઓ અજમાવી પોતાનુઅસ્તિત્વ કાયમ રાખવા મથે છે. આમ કરવા જતા તેનું વર્તન સમાજની બીજી વ્યક્તિઓને તેમજ સમાજ સમગ્રને હાનિકારક નિવડે છે એને લોકો સામાજિક દૂષણ તરીકે ગણે છે અને ધિક્કાર તેમજ તિરસ્કારની લાગણીઓ વચ્ચે એનું જીવન વ્યતીત થતા એ વળી વધુને વધુ યુક્તિઓ અજમાવે છે. એટલે એનું અસ્તિત્વ સમાજને વધુ હાનિકારક નિવડે છે એનુ જીવન પણ ધિક્કારો, તિરસ્કારો, માનહાનિ, દડ અને સજાને લીધે વેડફાઈ જાય છે આવો દુર્યોગ ( Maladjustment ) કેમ બને છે તે સમાજશાસ્ત્રે જોવુ પડશે બીજી વ્યક્તિઓ સમાજમા સલૂકાઇથી રહી શકે છે અને આવી વ્યક્તિઓ કેમ આડે રસ્તે દોરવાઇ જાય છે અને કેમ ગુનાઇત પ્રવૃત્તિઓ કરી સમાજને કનડે છે, તે સમજવું પડશે. જો એના ઉછેરમાં ખોડ હોય તો તે સમાજશાસ્ત્ર જ બતાવી શકશે અને એના વાતાવરણમા ઉણપ હોય તો તેને શોધી કાઢી તેને વ્યવસ્થિત કરવાનું સૂચન સમાજશાસ્ત્ર કરી શકશે બહુધા, વાતાવરણના તેમજ

ખાસ કરીને ઉંડા આર્થિક કારણોને લીધે.વ્યક્તિનું જીવન વેડફાય છે એ હકીકત જો સત્ય હોય, તો તેનું નિદાન સામાજિક રોગ નિદાનશાસ્ત્રની અંદર આવી જશે

વેશ્યાઓની સંસ્થા પણ એક સામાજિક દૂષણ છે. વેશ્યાચાર કરનારી સ્ત્રીઓમાં ઘણી સ્ત્રીઓ બળજબરીથી રખાઈ હોય છે તેને લીધે બીજાં ઘણા દૂષણો જન્મે છે, જે સમાજ સમગ્રને હાનિકર્તા નીવડી સમાજનું નૈતિક તેમજ શારીરિક પતન આણે છે. સમાજશાસ્ત્રે આમ થવાના કારણો શોધી વેશ્યાચારના દૂષણને દૂર કરવા માટેનાં પગલાં સૂચવવા પડશે. એવી માન્યતા દૃઢ થતી જાય છે કે ગુનાઇત પ્રવૃત્તિની માફક વેશ્યાચાર પણ ઉંડા આર્થિક કારણોને લીધે જન્મે છે. આ માન્યતાને ચકાસી જોઇ તે અંગે શા પગલાં લેવાવા જોઈએ તે પણ સમાજશાસ્ત્રના અભ્યાસની અંતર્ગત આવી જશે

આવું જ એક સામાજિક દૂષણ શરાબબાજી–દારૂ–નું છે દારૂના દૂષણને લીધે બીજા દૂષણોને વેગ મળે છે એ વાત સ્પષ્ટ થતી જાય છે. એને દૂર કર્યેજ છુટકો, નહીં તો, સમાજનું શારીરિક, નૈતિક, માનસિક અને આર્થિક પતન આવશે સમાજશાસ્ત્રીઓએ આ હકીકતને પારખી લીધી છે અને હવે સમાજમાથી દારૂના દૂષણને દેશવટો આપવા માટેના બધા પ્રયત્નો શરૂ થયા છે.

ઉપરનાં બધા દૂષણો સમાજ સામે કેટલીક સમસ્યાઓ રજુ કરે છે એ સમસ્યાઓના સફળ ઉકેલ નહીં આવે તો સમાજ અધોગતિને માર્ગે જશે એ ચોક્કસ છે આવી સમસ્યાઓનાં ઉંડા કારણ તપસી તેની અસરો શોધી તેમને હલ કરવા માટે સમાજશાસ્ત્રજ શક્તિમાન છે એ કાર્ય અર્થે સમાજશાસ્ત્રના અભ્યાસની અંતર્ગત સામાજિક દૂષણોનો તેમજ તેમના નિદાનોનો અભ્યાસ આવી જાય છે

**સમાજશાસ્ત્રનું અંતિમ ધ્યેય :**

સમાજમાં રહેલી વ્યક્તિ એક વ્યક્તિ તરીકે જીવે છે અને સાથે સાથે સમાજના એક ઘટક તરીકે પણ જીવે છે એના જીવનના

આ બે પાસાં વિચારના ક્ષેત્રમાં જુદાં પાડી શકાય, સાક્ષાત્ જુદાં પાડવાં અશકય માત્ર છે. કયારે એક અને કયારે બીજું પરસ્પર પૂરક બની રહે છે અને વ્યક્તિના વ્યક્તિત્વને વિકસાવે છે તે જા ણવું મુશ્કેલ છે. તેવીજ રીતે, પરસ્પર વિરોધાભાસ થતાં વ્યક્તિનું વ્યક્તિત્વ છિન્નભિન્ન થઇ જાય એમાં વ્યક્તિનો પોતાનો અને સમાજનો શો વાંક છે તે જોવું પણ કદી મુશ્કેલ બની જાય છે.

આ બધી વિગતોનો અભ્યાસ કરી મનુષ્ય જીવનને સમગ્ર રીતે આવરી લેવું અને ઉત્તરોત્તર મનુષ્ય જીવનને સમજવું, તથા વ્યકિત વ્યકિત વચ્ચેના, વ્યક્તિ અને સમાજ વચ્ચેના તેમ જ સમાજ સમાજ વચ્ચેના સદાય ચાલ્યા કરતા સંબંધોમાંથી જન્મતી પ્રક્રિયાઓ સમજવી એ સમાજશાસ્ત્રનું ધ્યેય છે. આ પ્રક્રિયાઓ અને બીજા આઘાત પ્રત્યાઘાતોમાંથી નીપજતી સામાજિક સંસ્થાઓનો સર્વાંગી અભ્યાસ કરવો તથા તે બન્નેને પરિણામે સમાજમાં નિરંતર થતા પરિવર્તનને તપાસી સામાજિક પરિવર્તન સમાજના વિકાસ તરફ જઈ રહ્યું છે કે તે સમાજનું વિઘટન ( Disorganisation ) કરી રહ્યું છે તે જોવું, એ પણ સમાજશાસ્ત્રના ધ્યેયમાં ગણાવી શકાય. વળી જો વિકાસ થતો હોય તો સમાજ પ્રગતિના પંથે જઇ રહ્યો છે કે નહીં તે પ્રશ્નને પણ સમાજશાસ્ત્રે જોવો રહેશે.

આ બધા અભ્યાસમાંથી તારણ કરી સમાજની રચનાનાં, સમાજની પ્રક્રિયાઓનાં, સમાજના પરિવર્તનનાં તેમજ સમાજના વિકાસનાં પરિબળોની તપાસ કરી, સમાજશાસ્ત્રે કેટલાક સ્વીકૃત સિદ્ધાંતો સ્થાપવા પડશે. આ સિદ્ધાંતોને જીવન અને મનના અંતિમ સિદ્ધાંતો સાથે સરખાવી તેમાથી સામાજિક કાનૂન રચવા એ જ સમાજશાસ્ત્રનું અંતિમ ધ્યેય છે.

નર્યો વાસ્તવદર્શી અભ્યાસ કરી ખુરશી ઉપર બેઠાં બેઠાં વિચારો ચલાવ્યા કરવા એ સમાજશાસ્ત્રનુ કાર્ય નથી. એણે તો માનવ-જીવનનો સમગ્ર ચિતાર પોતાની નજર સમક્ષ રાખી સિધ્ધાંતોની

તારવણી કરવી પડશે અને આ સિધ્ધાંતોને ચકાસી જોયા બાદ જીવનનાં જુદાંજુદાં ક્ષેત્રોને માર્ગદર્શન કરવું પડશે. શિક્ષણનાં, ન્યાયનાં, ઉદ્યોગનાં અને રાજ્યસત્તાનાં ક્ષેત્રોમાં માર્ગસૂચન કરવાની શક્તિ સમાજશાસ્ત્રજ ધરાવે છે. એનો જે જે સમાજમાં વધુ ને વધુ ઉપયોગ થશે ત્યાં ત્યાં આયોજન સફળ થશે. આ હકીકત પશ્ચિમના સમાજોએ પારખી છે એટલે આજે ત્યાં દરેક ક્ષેત્રમાં સમાજશાસ્ત્રજ્ઞનાં સૂચનો સ્વીકારાય છે. આપણા દેશમાં પણ સમાજશાસ્ત્રનું તથા સમાજશાસ્ત્રજ્ઞનું મહત્ત્વ મૂલવાય એ ઇચ્છનીય છે.

**સમાજશાસ્ત્રની ટીકાઓ:**

આટલા બધા વિશાળ કાર્યફલકવાળા અને પોતાના આગવા વિષયવસ્તુવાળા આ શાસ્ત્રની સામે કેટલીક ટીકાઓ થાય છે. એક તો એવી ટીકા થઈ રહી છે કે સમાજશાસ્ત્ર એક વિશિષ્ટ કે આગવું શાસ્ત્ર નથી પણ જુદાંજુદાં સામાજિક શાસ્ત્રોના અભ્યાસનો ખીચડો છે. આ ટીકા અસ્થાને છે. સમાજશાસ્ત્ર સામાજિક જીવનનાં વિવિધ પ્રકારનાં ક્ષેત્રોનો અભ્યાસ અવશ્ય કરે છે, પણ તે બધાં ક્ષેત્રોનો અભ્યાસ કરવા માટે યોજાયેલાં બીજાં સામાજિક શાસ્ત્રોના કરતાં એનું કાર્યક્ષેત્ર અને એની કાર્યપધ્ધતિ આગવી જરૂર છે. કુટુંબ-વ્યવસ્થાનો અભ્યાસ કરી સમાજશાસ્ત્રે ઘણી ઉપયોગી માહિતી પૂરી પાડી છે. તેવીજ રીતે ખાનગી મિલકત, ધર્મ, રાજ્ય, સામાજિક વર્ગો અને રિવાજોનો અભ્યાસ એક પણ શાસ્ત્રે સમગ્રપણે કર્યો નથી. અર્થશાસ્ત્ર, માનસશાસ્ત્ર, માનવશાસ્ત્ર ( Anthropology ), ઈતિહાસ અને રાજકારણ—એ બધાં સામાજિક શાસ્ત્રોએ વ્યક્તિના જીવનનાં જુદાં જુદાં પાસાંઓ તપાસ્યાં છે એ કબૂલ કરવું ઘટે. પણ તેમનો અભ્યાસ સમગ્ર સમાજજીવનને આવરી લેતો નથી. જયારે સમાજશાસ્ત્ર સમગ્ર માનવજીવનને સ્પર્શે છે એટલે એનું આગવું મહત્ત્વ છે. આ બધાં શાસ્ત્રો સહુને વ્યક્તિના જીવનનાં વિવિધ પાસાં તપાસે, એથી કાંઇ સમાજશાસ્ત્ર જેવા સમાજજીવનનો

સમગ્ર અભ્યાસ કરનારા વ્યવસ્થિત અને આગવા શાસ્ત્રની જરૂર મટી જતી નથી. જેમકે વનસ્પતિશાસ્ત્ર ( Botany ) પ્રાણીશાસ્ત્ર (Zcology), શરીરરચના શાસ્ત્ર ( Physiology ) કે બાયો કેમીસ્ટ્રી ( Bio-Chemistry ) જેવાં શાસ્ત્રો અસ્તિત્વમાં આવ્યાથી જીવવિદ્યાશાસ્ત્ર ( Biology ) ની જરૂર નથી એમ કેવી રીતે કહેવાય ? આજે તો જુદાં જુદાં એટલાં બધાં સામાજિક શાસ્ત્રો અસ્તિત્વમાં આવી રહ્યાં છે કે સમન્વયથી અને એકત્રિત દૃષ્ટિકોણથી જોનારા એક સર્વસામાન્ય ( General ) શાસ્ત્રની જરૂર અનિવાર્ય છે.

બીજી એક ટીકા એવી કરવામાં આવે છે કે સમાજશાસ્ત્ર તે વળી 'શાસ્ત્ર' શાનું ? એને શાસ્ત્રની એટલે કે વિજ્ઞાનની કક્ષા ઉપર મૂકી શકાયજ નહિ. આવી ટીકાનો રદિયો લંબાણપૂર્વક આપવો ઘટે એ માટે આપણે પહેલાં શાસ્ત્ર એટલે કે વિજ્ઞાન કોને કહેવું તે જોઇશું. ત્યારબાદ તેની પરિભાષામાં સમાજશાસ્ત્ર આવી જાય છે કે નહીં તે જોઇશું.

## શાસ્ત્ર-વિજ્ઞાનનાં લક્ષણો :

શાસ્ત્રની વ્યાખ્યા કરતા આપણે જોયું કે વ્યક્તિના જીવનમાં આવતી બધી વસ્તુઓનો પોતાને માટે ઉપયોગ કરવા વ્યક્તિ પ્રયત્ન કરે છે. આવો પ્રયત્ન કરવાના અનુભવ દરમિયાન પોતાને અંગે તથા વસ્તુઓ અંગે વ્યક્તિના મનમાં વિવિધ પ્રશ્નો ઉદ્ભવે છે. આવા પ્રશ્નોના નિરાકરણ અર્થે એણે કેટલીક પદ્ધતિઓ ઉભી કરી. આ પદ્ધતિઓ તે જુદાં જુદાં શાસ્ત્રો અથવા વિજ્ઞાનો. આમ હોવા છતાં શાસ્ત્ર શબ્દ ગમે તે અર્થમાં અને ગમે તે પ્રવૃત્તિ સાથે જોડવામાં આવે છે અને તેથી તેનો શાસ્ત્રીય ( વૈજ્ઞાનિક ) અર્થ વિસરાઇ જતાં કેટલાક, 'સામાન્ય બુદ્ધિ કરતાં કાંઇક વિશેષ તે શાસ્ત્ર' એમ કહે છે.

વળી કેટલાક તો હસ્તગવિદ્યાને કે ઇજનેરી વિદ્યાનેજ શાસ્ત્ર તરીકે ગણાવે છે. આવી ભ્રામક માન્યતાનું એક કારણ એ લાગે છે,

કે વિજ્ઞાન એટલે માપણી મોજણી, વિજ્ઞાન એટલે આંકડા, વિજ્ઞાન એટલે પ્રયોગશાળા (Laboratory) એવા ખ્યાલોથી દોરવાઇ જઇને ઘણા વિજ્ઞાન ( શાસ્ત્ર )નું વાસ્તવિક સ્વરૂપ સમજવાને બદલે તેનું એકતર્ફી નિરીક્ષણ કરે છે.

વિજ્ઞાન એટલે કે શાસ્ત્રમાં માપણી–મોજણી, આંકડા અને પ્રયોગશાળાનું સ્થાન છે જ. પણ આ બધાં ઉપકરણો હોવાને લીધેજ કશામાં વિજ્ઞાનત્વ નથી આવતુ. તેમાં બીજી હકીકતોનો સુમેળ સધાવો જોઇએ. આવો સુમેળ સધાય તોજ વિજ્ઞાનત્વનાં લક્ષણો સ્થાપિત થાય.

વિજ્ઞાન ( શાસ્ત્ર )નું પ્રથમ લક્ષણ એ છે કે તેનો દૃષ્ટિકોણ વાસ્તવદર્શી ( *Positive* ) છે. તેનું કામ શું છે શું સાદર છે–શું હાજર છે તે જોવાનું છે. શું હોવું જોઈએ–શું હોવું ઇચ્છનીય છે–તે જોવાનું કાર્ય શાસ્ત્રનું નથી આવી વાસ્તવિક અને તટસ્થ દૃષ્ટિથી વિજ્ઞાન જે કાંઈ જુએ તેને તેના સત્ય સ્વરૂપે, પોતાના મનની લાગણીઓથી પર થઇને, પોતાના પૂર્વ વિચારો અને પૂર્વગ્રહોથી મુક્ત થઇને જુએ, એટલે જ તેની દૃષ્ટિ 'શાસ્ત્રીય' છે એમ કહેવાય છે.

શાસ્ત્ર જ્યારે કશાનુ પરીક્ષણ કરે છે ત્યારે તે ચોક્કસ પ્રકારની પદ્ધતિઓ અખત્યાર કરે છે. તેનું અવલોકન નિયંત્રિત હોય છે, ગમે તેમ ઊડઝૂડ અવલોકનને શાસ્ત્રીય અવલોકન કહેવાય નહીં. શાસ્ત્રીય અવલોકન કરવા માટે નિશ્ચિત પરિસ્થિતિ ઉભી કરવી પડે છે. જેમકે ભૌતિકશાસ્ત્રમા તાંબાના ટુકડા ઉપર ગરમીની અસર શું થાય છે તે જાણવું હોય તો તેને તપાવતા પહેલાં તેનું વજન લેવું પડશે તેમજ તેનું કદ માપી લેવું પડશે. ત્યાર બાદ જ તેને તપાવીને વજનમાં ફેર પડતો નથી પણ કદમાં ફેર પડયો છે એ નિર્ધારિત કરી શકાશે. આ જ રીતે રસાયણશાસ્ત્રમાં પણ ચોક્કસ નિયંત્રિત ઉષ્ણતામાન અને હવાના દબાણ વચ્ચેજ દશાનો પ્રયોગ સૂક્ષ્મતાથી થઈ શકે. નહિ તો પ્રયોગનાં પરિણામો જુદાં આવે.

શાસ્ત્રના અભ્યાસમાં કેટલાક નિશ્ચિત સિદ્ધાંતો પ્રમાણે પરીક્ષણ થઈ શકે. જો કોઇ પણ જાતના મૂળભૂત સિદ્ધાંતો વેગળે મૂકીને પરીક્ષણ થાય તો તે શાસ્ત્રીય નહીં કહેવાય. આવા સિદ્ધાંતોને અનુસરીને પદ્ધતિસરનું અવલોકન કરાય તો તે વૈજ્ઞાનિક પરીક્ષણ કહેવાય. આવા પરીક્ષણ વગરનું શાસ્ત્ર નિરર્થક ગણાય.

**સમાજશાસ્ત્રનું શાસ્ત્રીય સ્વરૂપ:** ભૌતિક કે રાસાયણિક વિજ્ઞાનના ક્ષેત્રમાં જેમ કાનૂન હોય છે, સિદ્ધાંતો હોય છે તેવી સચોટ સામગ્રી સમાજશાસ્ત્ર પાસે નથી. તેનો અર્થ એવો નથી કે સમાજશાસ્ત્રનું સ્વરૂપ શાસ્ત્રીય નથી, કેમ કે સમાજના ઉંમરે આવીને વિજ્ઞાન અટકી પડતું નથી. એનો દૃષ્ટિકોણ શાસ્ત્રીય છે. એ, જે છે તેનેજ સમજવા માગે છે: જે હોવું જોઇએ, તે તો ફકત કાર્યકારણની દૃષ્ટિએ અને સૂચનની દૃષ્ટિએ રાજ્યકર્તાઓને કે યોજનાના ઘડવૈયાઓને કહે છે. આમ વાસ્તવદર્શી–યથાર્થલક્ષી–દૃષ્ટિ હોવાને લીધે સમાજશાસ્ત્રનું સ્વરૂપ શાસ્ત્રીય છે.

પણ એને શાસ્ત્રનું સ્થાન આપવામાં આવતું નથી. એનું બીજું કારણ એ લાગે છે કે બધા ભૌતિકશાસ્ત્ર કે રસાયણશાસ્ત્રનાં, પ્રયોગશાળા, થર્મોમિટર અને બીજાં સાધનો વડે પ્રભાવિત થઇને એવું બધું સમાજશાસ્ત્રમાં ખોળે છે. વળી તેમને કાર્યકારણનો સંબંધ તાત્કાલિક જેવો હોય છે. આ સમાજના શાસ્ત્રમાં કેમ કરીને બને? સમાજ એજ અભ્યાસની વસ્તુ અને સમાજ એની પ્રયોગશાળા, એટલે સમાજશાસ્ત્રના અભ્યાસમાં પ્રયોગાત્મક કક્ષાએ પહોંચવું મુશ્કેલ છે. વળી આજે કાંઇ કાર્ય થાય તેની અસર લાંબે ગાળે જણાય અને કદી તો કાર્ય એજ કારણ બને અને કારણ એજ કાર્ય બની જાય. જેમકે સમાજમાં જે બુદ્ધિનું ધોરણ છે તે શિક્ષણના સ્વરૂપને લીધે છે કે કેમ? એવો પ્રશ્ન પૂછતાં વળી એમ પણ પ્રશ્ન થશે, કે સમાજમાં શિક્ષણનું જે સ્વરૂપ છે તે સમાજના બુદ્ધિના ધોરણને લીધે નિર્ધારિત થતું નથી? તેમ ટુંકા પગારને લીધે ગરીબી ફેલાય છે

એમ કહેતાં ગરીબીને લીધેજ પગારોનું ધોરણ નીચું છે એમ ન કહેવાય ?

આવી વિટંબણાઓ હોવા છતાં, સમાજશાસ્ત્રનું દષ્ટિબિંદુ તથા તેની પદ્ધતિઓ અને વૈજ્ઞાનિક ઢબે પરીક્ષણ કરવાની તેની સતત તૈયારીને લીધે, સમાજશાસ્ત્રને એક શાસ્ત્ર તરીકે ઓળખવું ઘટે. સામાજિક પરીક્ષણો દ્વારા સામાજિક સિદ્ધાંતો અને કાનૂનો તારવવાનો પ્રયત્ન ચાલુજ છે. પણ જેમના પરત્વે આ કાનૂનો તારવવાની નેમ રખાય છે તે મનુષ્ય અને સમાજ, સતત પરિવર્તિત થયા કરે છે; તેમજ તેમને અલગ પાડી તપાસી શકાતાં નથી, એટલેજ કાનૂનો તારવવામાં મુશ્કેલી પડે છે.

ધારો કે આપણે ઘટતા જતા જન્મપ્રમાણનો અભ્યાસ કરવો છે. તેને માટે સમાજમાં વૈજ્ઞાનિક દષ્ટિ કેટલી હદે લોકોને સ્વીકાર્ય બની છે તે આપણે જાણવું પડશે. વળી, લોકોમાં શરીર સુખાકારી અને આરોગ્ય માટે જાગૃતિ છે કે કેમ તે જોવું પડશે: ઘટતા જતા જન્મ-પ્રમાણને અને ઔદ્યોગીકરણને સંબંધ છે કે કેમ તે જોવું પડશે: જુના રીતરિવાજોને ફગાવી દેવાની તેમજ સ્ત્રીઓની ઉન્નતિ કરવાની પ્રવૃત્તિને તેમજ ઘટતા જન્મપ્રમાણને સંબંધ છે કે કેમ તે તપાસવું પડશે: લોકોની આર્થિક સ્થિતિને તેની સાથે સંબંધ છે કે કેમ તે વિચારવું પડશે અને આખરે ઘટતા જતા જન્મપ્રમાણને તથા બદલાતી શિક્ષણ-પધ્ધતિને સંબંધ છે કે કેમ તે જોવું પડશે. આટલી બધી વિગતોનો અભ્યાસ કરવા માટે લાંબો સમય જોઇયે તેમજ એવા તટસ્થ નિરીક્ષકો જોઇયે, જે વાસ્તવદર્શી પરીક્ષણ કરી શકે. આવા પરીક્ષણમાં તોલ–માપ જેવી ચોક્કસ માપણી–મોજણી થઇ શકે નહીં. પણ જે માપી ન શકાય તે જાણી પણ ન શકાય એવું નથી. વળી ભૌતિકશાસ્ત્રો જેવી ચોકસાઈ ( Precision ) ન આવે માટેજ સમાજશાસ્ત્રનું શાસ્ત્રીય સ્થાન નકારી શકાય નહીં. દરેક શાસ્ત્રની પોતપોતાની પધ્ધતિઓ અને આગવી ચોકસાઇ હોય છે. તે દષ્ટિએ સામાજિક

સ્થિતિનો અભ્યાસ શારીરિક કે ભૌતિક સ્થિતિના અભ્યાસ જેટલોજ મહત્ત્વનો છે. અલબત્ત, એની પધ્ધતિ જુદી છે.

**સામાજિક કાનૂનો** : સમાજશાસ્ત્રના લાંબા ગાળાના અભ્યાસ પછી કેટલાક કાનૂનો તારવી શકાયા છે. એ ૨ + ૨ = ૪ જેવાં અંતિમ સત્યો છે એમ તો ન કહી શકાય પણ સતત પરીક્ષણ દ્વારા એમનું સાતત્ય અને એમની સત્યતા જોઇ શકાયાં છે એટલે ઓછાવત્તા પ્રમાણમાં તે ખરા હોય તેમ લાગે છે.

(૧) પહેલો કાનૂન સામાજિક અનુકરણનો છે. આ કાનૂન અનુસાર એમ મનાય છે કે જન્મથી અંત સુધી માણસ સમાજમાં અનુકરણ દ્વારા ઘણું બધું શીખે છે. જો સમાજમાં અનુકરણ ન હોત તો ભાષાનો ઉદ્‌ભવ થાત નહીં; આ કાનૂન અનુસાર વિજ્ઞાન, રિવાજ કે પરંપરા અનુકરણને લીધે સમાજમા ટકી શકયા છે. (૨) બીજો કાનૂન સામાજિક સૂચનનો છે. એટલે કે, સમાજમાં ઘણા વ્યવહારો સૂચન ( Suggestions )ને લીધે થાય છે. (૩) ત્રીજો કાનૂન સહાનુભૂતિનો છે. વ્યક્તિ વ્યકિત વચ્ચે સમાગમ કરાવવામા તેમજ એ સમાગમને સંબંધનું રૂપ આપવામા સહાનુભૂતિ ઠીકઠીક ભાગ ભજવે છે એવી પણ એક માન્યતા છે. (૪) ચોથો કાનૂન છે સામાજિક પસંદગીનો. જીવનની ક્ષમતાવાળાની પસંદગી જેમ કુદરત કરે છે તેમ સમાજ પણ જીવવા લાયક રિવાજો પરંપરાઓ નિયમો અને પ્રક્રિયાઓને ટકવા દે છે અને બીજાનો અંત આણી દે છે એમ મનાય છે. (૫) પાચમો કાનૂન છે આર્થિક નિશ્ચયવાદનો આ કાનૂનમા માનનારાઓનો મત છે કે સમાજનું સમગ્ર જીવન, ઉત્પાદન, વહેંચણી અને વપરાશના આર્થિક સંબંધો પર રચાયુ છે. (૬) છઠ્ઠો કાનૂન આધ્યાત્મિક વિકાસનો છે.

આ બધા કાનૂનો પરીક્ષણ કક્ષાએજ ગણીએ તો પણ સમાજશાસ્ત્રનું શાસ્ત્રીય સ્વરૂપ સિદ્ધ કરવામા તેમનો ફાળો અવગણવા જેવો

નથી આવા બીજા કાનૂનોનું પ્રતિપાદન થયું છે પણ એ ઉપર વર્ણવ્યા તેવા ચકાસાયેલા નથી; એટલે પરીક્ષણની નીચલી કક્ષાએ છે. છતાં તેમનો નિર્દેશ અહીં અસ્થાને નથી. એવું મનાય છે કે દરેક સમાજ, તેની સંસ્થાઓ, રિવાજ અને સમગ્ર સામાજિક પ્રવૃત્તિ અને આઘાત પ્રત્યાઘાત વગર એકજ ગતિએ એકજ ઘરેડમાં ચાલ્યા કરશે. જો તેમાં આઘાત-પ્રત્યાઘાત આવશે તોજ તેમાં પરિવર્તન થશે.[1] આ કાનૂનના ઉદાહરણ તરીકે વિદેશીઓના આગમન પહેલાંના ભારતીય સમાજને ગણાવી શકાય. બીજો સામાજિક કાનૂન એવો તારવી શકાયો છે કે સમાજમાં સામાજિક વિભેદન (*Differentiation*) મનુષ્યના વ્યક્તિત્વના વિકાસ સાથે સંકળાએલું છે અને વ્યક્તિત્વના વિકાસ સાથે સાથે લોકોના અન્યોન્ય વ્યવહારમાં, રિવાજોમાં, સંસ્થાઓમાં, અને વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના સંબંધોમાં ફેરફાર થયા કરે છે. આવો ત્રીજો સામાજિક કાનૂન એવો તારવી શકાય કે છાપખાનાની શોધ ન થઇ હોત તો સાર્વત્રિક જ્ઞાનપ્રસાર અશક્ય બની જાત.

આ લંબાણ ચર્ચા સમાજશાસ્ત્રનું શાસ્ત્રીય સ્વરૂપ સિદ્ધ કરવા માટે કરી. સામાજિક માળખાના અભ્યાસ માટે, સામાજિક સમસ્યાઓના નિદાન માટે તેમજ સામાજિક કાનૂનો એકત્ર કરીને સિદ્ધાંતો તારવવા માટે સમાજશાસ્ત્ર જે હકીકતોનો અભ્યાસ કરે છે અને સામગ્રી એકઠી કરે છે તેને માટે કેટલીક ઠરેલી પદ્ધતિઓ છે. આ પદ્ધતિઓનો અભ્યાસ હવે આપણે કરીશું.

### સમાજશાસ્ત્રની પદ્ધતિઓ :

સામાજિક શાસ્ત્રોની પદ્ધતિઓને ભૌતિકશાસ્ત્રોની પદ્ધતિઓ જેવી ચોક્કસ બનાવવી જોઇએ એવી માન્યતા પ્રશંસનીય છે પણ એવી ચોકસાઇ સામાજિક શાસ્ત્રોમાં આણવી મુશ્કેલ છે; કેમકે એના અભ્યાસનું એકમ માણસ છે. માણસ એના પોતાના ભૂતકાળ તેમજ

1 Lundberg G A.: Foundations of Sociology.

વર્તમાનના ઘાત-પ્રત્યાઘાતોના અનુભવોનો બનેલો હોઈ એને સમાજથી જુદો કરીને તપાસવો મુશ્કેલ છે. વળી, માણસ સમાજમાં હોઇ સમાજને પણ થંભાવીને તપાસવો એ આવાંજ કારણોસર મુશ્કેલ છે. છતાં કેટલીક વૈજ્ઞાનિક પદ્ધતિઓ બધા સામાજિક શાસ્ત્રોમાં અને તેવીજ રીતે સમાજશાસ્ત્રમાં અખત્યાર કરાઇ રહી છે. આવી પદ્ધતિઓ ઘણી બનાવાઇ રહી છે, અને દરેકનો એક યા બીજા સામાજિક ક્ષેત્રમાં ઉપયોગ કરી અભ્યાસ કરવામાં આવે છે એટલે હવે પદ્ધતિઓનુંજ એક નવું શાસ્ત્ર ( Methodology )ઉદ્‌ભવ પામ્યું છે.

**સામાજિક માપણી–મોજણી ( Social Survey ) :** સામાન્ય રીતે જોતાં કોઇ પણ એક વિસ્તારમાં રહેતા લોકોના સમૂહની પ્રવૃત્તિ તેમજ તેમની સામાજિક સંસ્થાઓનો અભ્યાસ એટલે સામાજિક માપણી એમ કહી શકાય. વિસ્તારની હદ બાંધીને અભ્યાસ કરવો એ સામાજિક માપણીનું ખાસ પ્રયોજન છે. અલબત્ત, કયો વિસ્તાર પસંદ કરાયો છે અને કેમ એજ અને એટલોજ વિસ્તાર પસંદ કરાયો છે એ બાબતમાં ચોક્કસ નિયમો નથી છતા હદ બાંધ્યા વગર સામાજિક માપણી અચોક્કસ બની જાય. એટલે ગમે તે એક વિસ્તારની ચતુઃસીમા તો ઠરાવવીજ પડશે. વિસ્તાર નક્કી કર્યા પછી તેમાં રહેતા લોકોનું જીવન અને તેમની કાર્યરીતિઓ તપાસી તેની હકીકત ભેગી કરવામાં આવે છે. આ હકીકતો ભેગી કરીને તેના ઉપરથી સામાજિક કાર્યપ્રણાલિકાના કાનૂનો ઠરાવવામા આવે છે અને તેના ઉપરથી વ્યવસ્થિત સામાજિક સિદ્ધાંતોનું પ્રતિપાદન કરવામાં આવે છે.

આ બધું કરવા માટે સામાજિક માપણી કરનારે પ્રાથમિક ભૂમિકા બાંધવા માટે સ્થળ ઉપર જવું અતિ આવશ્યક છે. ત્યારબાદ કાર્યક્રમ નક્કી કરી જે વિસ્તારના લોકોનો અભ્યાસ કરવો હોય તેમની વચ્ચે ઓછામાં ઓછા બારચૌદ મહિના રહીને ક્ષેત્રકાર્ય કર્યા વિના ચોક્કસ હકીકત મેળવવી અશક્ય છે, વળી માપણી કરનારે

બીજા વિદ્વાનોએ સ્થાપિત કરેલા કેટલાક સામાજિક કાનૂનો તથા સિદ્ધાંતો ધ્યાનમાં રાખીને કામ કરવું પડશે જેથી તેમને તે અવારનવાર તેના કાર્ય વિસ્તારના લોકોની માન્યતાઓ રીતિનીતિઓ સાથે સરખાવતો જાય અને ચોક્કસ અનુમાનો બાધતો જાય; એટલે કે સામાજિક સિદ્ધાંતો તેમજ ક્ષેત્રકાર્ય પરસ્પરાવલંબી છે. સામાજિક સિદ્ધાંતો તેમજ ક્ષેત્રકાર્ય વચ્ચે આ જાતનો સતત સમન્વય સાધ્યા વિના એ સિદ્ધાંતોની વાસ્તવિકતા ચકાસી શકાશે નહી[1]

છતા આ પદ્ધતિ દ્વારા મેળવાએલી હકીકત તદ્દન ખરી છે અને એમા અપવાદ થઈજ ન શકે એ તો કેમ કહી શકાય? એના બે કારણ એકતો જેની માપણી કરાઇ છે તેનું સદાયે બદલાતું સ્વરૂપ; અને બીજું, આ પધ્ધતિની કેટલીક ત્રુટીઓ. ત્રુટીઓ એટલા પુરતી કે જે વિસ્તાર અને તેના લોકોની માપણી કરવામા આવે તેમનું સમગ્ર જીવન એકત્રિત કરતા કરતા ઘણો સમય નીકળી જાય અને તેથી તેમની અમુક એક પ્રવૃત્તિ કે અમુક એક સસ્થાની તપાસણીજ હાથ ધરવી પડે. એટલે લોકોના સમગ્ર જીવનનો ખ્યાલ આવવાને બદલે તેમના જીવનની અમુક એક બાજુનો ખ્યાલ આવે પણ તેમના જીવનનુ એક પાસુ લગ્ન, રિવાજ કે માન્યતાઓ એકલા અલગ કરીને જોવાય નહીં કેમકે તે એ વિસ્તારના સમગ્ર જીવનમા વણાયેલા હોય છે એટલે આવી માપણીઓનો સમન્વય સાધવો પડે જો સમન્વય સધાય તો લોકોની માન્યતાઓ તેમજ તેમની શૈક્ષણિક, રાજકીય, અને આર્થિક પરિસ્થિતિનો ખ્યાલ આવે[2]

**સામાજિક સમાપન** (Socio-metry) સમાજ અગે એકઠા કરાયેલા આકડાનો બહોળો ઉપયોગ ઉપર ગણાવેલી તેમજ

1 Srinivas M N "Prospects of Sociological Research in Gujarat" - Journal of the M S University of Baroda vol II No I 1953 March

2 A F. Wells in Study of Society Bartlett & Others

અત્યારે આપણે જોઈશું તે બને પદ્ધતિઓમાં કરાય છે. આવા આંકડ ખાસ સમાજશાસ્ત્રનાજ અભ્યાસ માટે તૈયાર કરાય છે એમ નથી જેમ કે સરકારે ભેગા કરેલા વસ્તીગણત્રીના આંકડા અનાયાસે સમાજ શાસ્ત્રને કામ આપનારા નિવડે છે. તેવીજ રીતે શિક્ષણ કે ઉદ્યોગધંધાન ક્ષેત્રમાં જે આંકડા ભેગા કરવામાં આવે છે તે પણ આપોઆપ સમાજશાસ્ત્રના કામમાં આવે છે.[1] પણ આ તો થઇ સંખ્યાત્મ માપણીની વાત. સમાજમાં રહેતી વ્યક્તિઓનાં માથાં ગણવા સામાજિક સિદ્ધાંતોનું કામ સરળ બનતું નથી. એને માટે તે વ્યક્તિઓના પરસ્પર સંબંધની ભાવનાઓ તેમજ તેમની લાગણીએ અને તેમનાં વલણો જાણવાં એટલુંજ જરૂરી છે. એટલે સમાજમ વ્યક્તિઓનો સંખ્યા વિષયક તેમજ ગુણાત્મક અભ્યાસ કરવા મા. સામાજિક સંમાપનની પદ્ધતિ અખત્યાર કરાઇ છે.

સામાજિક સંસ્થાઓ પ્રત્યે, સામાજિક રિવાજો પ્રત્યે કે સામા જિક માન્યતાઓ પ્રત્યે લોકોની ભાવના સહકારની છે કે સંઘર્ષની ે અને સામાજિક ગતિશીલતા અને સામાજિક અંતરો જાણવા મા આ પદ્ધતિ અપનાવવામા આવે છે. સામાજિક સંમાપનની પધ્ધતિ દ્વારા આ ઉપરાંત વ્યક્તિઓના વ્યક્તિત્વ વિકાસમાં, તેમના ચારિત્ર્ય વિકાસમાં કે તેમના બુધ્ધિના વિકાસમા સામાજિક પરિબળો કેટલે અંશે કામ કરે છે એ પણ જાણી શકાય છે. પરંતુ, જે કાંઈ જાણ શકાય છે તે સામાન્ય વલણો દર્શાવે છે. એટલે આ પદ્ધતિ દ્વાર ભેગી કરાયેલી માહિતી તેના જીવન અંગે એકત્રિત થયેલી બી (માનસશાસ્ત્રીય અને જીવવિદ્યાવિષયક જેવી) માહિતી સા ચોકસાઇ અને કાળજીથી સરખાવી જે તે અનુમાનો બાંધવામાં આ તો જ આ પધ્ધતિની સાર્થકતા સિદ્ધ થાય.

---

[1] The Bulletin of Economics and Statistics Govt. o Bombay.

**સામાજિક પ્રશ્નાવલી :** ( Questionnaire ) સામાજિક સંબંધો માપવા માટેની ઉપર ગણાવેલી પદ્ધતિઓમાં તેમજ સામાજિક સંસ્થાઓ, રિવાજો અને માન્યતાઓ પ્રત્યે વ્યક્તિઓના વલણ જાણવા માટે પ્રશ્નાવલીની પધ્ધતિ આજકાલ મોટે ભાગે અપનાવવામાં આવે છે. જે વિસ્તારના લોકોનો અભ્યાસ કરવો હોય અથવા જે વિસ્તારના લોકોનાં માનસિક વલણો જાણવાં હોય તેમનું ચોક્કસ ક્ષેત્ર નિર્ધારિત કરવામાં આવે છે. ત્યાર બાદ એ વિસ્તારના લોકોનાં સામાજિક જીવનનો કયો હિસ્સો તપાસવો છે તે, અથવા તેમના અભિપ્રાયો શાને વિષે જાણવા હોય છે તે નક્કી કરવામાં આવે છે. આ પૂર્વ ભૂમિકા તૈયાર કરી એમના જીવન સંબંધે બીજી લેખિત કે મૌખિક માહિતી મળે તે મેળવી તેના અનુસંધાનમાં એક પ્રશ્નાવલી તૈયાર કરવામાં આવે છે. આ પ્રશ્નાવલી નક્કી કરાએલા વિસ્તારમાં અને તેમાંથી ચૂંટી કાઢેલા લોકો પર પોષ્ટ દ્વારા મોકલવામાં આવે છે કે માણસો રાખી ભરાવવામાં આવે છે.

પ્રશ્નાવલીઓ બે પ્રકારની હોય છે. એક જાતની પ્રશ્નાવલીમાં જે પ્રશ્નો પૂછયા હોય તેના જવાબના બેચાર વિકલ્પો આપ્યા હોય છે, જેમાંથી એકનો ઉત્તર માંગવામાં આવે છે. બીજી જાતની પ્રશ્નાવલીમાં ઉત્તર આપનારને પ્રશ્ન પૂછવામાં આવે છે પણ એનો જવાબ બાંધેલા ઉત્તરોના વિકલ્પ પ્રમાણે નહીં પણ ઉત્તર આપનારની સ્વેચ્છા પ્રમાણે લેવામાં આવે છે. આ બન્ને વિગતો સ્પષ્ટ કરવા માટે બે દાખલા જોઈશું.

ધારો કે અમુક એક વિસ્તારના લોકોના લગ્ન સંબંધે વિચાર જાણવા છે. પહેલી જાતની પ્રશ્નાવલી અનુસાર પ્રશ્ન પૂછાશે :

'તમારા સમુદાયમાં લગ્ન સંબંધ જોડવા માટે કોનો મત ગ્રાહ્ય રખાય છે?'

(અ) પરણનાર વ્યક્તિનો

(બ) પરણનારના માબાપ કે સગાંવહાલાંનો

જ્યારે બીજા પ્રકારની પ્રશ્નાવલી પ્રમાણે પ્રશ્ન પૂછાશે:

તમારા સમુદાયમાંથી પહેરામણીના રિવાજને દૂર કરવો જોઇએ?

હા,–તો કેવી રીતે ? ના,–તો કેમ નહીં ?

આવી રીતે જે ઉત્તરો મેળવવામાં આવે તેમાંથી તારવણી કરી અનુમાનો બાંધવામાં આવે છે. પણ એ અનુમાનો ઘણા થોડા પ્રમાણમાં ખરાં નીવડે છે; અને કદી ઉંધે રસ્તે દોરનારાં નીવડે છે. ઉંધે રસ્તે દોરનારાં નીવડવામાં ઘણા કારણો છે. એકતો પોષ્ટ મારફતે રવાના કરાયેલી પ્રશ્નાવલીઓના જવાબો જેમની પાસે માગવામાં આવે છે તે આળસી જઇને જવાબજ આપતા નથી એટલે ઉત્તરો પ્રતિનિધિત્વ ધરાવતા (Representative) હોતા નથી. બીજું, જે જવાબ આપે છે તે માથા ઉતાર જવાબ આપી દે તો પણ અનુમાનો વિપરીત આવે ત્રીજું, જવાબ આપનારાઓનુ પોતાનું અહમ્ જવાબ આપવામાં પૂર્વગ્રહ ઉભો કરે છે. જેમ કે 'તમે મંદિર જાઓ છો?' એ પ્રશ્નનો જવાબ આપનાર ભણેલો હશે તો પોતાનામા તાર્કિકતા નથી એવું ન જણાય એટલે મંદિરમા જવા છતા 'ના' કહી દેશે. પણ જો એ ભણેલો અને દભી હશે તો મદિરમાં ન જતો હોય છતાં પોતાની નીતિમત્તા બતાવવા 'હા' કહેશે. આમ પ્રશ્નોના ઉત્તરો આપનારાઓનાં માનસિક કારણો ઘણો ભાગ ભજવે છે એટલે ઉત્તરોની વાસ્તવિક્તા (Objectivity) પર અસર થાય છે.

આ પદ્ધતિ ભણેલા તેમજ સમજુ વર્ગના લોકોના અભ્યાસ માટેજ કામમાં લઈ શકાય છે. એટલે ગામડાના નહીં ભણેલા લોકોની બાબતમાં કે આદિવાસીઓની બાબતમા કામ આવે તેવી નથી. વળી કેટલાક પ્રશ્નો એવા હોય છે કે જે અગે જવાબ આપતા લોકો અચકાય છે અને બીએ પણ છે. જેમ કે સ્ત્રીપુરૂષના જાતીય સબધો અગે ભારતીય સંસ્કૃતિમાં અમુક જાતની ચોક્કસ માન્યતાઓ પ્રવર્તે છે. હવે તેને અનુલક્ષીને જો પ્રશ્નો પૂછવામા આવે તો ઉત્તર આપનારાં

ખચકાય છે તેજ રીતે, આવક-જાવકના સંબંધમાં ઉત્તર આપનારા આવકવેરાનું લફરું લાગશે એવી ધાકે સાચા ઉત્તર આપતાં બીએ છે. આવી અડચણો હોવાને કારણે ઘણા આ પધ્ધતિને વિશ્વાસપાત્ર ગણતા નથી.

તેમ છતાં આ પધ્ધતિના કેટલાક ફાયદા છે. એક તો, પ્રશ્નાવલી-પધ્ધતિથી વિશાળ વિસ્તારના લોકોનાં મંતવ્યો જાણી શકાય છે અને તેને માટે રૂબરૂ જઇને ક્ષેત્ર-કાર્ય કરવું પડતું નથી. વળી જેના ઉત્તરો લેવાયા છે તેમનાં નામઠામ ગુપ્ત રાખવાની જે બાંહેધરી આપવામાં આવે છે તો માણસોના જીવનની કેટલીક આંતરિક બાબતો જાણી શકાય છે. અને જો તે ખરી આપવામાં આવી હોય તો વ્યક્તિના સામાજિક જીવનની અણઉકેલાયેલી સમસ્યાઓ (આર્થિક સંકડામણોની કે જાતીય સંબંધોની) પર પ્રકાશ પાડી શકાય છે.

મુલાકાત પદ્ધતિ (Interview): સામાજિક સમસ્યાઓ સમજવા માટે કે સમાજમાં પ્રવર્તમાન માન્યતા, રિવાજ કે રૂઢિનું કાર્ય સમજવા માટે મુલાકાતપદ્ધતિ અખત્યાર કરાય છે. આ સિવાય લોકોનું વલણ તપાસવા માટે પણ મુલાકાતપદ્ધતિ કામમાં લેવાય છે. આ પદ્ધતિમા જેમનું વલણ તપાસવું હોય, જેમના અભિપ્રાય જાણવા હોય કે જેમના આંતરસંબંધો જાણવા હોય તેમને સીધા અથવા આડકતરા સવાલો પૂછી તેમનું બયાન લેવામાં આવે છે. આવી રીતે એકઠી કરેલી વિગતોનું શાસ્ત્રીય મૂલ્યાંકન કરવામાં આવે છે.

જે પ્રશ્ન અંગે માહિતી મેળવવી હોય તે પ્રશ્ન પરત્વે શું શું માહિતી મેળવવી આવશ્યક છે તે પહેલાં નક્કી કરીને તે અંગેની વિગતો ઠરાવવામાં આવે છે. આ વિગતોને જુદા જુદા વિભાગોમાં વહેંચી તે જાતના સીધા અને આડકતરા પ્રશ્નો નક્કીકરવામાં આવે છે. આ પ્રશ્નો મુલાકાત લેનારાઓ સમજી લઇને જેમના વિચારો જાણવા હોય તેમની પાસે જઇને તેમને આ પ્રશ્નો સીધા પૂછી ત્યાં ને ત્યાંજ એમના જવાબો

લેનારાઓને તાલીમ અપાઇ રહી છે. જેથી તેમને અંગતમાં અંગત અને નાજુક પ્રશ્નોના જવાબો મેળવવામાં સુગમતા પડે અને તેમના પ્રયાસો દ્વારા મેળવાયેલી હકીકતનું એકીકરણ કરી તેમાંથી નિશ્ચિત સામાજિક અનુમાનો તારવી શકાય.

**ઘટનાઓના વિશ્લેષણની પદ્ધતિ ( Case – Analysis Method ) :** સમાજશાસ્ત્રના અધ્યયનમાં અનુસરાતી એક પધ્ધતિને ઘટનાઓના વિશ્લેષણની પદ્ધતિ કહે છે. આ પદ્ધતિદ્વારા મુખ્યત્વે બે જાતની વિગતો ભેગી કરવામાં આવે છેઃ

૧. વ્યક્તિતત્ત્વ : કેટલીક વ્યક્તિઓ આપત્તિમાં આવવાથી તેમને આશ્વાસનની જરૂર પડે છે. તેમનો અભ્યાસ કરવા માટે તેમની પાછલી સિદ્ધિઓ તથા તેમની લાગણીઓ અને તેમનું હાલનું વલણ તથા તેમના હિતની પૂર્ણ વિગત.

૨. સામાજિક સંબંધો : વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના કૌટુંબિક અને કુટુંબ બહારના ( નિશાળમાં, ક્લબમાં કે વેપારરોજગારમાં ) સંબંધોનો પાછળનો ઇતિહાસ અને તત્કાળની વિગત.

આ વિગતો ભેગી કરવા માટે કેળવાયેલા સામાજિક કાર્યકરો વ્યક્તિના જીવનના પુરાવા ભેગા કરે છે, તેમનું અવલોકન કરે છે અને તેમની મુલાકાત લઇને તેમના જીવન પરત્વે ચોક્કસ નિદાન કરી તેમને સલાહ પણ આપે છે. પુરાવા જાતજાતના હોય જેમ કે કોઈ રીઢા ગુનેગારના જીવનનો અભ્યાસ કરવો હોય તો તે અંગે દસ્તાવેજી પુરાવા સરકારી દફતરખાનાંઓમાંથી મળી આવે. તેવી રીતે, ભાટચારણોની વહીમાંથી કોઇના જન્મ, લગ્ન, મરણ, વગેરેનો કૌટુંબિક ઇતિહાસ મળી આવે. પુરાવા મેળવવામાં વ્યક્તિના કાગળપત્રો, લેખો, અને કદી તેના મૌખિક પુરાવાઓ પણ કામ આવે છે. આ બધા લેખિત અને કદી મૌખિક પુરાવાઓની મદદથી કોઇ પણ એક કિસ્સાનો ભૂતકાળ જાણવા મળે છે. ભૂતકાળ જાણવાથી વર્તમાનની વર્તણૂકનો અંદાજ નીકળે.

વ્યક્તિની ભૂતકાળની બીનાઓ જાણ્યા બાદ તેની વર્તમાનની વર્તણુકનો અંદાજ સરળ બને જે વધુ ને વધુ અવલોકન દ્વારા સમજી શકાય. અવલોકન સતત–સીધું તેમજ આડકતરું–કરવું પડે છે. ઘણીવાર આ અવલોકન લાંબા સમય સુધી કરવું પડે છે. જેનો કિસ્સો તપાસાતો હોય તેની વર્તણુક ઉપરાંત તેનો દેખાવ, તેની ઢબછબ, તેના ચેનચાળા અને બીજી ઝીણી વિગતો અવલોકન કરીને એકઠી કરવામા આવે છે, જેથી તેના વ્યક્તિત્વનો અને તેના સામાજિક સબંધોનો કયાસ નીકળી શકે.

આ પદ્ધતિનો–ઘટનાઓના વિશ્લેષણની પદ્ધતિનો–ઉપયોગ અસરકારક રીતે રીઢા ગુનેગારોની બાબતમાં ખાસ થઇ રહ્યો છે. એની મદદથી આવી જીવન સાથે વિસંગત બની ગયેલી વ્યક્તિઓની સમાજવિરોધી પ્રવૃત્તિઓનો અંદાજ નીકળી શકે છે અને વળી એવી પ્રવૃત્તિ કરતાં તેમને અટકાવીને જીવનમાં તેમનો પુનર્વસવાટ પણ કરી શકાય છે. આ પદ્ધતિની એક ખોડ છે. એકજ ઘટના પરથી સમાજના કોઇ એક પાસા અંગે એકદમ નિર્ણય બાધી દેવાય નહીં એ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. જો અન્વેષક સતત ચોક્કસ રહે તો આ પદ્ધતિ સંતોષકારક નીવડે તેવી છે.

**આદર્શ નમૂનો કલ્પવાની પદ્ધતિ (*Typological Method*):** કોઇ એક વ્યક્તિવિશેષની કે સામાજિક વ્યવસ્થાની લાક્ષણિકતાઓ અને ખાસિયતો એકઠી કરી તે પરથી એની આદર્શ સ્થિતિની કલ્પના કરવામાં આવે છે. એ કલ્પિત વસ્તુને વાસ્તવિક હોય તેવી ગણીને તેની વ્યાખ્યા કરાવવામાં આવે છે. ત્યાર બાદ કોઇપણ સામાજિક સંબંધો અથવા સામાજિક પ્રક્રિયાઓ, આ કલ્પિત આદર્શથી કેટલાં નિકટ છે કે દૂર છે તેનું મૂલ્યાંકન કરી અનુમાનો બાધવાની એ પદ્ધતિને, આદર્શ નમૂનો કલ્પવાની પદ્ધતિ કહીશુ. આ પદ્ધતિના અન્વેષક મેકસ વેબરે એક દૈની નેતાની ખાસિયતો પરથી 'આદર્શ દૈની પુરુષ'ની કલ્પના કરી હતી તેવીજ રીતે હમેશા આર્થિક લાભહાનિ જોઇને

જોખી જોખીને પગલાં ભરનાર પરથી વેબરની દૃષ્ટિએ આદર્શ 'આર્થિક મનુષ્ય 'ની કલ્પના થઇ શકે.

વેબરે આધુનિક મૂડીવાદી સમાજરચના અને પ્રોટેસ્ટંટ ધર્મ-સંપ્રદાય વચ્ચેનો સંબંધ જાણવા માટે જુદા જુદા દેશોની અને જુદા જુદા સમયની મૂડીવાદી સમાજરચનાઓ તપાસી. આ તપાસ પરથી એમણે આધુનિક મૂડીવાદની લાક્ષણિક અને આદર્શ સ્થિતિ શું છે તેની કલ્પના કરી. એમની દૃષ્ટિએ એ પુરાણા કાળની અને મધ્ય-યુગની મૂડીવાદી રચનાથી ભિન્ન જણાઇ. પુરાણા કાળની અને મધ્ય-કાલીન મૂડીવાદી સમાજરચનામાં બુદ્ધિવાદ ( Rationalism ) ઉપયોગિતાવાદ (Utilitarianism ) ધંધાની ચાનક ( Initiative ) અને શોધકવૃત્તિનો અભાવ હતો જ્યારે એમની કલ્પનાની આધુનિક મૂડીવાદી સમાજરચનામાં એમને બુદ્ધિવાદ અને ઉપયોગિતાવાદ મુખ્ય લક્ષણ રૂપે જણાયા.

આ પરથી વધુ અન્વેષણ બાદ એમણે અનુમાન બાંધ્યું કે આધુનિક મૂડીવાદી સમાજરચનામાં આવી વિશિષ્ટતાઓ આવી હતી તે પ્રોટેસ્ટંટ ધર્મની અસરને લીધે કેમ કે, પ્રોટેસ્ટંટ ધર્મમાં નીતિ નિયમો અને ચારિત્રના નિયમો શ્રમને મહત્ત્વ આપે છે તેમજ પૈસા ભેગા કરવાની સલાહ આપે છે એની અસર સમાજરચના પર થવાને લીધે મૂડીવાદી હોવા છતાં તેમાં લાક્ષણિક રીતે બુદ્ધિવાદનો ઉદ્ભવ થયો હતો એમ એમણે નિષ્પન્ન કર્યું.[1]

પણ આ પધ્ધતિમાં એક ક્ષતિ ગણાય છે. જે આદર્શ નમૂનો કલ્પવામાં આવે તે અન્વેષકની માનસિક અવસ્થા પરજ નિર્ભર છે, એટલે એકજ પ્રશ્નનો અભ્યાસ કરતા બે અન્વેષકોની કલ્પનાઓ જુદીજુદી હોવાનો પૂરો સંભવ છે. પણ આ ક્ષતિ તો મનુષ્યના જીવન સાથે સંકળાયેલા બધાજ શાસ્ત્રોમાં જેવા મળશે, એટલે આ પધ્ધતિનોજ આવો દોષ છે એમ ન કહી શકાય. ઉલટ, આ પદ્ધતિ અનુમાનો બાંધી

[1] Rumney & J Maier : The Science of Society.

અભ્યાસ કરવા માટેનું યોગ્ય માર્ગદર્શન કરે છે એ એનો ફાયદો ભૂલાવો જોઇએ નહીં.

ક્રિયાત્મકતા ( Functionalism ): આ પદ્ધતિ દ્વારા સામાજિક અન્વેષણ થતું નથી, સામાજિક કાર્યશીલતાનો અભ્યાસ થાય છે. એના સિદ્ધાંત એવો છે કે વ્યક્તિની જરૂરિયાતો પૂરી પાડવાનું કાર્ય સમાજે કરવાનું હોય છે અને આ કાર્ય પાર પાડવા માટે સમાજ સતત ક્રિયાશીલ રહેવો જોઇએ. એટલે કે સમાજને સતત ગતિમાં રાખી કાર્ય કરતો રાખવા માટે તેને માટે કેટલી વસ્તુઓ આવશ્યક બની જાય છે. વેબર, ડર્ખિમ તથા મેલીનોસ્કી જેવા સમાજશાસ્ત્રીઓએ આ પદ્ધતિ પ્રમાણે સમાજનું અન્વેષણ કરી સામાજિક સંસ્થાઓ, આદર્શો તેમજ સમાજનાં બીજાં અંગો કઇ રીતે કાર્યશીલ રહે છે તેની ઉપર ધ્યાન આપ્યું છે અને આ બધી સામાજિક હકીકતો કઇ રીતે ઉત્પન્ન થઇ કે સમાજને કઈ રીતે ફાયદાકારક બની શકે તેમ છે તેને ગૌણ ગણ્યું છે.

આ મત અનુસાર, કૌટુંબિક વ્યવસ્થા વ્યક્તિઓના જાતીય સુખને માટેજ કાર્યશીલ રહે છે એમ ન કહી શકાય. એ બીજાં કાર્યો પણ કરે છે. દરેક વ્યક્તિ માટે તેનો મોભો નિશ્ચિત કરવાનું, નાનાં બાળકોનું સામાજીકરણ કરવાનું અને સમાજમાં એકને સ્થાને બીજાને પૂરક તરીકે મૂકવાની આવશ્યકતા પૂર્ણ કરવાનું કામ કુટુંબ કરે છે. આજ પ્રમાણે સમાજ સમગ્રની બધી વ્યવસ્થાઓનું બની રહ્યું છે એમ આ પદ્ધતિ દ્વારા જાણી શકાય. જેમકે ધર્મ, વ્યક્તિને આપત્તિકાળમાં આશ્વાસન અને આસાએશ આપવાનું કાર્ય કરે છે અને સમાજને માટે આંતરિક ઘનિષ્ઠતા પેદા કરી આપે છે.

જો સમાજને ટકાવી રાખવો હોય તો તેમાં જે કાર્યો ચાલી રહ્યાં છે તે ચાલતાં રહેવા જોઇએ એવી માન્યતા ઉપર આ પદ્ધતિ રચાઈ છે. પણ એ માન્યતામાં ક્ષતિ લાગે છે. જેમકે ધર્મની કાર્યશીલતા માનવલક્ષી ધર્મ તરીકે પણ જણાય અને જંગલી જાતોમાં

માનવનો ભોગ આપવામાં પણ જણાય. એ બંનેને સરખાં તો નજ ગણાવી શકાય ને ? વળી કાર્યશીલતાની આ પદ્ધતિ સમાજની ગતિને તથા સમાજમાં આવનારા પરિવર્તનને ભૂલી જાય છે. કાર્યશીલતાને સમજવી જરૂરી છે પણ એ કાર્યશીલતામાં આવેલાં તેમજ આવનારાં પરિવર્તનો કેમ વિસારાય ? વળી, ધર્મને લીધે ઘનિષ્ઠતા આવી શકે તો બુદ્ધિવાદને લીધે પણ ઘનિષ્ઠતા વધી શકે છે.

ઐતિહાસિક પદ્ધતિ : ( Historical Method ) ભૂતકાળમાં બનતા બનાવો એક યા બીજી રીતે સચવાઇ રહે છે. સંસ્કૃતિઓનો ઉદ્ભવ અને વિકાસ તથા તેમનો વિલય નોંધવાનું કામ ઇતિહાસનું છે. એવી વિગતોનો ઉપયોગ સામાજિક પ્રક્રિયાઓ સમજવા ઇચ્છતા સમાજશાસ્ત્રને અત્યંત ઉપયોગી થઇ પડે છે. પૂર્વે બની ગએલા બનાવોની કડીઓ પરથી આધુનિક સમાજવ્યવસ્થાનાં અંગો સમજવામાં જે પદ્ધતિ સમાજશાસ્ત્રમાં કામમાં લેવાય છે તેને ' ઐતિહાસિક પદ્ધતિ ' કહે છે.

ઇતિહાસનાં પાનાંઓનો ઉપયોગ સમાજશાસ્ત્ર વર્તમાનકાળને માટે કરે છે, એટલે કેટલાક ઇતિહાસને ' ભૂતકાળનું સમાજશાસ્ત્ર ' કહે છે અને સમાજશાસ્ત્રને ' વર્તમાનકાળના ઇતિહાસ ' તરીકે ઓળખાવે છે. ઇતિહાસ એટલે સામ્રાજ્યોનાં ઉદય–અસ્તની રસભરી વાર્તા નહીં. ઇતિહાસ શબ્દથી કોઈપણ વ્યક્તિ, સમાજ, સામ્રાજ્ય કે સંસ્કૃતિનો ભૂતકાળ સૂચિત થતો હોઇ સમાજશાસ્ત્ર ઐતિહાસિક પદ્ધતિનો આવા વિશાળ અર્થમાં ઉપયોગ કરે છે. વ્યક્તિના જીવનમાં શું બની ગયું છે તે આત્મકથાઓ, જીવનચરિત્રો અને વ્યક્તિગત નોંધપોથીઓ પરથી જણાય છે. આ બધી સામગ્રી પરથી વ્યક્તિના જીવનનું કે ભૂતકાળના સમાજનું ચિત્ર જોઇ વર્તમાનમાં તેને સમજી શકાય છે. સમાજની આરંભની સ્થિતિ શું હતી તે જ જો કે આવી સામગ્રી પરથી જોઈ શકાય છે; પણ તે ઓછું નથી. ઇબ્નબતૂતા, આલબેરૂની અને હ્યુએનત્સાંગ જેવા મહાન મુસાફરોનાં ઐતિહાસિક

પર્યટનોના ટાચણુ આપણુને ભૂતકાળના ભારતનું દર્શન કરાવે છે એજ એનું મહત્ત્વ દર્શાવે છે.

લગ્ન જેવી માનવજીવનની અગત્યની સંસ્થાનો અભ્યાસ આવી પધ્ધતિથી કરવો સુગમ પડે છે. પહેલાના વખતમા લગ્ન કયા સ્વરૂપમા થતું હતુ–એનું સંસ્થા તરીકે અસ્તિત્વ હતું, કે કેમ, એમા કાળક્રમે શો ફેરફાર થયો–એ બધું આદિમાનવના ભૂતકાળના અભ્યાસથીજ જણાય છે, અને તેને માટે ઐતિહાસિક પધ્ધતિ કારગત નીવડે છે. તેજ પ્રમાણે અત્યારની ન્યાય-સંસ્થાનો ઉદ્‌ભવ જોવા માટે આદિમાનવના સમયમા શું હતુ તે જોવુ પડશે આદિમાનવ વ્યક્તિગત વેર વાળવાની રીત અખત્યાર કરતો હોય તો તેમાથી ત્રીજે પક્ષે રહીને તટસ્થ રીતે નિર્ણય આપનારા ન્યાયાલયો શી રીતે શરૂ થયા એ ઐતિહાસિક દૃષ્ટિ રાખવાથી સમજી શકાશે. ઐતિહાસિક પદ્ધતિ દ્વારા શું થઇ ગયું છે તે જ જોવાનુ રહે છે. એમ કેમ બન્યુ અને શું બનવુ જોઇતુ હતું, તેની સાથે સમાજશાસ્ત્રને નિસ્બત નથી. એ તો ભૂતકાળમા માનવ-સંબધોના સ્વરૂપને ઓળખી વર્તમાન સાથે એને સાંકળે છે. એજ એનું કાર્ય છે.

પણુ આ પદ્ધતિ, બીજી પદ્ધતિઓની માફક સંપૂર્ણ નથી. જે બની ગયું હોય તેના ટાચણુ છૂટાછવાયા થયા હોય છે અને તેના શાસ્ત્રીય દૃષ્ટિને બદલે ઘણીવાર અતિશયોક્તિ હોય છે. ઘણીવાર ઉપલકિયા માહિતી મૂકાઈહોય છે, તો ઘણીવાર કેટલીક માહિતીનો ક્રમ તૂટેલો હોય છે. આમ થવાથી શાસ્ત્રીય દૃષ્ટિએ ભૂતકાળની વિગતોનો ઉપયોગ કરનારને સિલસિલાબધ માહિતી ન મળતા તેના અનુમાનો અચોક્કસ બની જવા સભવ છે.

તુલનાત્મક પધ્ધતિ (Comparative Method) સમાજ-શાસ્ત્રનો પદ્ધતિઓમા આપણે આ છેલ્લી પદ્ધતિ જોઇશુ આપણે જોયુ કે શાસ્ત્રીય દૃષ્ટિકોણ કેળવી શાસ્ત્રીય રીતે અનુમાન બાધવા માટે સમાજ–શાસ્ત્ર પ્રયત્ન કરે છે. એ માટે સૌતિકશાસ્ત્રો જેવા અખતરા કરવાનો

પ્રસ ગ એને ન મળે એ સ્વાભાવિક છે કારણકે એની પ્રયોગશાળા આખી દુનિયામાં ફેલાએલી છે. અલબત્ત, એના પ્રયોગોનો સમય એક કે બે મિનીટ અથવા કલાકનો નથી–એક કે બે દાયકા જેટલો થઇ જાય છે. છતાં તે શિક્ષણ, ન્યાતોનું ઘર્ષણ કે બીજી સામાજિક પ્રવૃત્તિઓનો અભ્યાસ કરવા માટે અવલોકન અને વિભાગીકરણ કરી આ બધી સામાજિક પ્રવૃત્તિઓને પ્રયોગાત્મક દૃષ્ટિએ જુએ છે અને તુલનાત્મક એટલે કે સરખામણીની પદ્ધતિને કામમાં લે છે.

સમાજશાસ્ત્રના અભ્યાસમાં સામાજિક સંબંધો અને આંતરક્રિયાઓને સમજવી એ ઘણુ જરૂરી છે. આને માટે જુદી જુદી સમાજ–વ્યવસ્થાઓનો અભ્યાસ કરવામાં આવે છે, તે બધી સમાજવ્યવસ્થાઓની સરખામણી કરવામાં આવે છે અને તે પરથી અનુમાનો બાંધવામાં આવે છે. જેમ કે આપણે જ્ઞાતિસંસ્થા તથા લોકોના વ્યવસાયો વચ્ચેનો સંબંધ જાણવો હોય તો બીજા બધા સમાજોમાં લોકોના જીવનનિર્વાહના વ્યવસાયો સાથે તેમનુ સામાજિક જીવન સંકળાએલું હતું કે કેમ તે જોઇ નેવા વ્યવસાયોને લીધે ઉંચનીચની ભાવના પેદા થતી હતી કે કેમ, તે જોવુ પડશે. આવી તુલના કરવાથી અનુમાન સંભવી શકે.

તુલનાત્મક પધ્ધતિમાં સમાજોને સરખાવી તેમનું પૃથક્કરણ કરી વાસ્તવિક અને અવાસ્તવિકને અલગ પાડવામાં આવે છે. ત્યારબાદ સહેજ સહેજ બદલાતા જતા સંજોગોને લીધે સમાજોમાં ફેરફાર આવ્યો હતો કે કેમ અને તે કેટલે અંશે, એ જાણી એ બદલાતા જતા સંજોગોને અલગ પાડી તેના પરથી અનુમાનો કરવામાં આવે છે. ટાયલર નામના એક સમાજશાસ્ત્રીએ સામાજિક પ્રક્રિયાને સમજવા માટે આ પધ્ધતિ અખત્યાર કરી હતી. તેણે આદિમાનવસમાજોની સરખામણીઓ દ્વારા એ સિદ્ધ કરી બતાવ્યું કે જે જે સમાજમાં વર કાયમને માટે કન્યાને ઘેર રહેવા જાય એવો રિવાજ હોય ત્યાં સાસુની સાથે વહુનું બનતુ ન હોવાનો પૂરો સંભવ છે. આ જ પ્રમાણે

હોબ હાઉસ, વ્હીલર અને ગીંસબર્ગે સરખામણીની પધ્ધતિ દ્વારા સિદ્ધ કરી બતાવ્યું છે કે ઉમરાવશાહી અને દાસત્વનો ઉદ્દભવ આર્થિક વિકાસ સાથે સંકળાએલો છે.

આ પધ્ધતિ પણ સંભાળપૂર્વક કામમાં લેવા જેવી છે. જેને એકમ તરીકે લઇને આગળ વધવાનું હોય છે તેની પસંદગી કાળજીપૂર્વક કરવામાં ન આવે તો સરખામણીઓ ભૂલભરેલી આવે. તે જ પ્રમાણે જેને એકમ તરીકે લેવામાં આવે તે અને જેની સરખામણી થતી હોય તેને સમાજ સમગ્રનાં અંગ તરીકે ગણવાં જોઇએ. તેમને સમાજથી અળગાં કરી તેમની સાથે સરખામણીઓ થઇ શકેજ નહીં અને છેલ્લે સરખામણીના કામમાં લેવાતા સમાજો બધી રીતે એક સરખા ન હોવાથી સરખામણી સંપૂર્ણ નહીં થઇ શકે. આ પદ્ધતિની આ પણ એક ક્ષતિ છે.

## સમાજશાસ્ત્રનો બીજાં શાસ્ત્રો સાથે સંબંધ :

આપણે સમાજશાસ્ત્રની પધ્ધતિઓ જોઇ. એ પરથી બે વસ્તુઓ નિષ્પન્ન થઇ. એક તો સમાજશાસ્ત્ર વૈજ્ઞાનિક દષ્ટિથી સામાજિક સત્યોને સમજવા માગે છે અને તેનું ઉપગમન વૈજ્ઞાનિક છે. બીજું, સામાજિક સત્યોનાં વિવિધ પાસાંને સ્પર્શતા સમાજશાસ્ત્રને સમાજનાં બીજાં અંગોનો પ્રત્યક્ષ અભ્યાસ કરતાં સામાજિક શાસ્ત્રો સાથે તથા તેમનો પરોક્ષ અભ્યાસ કરતા બીજાં શાસ્ત્રો સાથે સંબંધ છે. પ્રત્યેક શાસ્ત્ર પોતાના અભ્યાસ દરમ્યાન સમાજ સબંધી વિગતો એકઠી કરે છે અને અનુમાનો બાંધી સિધ્ધાંતો પ્રસ્થાપિત કરે છે. એટલે તેવાં શાસ્ત્રોની વિગતો તથા તેમના અનુમાનો અને સિદ્ધાંતો સમાજને સમગ્રપણે જોનાર સમાજશાસ્ત્રને સહાયભૂત બની શકે તેવાં હોય છે. આવી સહાય કેટલે અંશે તેઓ કરી શકે છે અને વળી સમાજશાસ્ત્રની કઇ વિગતો, કયા અનુમાનો અને કયા સિદ્ધાંતો એ શાસ્ત્રોને કામ આવે તેવાં છે એ સમજવા માટે હવે આપણે સમાજશાસ્ત્રનો જુદાં જુદાં શાસ્ત્રો સાથેનો સંબંધ તપાસીશું.

સમાજશાસ્ત્ર અને જીવવિદ્યા ( Biology ) : કરોડો જીવોથી ભરેલી આ સૃષ્ટિમાં જીવોની ઉત્પત્તિ કેવી રીતે થઈ અને કાળક્રમે એ જીવોનો દૈહિક વિકાસ કેવી રીતે થયો એ સમજવા માટેનું શાસ્ત્ર તે જીવવિદ્યા. જીવવિદ્યા જીવમાત્રના ઉદ્ભવથી લઈને છેક તેની અત્યારની વિકસિત સ્થિતિ દરમ્યાન કયા કયા ફેરફારો તેના શરીરમાં અને તેના શરીરનાં કાર્યોમાં થયા તે તપાસે છે. એની નજરમાં નાનો અમીબા કે મોટી વ્હેલ માછલી જીવ તરીકેજ લેખાય છે. માણસને પણ બીજા બધા જીવો જેવો એ ગણે છે. જીવમાત્રને વાતાવરણ સાથે અનુકૂળ થવું પડે છે અને ઘણીવાર વાતાવરણ સામે ઝઝૂમવું પડે છે. આવી માન્યતા, જીવવિદ્યા, માનવીના જીવન-વિકાસની બાબતમાં પણ રાખે છે. અને તે દ્રષ્ટિકોણથી જોતાં જીવોના આનુવંશિક ગુણો, વાતાવરણની અસર હેઠળ આવતાં બદલાય છે કે તેમનું અનુકૂલન થાય છે તે તપાસવાનું કાર્ય જીવવિદ્યાનું છે.

સમાજશાસ્ત્ર માનવીના સામૂહિક જીવનનો અભ્યાસ કરે છે. એની નજરમાં માનવી એક જીવ તરીકે નહીં પણ આસપાસનાં માનવીઓ સાથે રહી એક બીજાના સંબંધમાં આવી જીવન જીવનાર વ્યકિત તરીકે દેખાય છે. પણ એ વ્યકિતનું જીવન એના શારીરિક ગુણધર્મો છોડતું નથી. એટલે કે બીજા જીવોની માફક એનો જીવનક્રમ પણ જીવવિદ્યાના તત્ત્વો પ્રમાણે ચાલે છે. ફરક એટલો છે કે બીજા જીવો મુંગે મોંએ વાતાવરણને અનુકૂળ બની જાય છે, જ્યારે વ્યકિત વાતાવરણમાં પરિવર્તન લાવી તેને પોતાના જીવનને અનુકૂળ બનાવવા શક્તિમાન થઇ શકયો છે; એટલું જ નહિ પણ વાતાવરણની અસરોને પોતાના શરીર પૂરતી બદલી શકયો છે; જેમકે ટાઢથી બચવા માટે બીજા જીવોનાં શરીરો પર ઘેરા વાળ ઉગે છે અને પક્ષીઓ પીછાંથી અથવા તો સ્થળાંતર કરી ટાઢથી પોતાની જાતનો બચાવ કરી શકે છે. માણસનું શરીર આમ કરવા શક્તિમાન નથી, એટલે

એણે કપડાં બનાવીને તથા ઘરો બાંધીને ટાઢનો પ્રતિકાર કર્યો. આ અને આવી બીજી ક્રિયાઓ કરવામાં એને સામૂહિક જીવનની તેમજ સહાયની જરૂર પડી, એટલે કે પોતાની પ્રાણીજ ન્યૂનતાઓને લીધે માનવીના સામૂહિક જીવન પર અસર પડે છે. આ વિગતોનો અભ્યાસ કરવામાં જીવવિદ્યા અને સમાજશાસ્ત્રનો સંબંધ શરૂ થાય છે.

સૃષ્ટિમાં જીવ તરીકે જીવતા માનવીમાં જીવનની અસરો જેમ તેના સામૂહિક વ્યવહારો પર પડે છે તેવી રીતે સામૂહિક વ્યવહારજીવનની અસર તેની જૈવિક ( Biological ) શક્તિઓ ઉપર પણ પડે છે. જેમ કે લગ્ન પરત્વેના રિવાજોને લીધે આન્તર્વિવાહ તથા બહિર્વિવાહ પ્રથા અસ્તિત્વમાં આવે છે. આવી વિવાહપ્રથાઓને પરિણામે પેદા થનારી સંતતિમાં અનુક્રમે એક જ જાતનું લોહી એકઠું થાય છે અથવા તો વિભિન્ન લોહીનું મિશ્રણ થાય છે, જેને લીધે સંતતિનાં આનુવંશિક લક્ષણો ઉપર અસર થાય છે. રિવાજ સામાજિક હકીકત છે. અસરો જૈવિક ( Biological ) છે. તે જ પ્રમાણે કપડાં-લત્તાંની ઢબછબ, ઉત્પાદન ક્રિયાઓ અને બીજા સામાજિક વ્યવહારોની અસર માનવીના જીવન પર પડે છે.

જીવવિદ્યા અને સમાજશાસ્ત્રના અન્યોન્ય સંબંધોથી પ્રભાવિત થઇ કેટલાક સમાજશાસ્ત્રીઓએ જીવવિદ્યાના ઉત્ક્રાંતિના સિધ્ધાંતને માનવીના સામૂહિક જીવન અંગે વાસ્તવિક માન્યો છે. સ્પેન્સર જેવા તો સમાજને એક જીવ તરીકે ગણાવી તેનાં વિભિન્ન પાસાંઓને જીવોના અવયવો સાથે સરખાવે છે અને જેમ જીવોની થઇ તેમ તેની ઉત્ક્રાંતિ થવી જોઇએ એમ માને છે. પણ એક હકીકત ભૂલવા જેવી નથી, કે ડારવિને જે ઉત્ક્રાંતિનુ અનુમાન કર્યું છે તેમા અને સમાજની ઉત્ક્રાંતિમાં ફરક છે. ફરક એટલા માટે ગણાવ્યો છે કે માનવી જીવ ભલે છે પણ એની પાસે વાણી અને વિચાર છે; વિચાર કરતું મગજ છે. એટલે એ ઝાડપાન કે બીજા જીવોની માફક આંધળું વર્તન નથી કરતો પણ પોતાની વિવેકબુધ્ધિ વાપરી જીવનવ્યવહાર કરે છે. આવો તફાવત

સમાજશાસ્ત્ર અને મનોવ્યાપારોને સમજવા મથતા માનસશાસ્ત્ર વચ્ચેના સંબંધનો ખ્યાલ આપે છે.

## સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્ર :

માનવી માનવીની સન્મુખ આવે ત્યારે અન્યોન્ય માનસિક બોધના થાય છે અને તેમાંથી પરિચય પરિણમતાં સંબંધ શરૂ થાય છે એ આપણે સમાજની ઓળખ કરતી વખતે જોયું. હવે, આ જાતની માનસિક બોધના થવાનું કારણ શું છે, માનવીના મનોવ્યાપારો કેવી જાતના હોય છે, એ મનોવ્યાપારો કેમ ઉદ્દભવે છે એ હકીકત તપાસવાનું કાર્ય માનસશાસ્ત્રનું છે. માનસશાસ્ત્ર એટલે માનવીના માનસિક જીવનનો અભ્યાસ. એના મનમાં ચાલી રહેલી આંતર-ક્રિયાઓનો અભ્યાસ, માનવીના મગજમાં ઉદ્દભવતી પ્રેરણાઓને લીધે એ જીવનમાં અમુક રીતે વર્તે છે કે એનું વર્તન નર્યા આઘાત પ્રત્યાઘાતોને લીધે જીવાઇ રહ્યુ છે એ માનસશાસ્ત્ર તપાસે છે.

સમાજશાસ્ત્ર, સામાજિક વ્યવહારોનો અભ્યાસ કરવામાં એકલી બાહ્ય પ્રવૃત્તિ જોઇને બેસી રહે તો તે તેને પાલવે તેમ નથી. સામાજિક વ્યવહારો અમુક જાતનાજ થાય છે અને બીજી જાતના કેમ નહીં એ તો સમજવું જ પડશે ને ? કુટુંબમાં રહેનારાં પ્રત્યે વ્યક્તિને ઘનિષ્ઠ સહાનુભુતિ હોય છે અને બીજાંઓ પ્રત્યે તેની તેટલી સહાનુભુતિ ન હોતા ઘણીવાર વિરોધ તથા ઘર્ષણ હોય છે : એનું માનસિક કારણ શું છે એ સમાજશાસ્ત્રને જાણવુ જ પડશે. તે જ પ્રમાણે લગ્ન સંસ્થાના ઉદ્દભવમાં તેમજ તેને ટકાવી રાખવામાં માનસિક કારણો હોવાની માન્યતા છે. આવાં માનસિક કારણો જો હોય તો તે કયાં અને કેવી રીતે તે માનવ લગ્નસંસ્થા પર અસર કરે છે તે જાણવા માટે માનસ-શાસ્ત્રનાં અનુમાનો પર આધાર રાખવો પડશે. એટલે કે સમાજ-શાસ્ત્રને માનસશાસ્ત્ર પાસેથી ઘણી વિગતો જાણવી રહે છે. આમ તેનું અવલંબન માનસશાસ્ત્ર પર છે એમ કહી શકાય.

માનસશાસ્ત્ર તથા સમાજશાસ્ત્રના આ સંબંધને બીજી દૃષ્ટિએ જોનારા વિદ્વાનોનું એવું માનવું છે કે માનવીના મનના બધા જ વ્યાપારો તેના સામાજિક જીવનને લીધે ઉદ્ભવે છે અને વળી વર્તનમાં પરિણમે છે. સામાજિક વ્યવહારોને લીધે માનવીના મનમાં એક યા બીજા પ્રકારના વિચારો આવે છે. એટલે જો આ સામાજિક પ્રવૃતિ સમજાય તો માનવીના મનોવ્યાપારો સમજાય. આ વિદ્વાનોના મત પ્રમાણે માનવીની જાતીય વૃત્તિઓને પ્રોત્સાહિત કરનાર તેનું સામાજિક જીવન જ છે. તેની સત્તા માટેની તેમજ બીજાઓ સમક્ષ પોતાનું સ્વપ્રદર્શન કરવાની વૃત્તિઓ તેના સામાજિક જીવનને લીધે વિકસી છે. જો તે સામાજિક જીવન જીવતો ન હોત તો તેના આ બધા માનસિક વ્યાપારોનું શું થાત તે કહેવું મુશ્કેલ છે, એમ આ મતનો સાર છે.

આ ચર્ચા 'ઈંડામાંથી મરઘી કે મરઘીમાંથી ઈંડું' એવી વિસંવાદી બની છે. વાસ્તવમાં, બન્ને શાસ્ત્રોના અભ્યાસનું એકમ માનવી છે; પણ બન્નેનો દૃષ્ટિકોણ જુદો છે. એક શાસ્ત્ર માનવીને તેના સંબંધોની દૃષ્ટિએ જોવા મથે છે. બીજું તેને તેના માનસિક વ્યાપારોની દૃષ્ટિએ જોવા માગે છે. માનસશાસ્ત્રનો દૃષ્ટિકોણ વ્યક્તિગત છે, જ્યારે સમાજશાસ્ત્રનો દૃષ્ટિકોણ સામાજિક છે. માનસશાસ્ત્ર વ્યક્તિને તેના સામાજિક, ભૌગોલિક અને સાંસ્કૃતિક વાતાવરણમાંથી અલગ કરી એક સંપૂર્ણ એકમ તરીકે જોવા મથે છે જ્યારે સમાજશાસ્ત્ર તેને તેના સંપૂર્ણ વાતાવરણમાં રાખીને સમજવા પ્રયત્ન કરે છે. બન્નેની અધ્યયનની પદ્ધતિઓ પણ જુદી જુદી છે, છતાં બન્નેનું પરસ્પરાવલંબન ઘણું છે.

આ પરસ્પરાવલંબનની ઘનિષ્ઠતાને લીધે હવે માનસશાસ્ત્રના બે વિભાગો પડી ગયા છે. એક વિભાગમાં સામાન્ય માનસશાસ્ત્ર આવી જાય છે જ્યારે બીજો વિભાગ સામાજિક માનસશાસ્ત્ર કે સમાજ–મનોવિજ્ઞાનને નામે ઓળખાય છે. સામાન્ય માનસશાસ્ત્ર વ્યક્તિના

મનોવ્યાપારોનું વ્યક્તિગત દૃષ્ટિએ અધ્યયન કરે છે જ્યારે સામાજિક માનસશાસ્ત્ર વ્યક્તિના માનસિક વ્યાપારોનું સામાજિક દૃષ્ટિએ અધ્યયન કરે છે. સામાજિક માનસશાસ્ત્ર સમાજને લીધે ઉદ્ભવતી માનસિક પ્રક્રિયાઓના અભ્યાસમાં માનવીના વલણને, તેની સંવેદનાઓને તેમજ તેનાં હિતોને તપાસે છે. આવાં હિતોની પ્રબળતા તેમજ તેમનું કાર્યક્ષેત્ર સામાજિક કારણોને લીધે નિશ્ચિત થાય છે. જેમકે બોધાત્મક ( Cognitive ) હિતોનો આવિષ્કાર સામાજિક જીવન પર નિર્ભર છે એટલે તેમનો અભ્યાસ એ દૃષ્ટિએ કરવો પડશે. આ ઉપરાંત સામાજિક માનસશાસ્ત્ર કુદરતી અને જન્મજાત પ્રેરણાઓ જેવી કે જાતીયતા, સહચારિતા (Gregariousness) સ્વપ્રદર્શન, પિતૃપ્રેરણા, હુમલાખોરવૃત્તિ ( Aggressiveness ) અને સ્વરક્ષણ ( Self-preservation ) નો અભ્યાસ કરી સમાજમાં તેમને લીધે શું થાય છે તે અને સમાજને લીધે તેમનામાં શું પરિવર્તન થાય છે તે તપાસે છે.

### સમાજશાસ્ત્ર અને માનવશાસ્ત્ર ( Anthropology ) :

માનવશાસ્ત્ર મનુષ્યના આખાયે સામાજિક જીવનને આવરી લેતું શાસ્ત્ર છે. એના અભ્યાસની અંતર્ગત જુદા જુદા માનવવંશો, તેમની સમાજ રચનાઓ, તેમની રીતરસમો, ભાષાઓ અને તેમના સાંસ્કારિક જીવનનું અધ્યયન આવી જાય છે. એટલે એનું વિષયવસ્તુ આમ ઘણું બહોળું છે. હાલના સામાજિક જીવનનાં ભિન્ન ભિન્ન સ્વરૂપોનો ઉદ્ભવ અને વિકાસ, માનવવંશો, ભાષા અને સંસ્કારનો ઉદ્ભવ તથા તેમનું પરિવર્તન કઈ આંતરિક પ્રક્રિયાઓનો લીધે થયાં તેનો અભ્યાસ, માનવ અને તેના વાતાવરણ વચ્ચેનો અન્યોન્ય સંબંધ, જુદી જુદી સંસ્કૃતિઓનો સાંસ્કારિક વિકાસ થવામાં કયા માનસિક પરિબળોએ ભાગ ભજવ્યો તેનો અભ્યાસ અને છેલ્લે વ્યક્તિ તથા સમાજ વચ્ચેના નિરંતર ચાલી રહેલા

આંતરસંબંધોનો પ્રાગૈતિહાસિક કાળથી માંડીને અત્યાર સુધીનો અભ્યાસ, માનવશાસ્ત્રના અભ્યાસમાં સમાઇ જાય છે.[1]

આટલા બહોળા અભ્યાસ વિસ્તારને ત્રણ પ્રકારનાં માનવ-શાસ્ત્રોમાં વહેંચી નાંખવામાં આવ્યો છે. પહેલા વિભાગમાં પ્રાકૃતિક અને શારીરિક માનવશાસ્ત્ર (Physical Anthropology) આવે છે. બીજામાં સામાજિક માનવશાસ્ત્ર અને ત્રીજા વિભાગમાં સાસ્કારિક માનવશાસ્ત્ર ( Cultural Anthropology ) ની ગણના કરવામાં આવે છે.

આ દ્રષ્ટિએ સમાજશાસ્ત્ર અને માનવશાસ્ત્રને સંબંધ છે. બન્ને માનવ જીવનનો સમગ્ર અભ્યાસ કરવાની ખ્વાહિશ રાખે છે. મનુષ્ય જીવન આધુનિક સમાજ વ્યવસ્થા પર કેવી રીતે પહોચ્યું તે બન્ને શોધવા માગે છે. વળી માનવશાસ્ત્રમાં પણ સમાજશાસ્ત્રના જેવાં કેટલાંક અનુમાનો છે જેના આધાર પર એ માનવજીવનનો સમગ્ર વિકાસ જાણવા યત્ન કરે છે. માનવશાસ્ત્રની અંતર્ગત સાંસ્કારિક માનવશાસ્ત્ર, સંસ્કારનો ઉદ્ભવ અને વિકાસ તપાસી અત્યારના સમાજનાં સાંસ્કારિક ક્ષેત્રો નિશ્ચિત કરવા માગે છે. તે જ સંસ્કારોનો અભ્યાસ સમાજશાસ્ત્રના અધ્યયનમા પણ સમાવિષ્ટ છે. માનવશાસ્ત્રો જે હકીકત આદિમ જાતિઓના જીવન ઉપરથી એકત્રિત કરે છે તે અત્યારના સમાજની ઘણી સામાજિક વ્યવસ્થાઓ અને તેમનું કાર્ય સમજવા માટે સમાજશાસ્ત્રના કામમા લેવાઇ રહી છે; જેમકે ખાનગી મિલકતની સંસ્થાને અત્યારના સંજોગોમા સમજવા માટે આદિ સામ્યવાદની અવસ્થા જાણવી પડે છે. તેવીજ રીતે અત્યારની લગ્નપ્રથાઓ અંગે સમાજશાસ્ત્રીય અનુમાનો તારવવા માટે માનવશાસ્ત્ર દ્વારા ભેગી કરાયેલી હકીકત કામમા લેવાય છે.

પણ બન્નેના દ્રષ્ટિકોણમા ફરક છે માનવશાસ્ત્ર વધુ પડતુ ધ્યાન આદિવાસીઓના જીવનવ્યવહારો પર આપી હકીકતનો અભ્યાસ કરે

1 Encylopaedia of Social Sciences. Anthropology

છે. જ્યારે સમાજશાસ્ત્ર આદિથી અત્યાર સુધીની સમાજ રચનાઓનો અભ્યાસ કરે છે. વળી, માનવશાસ્ત્રીઓ સમાજોની સરખામણી કરી તુલનાત્મક અભ્યાસ કરે છે, જ્યારે સમાજશાસ્ત્ર તુલનાત્મક અભ્યાસ કરી એક ડગલું આગળ જઇ આધુનિક સમાજના રીત-રિવાજોનું પૃથક્કરણ કરે છે. આ રીતે બન્નેના દૃષ્ટિકોણ ભલે જુદા હોય, બન્નેનું અભ્યાસનું લક્ષ્ય માનવજીવન, માનવી જીવનવ્યવહારો અને સમાજ સમાજ વચ્ચેના આંતરસંબંધો છે એ નિર્વિવાદ છે.

## સમાજશાસ્ત્ર અને ઇતિહાસ :

ઇતિહાસ એટલે ભૂતકાળના બનાવોનું કડીબદ્ધ ટાંચણ. કયા કયા નોંધપાત્ર બનાવો ભૂતકાળમાં બની ગયા છે અને વિચારો તેમજ કાર્યની કઇ વિશિષ્ટતાને લીધે તેમનું સાતત્ય જળવાઇ રહ્યું છે એ ઇતિહાસ સમજવા માગે છે[૧]. પણ આ નોંધપાત્ર બનાવો હવે રાજ્યોની ઉથલપાથલો કે રાજાઓનાં નામ અને તેમનાં જીવન પૂરતા સીમિત રહ્યા નથી. હવે ઇતિહાસકારો સમાજની સાંસ્કૃતિક અને સાંસ્કારિક ધારાઓના-વિકાસને નોંધપાત્ર ગણી પ્રાધાન્ય આપતા થયા છે. તેમનાં ટાંચણોમા હવે મોટાં મોટાં સામ્રાજ્યોના લોકોના જીવનવ્યવહારને, લોકોની રીતિનીતિઓને અને લોકોની કળાકારીગરીની વિગતને સ્થાન મળે છે. આ દૃષ્ટિએ ઐતિહાસિક ટાંચણો આધુનિક સમાજની કેટલીક હકીકતો સમજવામાં કામ આવે. ઉદાહરણાર્થે ગુજરાતના પિરાણા પંથના લોકોના સામાજિક વ્યવહારો સમજવા માટે ઇતિહાસમાંથી મુસલમાન રાજ્યસત્તાઓમાં આક્રમણોની વિગત સમજવી પડશે.

પણ ઇતિહાસની દૃષ્ટિ જે નોંધપાત્ર અને અદ્વિતીય ગણાય તેનાથી પર હોય છે: સમાજશાસ્ત્રની દૃષ્ટિ નોંધપાત્ર કે સામાન્ય બન્ને પરત્વે હોય છે. સમાજશાસ્ત્રની દૃષ્ટિએ નોંધાયેલી વિગત, એક જ સમયે બે ત્રણ ઠેકાણે બની શકે છે અને તેનું પુનરાવર્તન

૧ K. G. Collier : The Science of Humanity P. 11.

થઇ શકે છે: ઇતિહાસની વિગતો ગમે તે એક દેશ પૂરતી સીમિત હોય છે. સમાજશાસ્ત્ર વિશ્વવ્યાપી હોઇ ગમે તે દેશકાળની સામાજિક વિગતોનો તે પોતાના અભ્યાસમાં ઉપયોગ કરી શકે છે. એટલું જ નહીં પણ તેમની સરખામણી કરીને તે પરથી પોતાનાં અનુમાનો બાંધી શકે છે.

## સમાજશાસ્ત્ર અને નાગરિકશાસ્ત્ર :

નાગરિકશાસ્ત્ર વ્યક્તિના સામાજિક જીવનના એક જ પાસાને સ્પર્શી ‘ નાગરિક ' કોને કહી શકાય તે સમજાવે છે. તે નાગરિકના ‘ નાગરિક ’ જીવનને અનુલક્ષીને સામાજિક વ્યવસ્થાનો અને તેની અંતર્ગત સામાજિક સંસ્થાઓ અને સંગઠનોનો અભ્યાસ કરે છે. નાગરિક શાસ્ત્રના અભ્યાસમાં, કુટુંબ, રાજ્ય, સરકાર, રિવાજ, કાયદો અને મિલકતનો અભ્યાસ. તે બધાં એક નાગરિકના જીવન પર શી અસરો કરે છે તે દૃષ્ટિએ સમાયેલો છે. વળી આ બધી વિગતોને અનુલક્ષીને સારો નાગરિક કેમ બને તે નાગરિક શાસ્ત્ર તપાસે છે.

સમાજશાસ્ત્રના વિષયવસ્તુમાં આ બધી સામાજિક વિગતોનો અભ્યાસ આવી જાય છે પરંતુ તેનો દૃષ્ટિકોણ વ્યક્તિના સમગ્ર સામૂહિક જીવનને આવરી લેતો હોય છે. એ તો વ્યક્તિને એકમ ગણી નાગરિકતાને તો તેના એક વિભાગ તરીકે ગણે છે. પરંતુ સમાજશાસ્ત્રનાં અનુમાનો સારા નાગરિકો બનાવવામા કામ લઇ શકાય છે અને તે દૃષ્ટિએ “ નાગરિકશાસ્ત્ર એ તો વ્યવહારિક ( Applied ) સમાજશાસ્ત્ર છે ”[૧].

## સમાજશાસ્ત્ર અને રાજકારણ :

રાજકારણ એટલે રાજ્યના અભ્યાસની વિદ્યા: એટલે કે સમાજમાં વ્યક્તિઓનો સમૂહ જે વ્યવસ્થિત રીતે રાજ્ય તરીકે સંગઠિત થઈ સંચાલિત થાય છે તેનો અભ્યાસ રાજકારણના

૧ Sir Pattrick Geddes' Civics as Applied Sociology " Sociological Papers 1904

અભ્યાસમાં આવી જાય છે અને તેમાં રાજ્યનાં જુદાં જુદાં ઘટકો જેવાં કે લોકો, સરકાર અને કાયદો—એના અન્યોન્ય સંબંધો તપાસાય છે. સરકાર દ્વારા થતા કાયદાના પાલનનો, રાજ્ય રાજ્ય વચ્ચેના સંબંધોનો તેમજ રાજકીય-સત્તા-સરકાર-અને વ્યક્તિની સ્વતંત્રતાનું અનુકુલન કેટલે અંશે થઇ શકે છે તેનો અભ્યાસ પણ રાજકારણ કહેવાય છે. આ ઉપરાંત રાજકારણના અધ્યયનમાં રાજકીય વિચારો અને આદર્શોનો તેમજ રાજ્યના ઉદ્ભવ અંગેનાં અનુમાનોનો અભ્યાસ પણ આવી જાય છે.[1]

સમાજશાસ્ત્રને અને રાજકારણને ઘણો જ સંબંધ છે. ઘણી બાબતોમાં બન્ને મળતાં પણ આવે છે. સમાજશાસ્ત્રમાં હિતોનો અભ્યાસ સમાવિષ્ટ છે અને તેમાંના સત્તા તેમજ માનમરતબો મેળવવાનાં હિત જોતાં આપણે જોયું હતું કે તેમની આસપાસ રાજ્યની રચના થાય છે. સમાજશાસ્ત્ર માનવસમૂહોનો સમગ્ર અભ્યાસ કરે છે જેથી તેની અંતર્ગત રાજ્યનો અભ્યાસ આવી જાય છે એટલે રાજ્ય અને અન્ય રાજકીય સંસ્થાઓની ઉત્પત્તિનાં અનુમાનો રાજકારણને સમાજશાસ્ત્ર પૂરાં પાડે છે. આ ઉપરાંત સત્તાનો વિકાસ તેમજ કાયદાની ઉત્પત્તિનો ઇતિહાસ સમાજશાસ્ત્ર પાસેથી રાજકારણને મળી શકે છે. કાયદાની અસર માનવીના સામાજિક જીવન ઉપર પડે છે કેમકે કાયદો એક સામાજિક નિયંત્રણનું પરિબળ છે એટલે સમાજશાસ્ત્ર કાયદાનો એ દૃષ્ટિએ અભ્યાસ કરે છે. રાજકારણના અભ્યાસમાંથી સમાજશાસ્ત્રને રાજ્યની એક સામાજિક સમૂહ તરીકેની વિગતો જાણવા મળે છે.

બન્નેમાં ભિન્નતા પણ છે. રાજકારણનો અભ્યાસવિસ્તાર સમાજશાસ્ત્રનાઅભ્યાસવિસ્તાર કરતાં નાનો છે. રાજકારણમાં મનુષ્ય જીવનની એક જ પ્રવૃત્તિનો અભ્યાસ સમાવિષ્ટ છે જ્યારે સમાજશાસ્ત્ર માનવીના સમગ્ર જીવનને આવરી લેતું અધ્યયન છે; રાજકારણ

1 Gettel: Political Science

વ્યક્તિ અને રાજ્ય તથા રાજ્ય અને રાજ્ય વચ્ચેના સંબંધો તપાસે છે. જ્યારે સમાજશાસ્ત્ર આ હકીકત જોવા ઉપરાંત દરેક જાતના માનવ સંબંધને આવરી લઇ તેમની રાજ્ય ઉપર તથા રાજ્ય જેવા સંગઠનની તેમની ઉપર જે અસર પડે છે તે જુએ છે. રાજકારણ એક વસ્તુ ગ્રાહ્ય કરીને જ આગળ વધે છે, ' વ્યક્તિ એક રાજકીય પ્રાણી હોઇ રાજ્ય-રચના કરવી એ તેને માટે સ્વાભાવિક છે '. સમાજશાસ્ત્ર આ માન્યતાનું પૃથક્કરણ કરી માનવી કેમ, ક્યારે અને કેવી રીતે રાજકીય એકમમાં વ્યવસ્થિત બન્યો તે તપાસે છે.

બન્નેનો અભ્યાસ માનવજીવનની યોગ્ય વ્યવસ્થા માટે આવશ્યક છે. સમાજશાસ્ત્ર માનવીના સામાજિક જીવનનો અભ્યાસ કરી રાજ્ય સત્તા સમક્ષ પોતાનાં અનુમાન મૂકે તો જ રાજ્યસત્તા તેનો ઉપયોગ રાજ્યસંચાલનમાં કરી શકે. માનવજીવનને દારૂની કે બીજાં સામાજિક દુષણોની બદીથી થયેલા નુકસાનનો ખ્યાલ સમાજશાસ્ત્રે રાજકારણને આપ્યો તેથી જ રાજ્ય તે અંગેધારાધોરણો ઘડીને સમાજ વ્યવસ્થાને નિયંત્રિત કરે છે. તેવી જ રીતે, રાજ્યસત્તાએ સમાનતાની નીતિ અપનાવી તેથી જ જ્ઞાતિ જેવી સામાજિક સંસ્થાને લીધે ઉત્પન્ન થતા મોટા ભેદભાવો નિવારી શકાયા છે, અસ્પૃશ્યતા દૂર થઇ રહી છે.

## અર્થશાસ્ત્ર અને સમાજશાસ્ત્ર :

શરૂઆતના પ્રકરણમાં આપણે જોયુ હતુ કે જીવનમાં ટકી રહેવા માટે માણસને ખોરાક, કપડાં અને આશ્રય મેળવવાં પડે છે. આ વસ્તુઓ એને બક્ષિસ તરીકે વિના મહેનતે કુદરત આપી દેત તો તો આજે કોઇને કશાનો ખપ પડત જ નહીં અને કોઇ પ્રવૃત્તિમય બનત નહીં, પણ કુદરત એટલી ઉદાર નથી એટલે વ્યક્તિઓએ ભેગાં મળી શ્રમ કરવો પડે છે. શ્રમદ્વારા તેઓ જીવન નિર્વાહની ચીજવસ્તુઓનું ઉત્પાદન કરી શકે છે અને તેનો વિનિમય કરે છે, તેમજ ઉત્પાદન અને વહેંચણી દ્વારા મળેલી ચીજોનો ઉપભોગ કરી શકે છે. માનવજીવનની

આ પ્રવૃત્તિ-ઉત્પાદન, ઉપભોગ અને અરસપરસ વહેંચણી (વિનિમય) ની–સતત ચાલ્યા જ કરે છે. આ પ્રવૃત્તિનો અભ્યાસ કરવાનું કાર્ય અર્થશાસ્ત્રનું છે. અર્થશાસ્ત્રનું લક્ષ્ય આ રીતે મૂડીના ઉત્પાદન ઉપર હોવાથી એનું ધ્યાન 'બજારમાં' છે. જ્યારે સમાજશાસ્ત્રનું ધ્યાન એથી આગળ જઇ વ્યક્તિની બધી પ્રવૃત્તિઓને આવરી લે છે જેમાં એની આ આર્થિક પ્રવૃત્તિ પણ આવી જાય છે. આર્થિક ક્ષેત્ર અંગેનાં કોઈ અનુમાનો બાંધવા માટે જે તે દેશકાળના સમાજનો ખ્યાલ હોવો જરૂરી છે. સમાજશાસ્ત્ર આ વિગત પૂરી પાડે છે. જેમકે બેકારી કે ગરીબીનાં મૂળ શોધવા માટે અર્થશાસ્ત્ર એકલી આર્થિક પરિસ્થિતિઓ જોઇને બેસી રહે તો તેની શોધ ઉપર પૂર્ણ પ્રકાશ પડશે નહીં; કેમકે દરેક વ્યક્તિનું સામાજિક જીવન તેના જીવનનાં બીજાં પાસાંઓને અસર કરે છે એટલે તેનું સામાજિક જીવન જાણ્યા બાદ જ તેની અર્થરચનાનો ખ્યાલ બાંધી શકાય. વળી, બજારમાં ચીજવસ્તુઓના ભાવો ઉપર અને મોંઘવારી કે સોંઘવારી ઉપર પણ સામાજિક કારણોની ઓછીવત્તી અસર થયા કરે છે. જેમ કે લગનગાળામાં ઘીની અછત વરતાય છે તથા ઘીના ભાવ ઉંચા થઇ જાય છેઃ પરંતુ સિંહસ્થવર્ષ કે એવા કોઈ કારણે લગ્ન મુહૂર્તો થોડાં આવતાં હોય તો તે વર્ષે ઘીના ભાવો અકુદરતી રીતે વધશે નહીં.

આર્થિક ક્ષેત્ર ઉપર સામાજિક કારણોની જે અસરો થાય છે તેના કરતાં સવિશેષ અસર આર્થિક પરિબળોની સામાજિક જીવન ઉપર પડે છે. ઉત્પાદનની પ્રવૃત્તિ તથા ઉત્પાદિત વસ્તુઓની વહેંચણી તથા તેના ઉપભોગની રીતને લીધે સમાજની લગભગ બધી જ પ્રવૃત્તિઓ અસર પામે છે તથા તેને કારણે કેટલીક સામાજિક સંસ્થાઓનું સ્વરૂપ નિર્ધારિત થાય છે; સમાજમાં પ્રવર્તતા ધર્મ, કળાકૌશલ્ય, સાહિત્ય અને વળી કેટલાંક મૂલ્યો તથા માન્યતાઓ પણ આર્થિક પરિબળોથી નિશ્ચિત થાય છે. આપણા દેશમાં અંગ્રેજોએ અંગ્રેજી શિક્ષણ દાખલ કર્યું તેનાં ઉંડાં કારણો જોઇશું તો તે આર્થિક

હતાં; હરિજનોની દયાજનક સ્થિતિનાં મૂળ આર્થિક હતાં અને છે; તેમજ મુસલમાનોનો બહુમતી પ્રત્યેનો રોષ પણ આર્થિક કારણોને લીધે ઉદ્દભવ્યો હતો. [1]

આ બધા વિધાનો પરથી સ્પષ્ટ થાય છે કે સમાજશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનો સમન્વય સાધ્યા વિના માનવ જીવનનો કયાસ કાઢવો મુશ્કેલ છે. બંનેની દૃષ્ટિ એકજ એકમ–વ્યક્તિ ઉપર છે; પણ અર્થશાસ્ત્ર વ્યક્તિ બજારમા ગયા પછી શું કરે છે તે જુએ છે જ્યારે સમાજશાસ્ત્ર તો એ બજારમા કેમ ગયો ત્યાથીજ જોવાની શરૂઆત કરે છે. બન્નેની અધ્યયન પદ્ધતિઓમા પણ તફાવત છે; છતા બંને એક બીજાના પૂરક બની રહે છે એ નિર્વિવાદ છે. આ હકીક્તને સ્પષ્ટ કરવા માટે એક અંગ્રેજ વિદ્વાને કહ્યુ હતુ કે 'Economics without Sociology has no roots and Sociology without Economics bears no fruits'.

**સમન્વયઃ**

સમાજશાસ્ત્રનો બીજાં શાસ્ત્રો સાથેનો સંબધ તપાસતા આપણે જોયું કે બીજાં શાસ્ત્રોના અનુમાનો તથા તેમની પ્રગતિ ઉપર સમાજશાસ્ત્રને ઠીક ઠીક અવલંબન કરવુ પડે છે. સમાજશાસ્ત્ર માનવ સંબધોનો સમગ્ર અભ્યાસ કરવા માગે છે–એનો અભ્યાસ-ફલક વિશાળ છે–એટલે એ કાર્ય તે એકલે હાથે સિદ્ધ કરી શકે નહી; તેને બીજાં શાસ્ત્રોની સહાય પરમાવશ્યક બની રહે છે. જેમકે અમુક એક સમાજ–હિંદુ સમાજ દાખલા તરીકે–નો અભ્યાસ કરવો હોય તો તેમા ગણાતી વ્યક્તિઓના જીવનનો, તેમના ભૌતિક અને ભૌગોલિક વાતાવરણનો, તેમની સામાજિક સંસ્થાઓનો, તેમની ધાર્મિક માન્યતાઓના જુદા જુદા સ્વરૂપોનો, તેમના રીતરિવાજ, તેમની રહેણી કરણી અને તેમની અર્થવ્યવસ્થાનો અભ્યાસ કરવો

1 A. R Desai Social Background of Indian Nationalism

પડશે. આ કાર્ય સમાજશાસ્ત્ર એકલે હાથે ન જ કરી શકે; તેને બીજાં શાસ્ત્રોનાં પરીક્ષણોનો સુમેળ સાધવોજ રહ્યો. સમાજશાસ્ત્રને એકત્રિત શાસ્ત્ર ગણાવ્યું છે તે આજ કારણસર.

માનવીના સામાજિક જીવનના ગમે તે એક પાસાને સમગ્રમાંથી અલગ પાડી શકાય નહીં અને તેથીજ સમાજશાસ્ત્રને એકત્રિત દૃષ્ટિ કેળવવી પડે છે. માનવવંશોને લીધે સાંસ્કારિતા ઉપર અસર પડે છે કે નહીં તે જાણવા માટે સમાજશાસ્ત્રને આનુવંશિકતાનું શાસ્ત્ર, શારીરિક માનવશાસ્ત્ર, માનસશાસ્ત્ર, પુરાતત્ત્વવિદ્યા, ઇતિહાસ અને ભૂગોળ જેવાં શાસ્ત્રોની મદદ લેવી પડશે અને તેમનાં અનુમાનોનો સમન્વય સાધવો પડશે. પરંતુ સમાજશાસ્ત્ર એકલું હાથ ફેલાવીને લેવાનું જ કાર્ય કરતું નથી; એ પણ આપે છે. અને એ જે આપે છે તેને ગ્રહણ કરી તેનો ઉપયોગ કર્યા વિના બીજાં બધાં જ શાસ્ત્રો અધૂરાં અને એકતરફી બની જાય એ ચોક્કસ છે.

## સમાજશાસ્ત્રનો ઇતિહાસ :

સમાજશાસ્ત્ર વિજ્ઞાનોચ્ચ બન્યું ત્યાર પહેલાં એને અનેક સ્થિતિમાંથી પસાર થવું પડયું છે. પહેલાં તો એનો ભાવ જ પૂછાતો ન હોય તેમ એને ગમે તે સામાજિકશાસ્ત્રના પેટાવિભાગ તરીકે ગણવામાં આવતું. એનું આગવું, સ્વતંત્ર વૈશિષ્ટય છે એ હકીકત તો થોડા સમય પહેલા જ ગ્રાહ્ય કરાઈ છે: જો કે એનો ઉદ્‌ભવ તો અનાદિકાળથી થયો ગણાય.

આપણી પૌરસ્ત્ય કે પ્રાશ્ચાત્ય સંસ્કૃતિઓમાં માનવજીવનનો પૃથક પૃથક અભ્યાસ કરનારાં શાસ્ત્રો સેંકડોની સંખ્યામાં છે. આપણાં ઉપનિષદો, તર્કશાસ્ત્રના ગ્રંથો, રામાયણ, મહાભારત, કૌટિલ્યનીતિ, પંચતંત્ર અને મનુસ્મૃતિએ સમાજનાં જુદાં જુદાં પાસાંને સ્પર્શતી ચર્ચાઓ કરી છે બીજાં શાસ્ત્રોનું વર્ગીકરણ અને તેમના પારસ્પરિક સબંધોની ચર્ચા પણ આપણાં શાસ્ત્રોમાં છે. પરંતુ, આપણા

શાસ્ત્રીઓની કલ્પનામાં સમાજનાં વિવિધ અંગોને સ્પર્શતું એક જ અનુક્રમ શાસ્ત્ર આવ્યું નહતું.[૧]

ગ્રીક તત્ત્વવેત્તા સૉક્રેટિસે, સમાજમાં 'જ્ઞાનોપાર્જન અને સદ્‌ગુણ એક જ છે–સદ્‌ગુણ એટલે જ જ્ઞાન' એમ જણાવ્યું હતું. એમના પછી, પ્લેટોએ નગરરાજયની કલ્પના કરી જેમાં રાજય તથા સમાજ એક જ ગણાવાયાં હતાં. તેમણે રાજયનો (એટલે કે તેમની માન્યતાના સમાજની) વ્યવસ્થા માટે કેટલાક 'કાયદા' રચ્યા જે સામાજિકતંત્રના સંચાલન માટે રાજયને તથા રાજય-તંત્રની કાર્યપદ્ધતિ અર્થે સમાજને કામ લાગી શકે. તેમની દૃષ્ટિમાં સમાજની આગવી કલ્પના હતી નહીં એટલે તેમણે રિવાજ, પરંપરા, પારસ્પરિક સંબંધો એ બધાં રાજયના આ 'કાયદા' પ્રમાણે ચાલવાં જોઇએ એમ કહ્યું. આવા ધારાકીય વર્ણનને સ્થાને વાસ્તવિક તથા વૈજ્ઞાનિક દૃષ્ટિએ સમાજની કલ્પના થવી આવશ્યક હતી. પરંતુ તેમ ન થવા દેવામાં એક અવરોધ નીતિશાસ્ત્રનો પણ હતો.

પ્લેટોના 'કાયદા' ની અસર લાંબાગાળા સુધી રહી. રફતે રફતે, કાયદાનું સ્વરૂપ રાષ્ટ્રિય છે માટે એની રચના સામાજિક પરિસ્થિતિને અનુરૂપ હોવી જોઈએ એવો મત અસ્તિત્વમાં આવ્યો એટલે સમાજ અંગેની માન્યતાઓ અને તેના સિદ્ધાંતો રાજકારણનાં પુરોગામી તત્ત્વો બની ગયાં. વળી આપણે તપાસી તે સામાજિક કરારવાદની માન્યતાને લીધે 'સામાજિક' અને 'રાજકીય' ક્ષેત્રો જુદાં મનાવા લાગ્યાં પણ આવી માન્યતા સુક્ષ્મ દાર્શનિક ક્ષેત્ર પૂરતી જ મર્યાદિત હોવાને કારણે વૈજ્ઞાનિક દૃષ્ટિએ આ ભિન્નત્વ સ્વીકારાયું ન હતું અને તેથી ૧૯ મી સદીની શરૂઆત સુધી સમાજના વ્યવસ્થિત અધ્યયનનો ઉદ્‌ભવ થઇ શકયો નહીં.[૨]

૧ प्रा. जी. एस. घुर्येः समाजशास्त्र.

૨ R. M. MacIver: Article in 'Encyclopaedia of Social Sciences'.

કૉંટ : આ કાર્ય કૉંટ નામના એક ફ્રેંચ તત્ત્વચિંતકે કર્યું. ૧૮૩૭ ની લગભગ એમણે સમગ્રરૂપે અને વ્યવસ્થિત રીતે સમાજનું અધ્યયન કરનારા શાસ્ત્રની કલ્પના કરી તેને ' સોશ્યોલૉજી ' ( Sociologie ) એવું નામ આપ્યું. સમાજશાસ્ત્રનો દૃષ્ટિકોણ ' એકત્રિત ' હોવાનું પણ તેમણે જ જણાવ્યું હતું. સમાજ અંગેની તેમની કલ્પનામાં માનસિક અવસ્થાના ત્રણ તબક્કા સાંકળી જુદા જુદા માનસિક તબક્કાઓના સમાજનું વર્ણન પણ કૉંટે કર્યું હતું.[1]

સમાજશાસ્ત્રના અધ્યયનને એમણે બે રીતે વિભાજીત કર્યું. પહેલો વિભાગ એટલે સામાજિક સ્થિતિગતતા ( Social Statics ) નો અભ્યાસ, જેમાં પારસ્પરિક સંબંધોનું અધ્યયન આવી જાય. બીજા વિભાગમાં કૉંટે સામાજિક ગતિશાસ્ત્ર ( Social Dynamics) ગણ્યું. સમાજમાં થતાં પરિવર્તનોનો અને સમાજમાં આવતી જુદી જુદી પરિસ્થિતિઓના ક્રમનો અભ્યાસ એની અંતર્ગત ગણાય. સમાજશાસ્ત્રનું ક્ષેત્ર નક્કી કરવા માટે કૉંટે કેટલાંક શાસ્ત્રોને ચિકિત્સક રીતે તપાસી તેમનું વિનયન અને વિજ્ઞાન એમ બે જાતનું વિભાગીકરણ કર્યું. આ બધાંજ શાસ્ત્રોને ક્રમિક રીતે ગોઠવતાં ગણિતશાસ્ત્રથી શરૂ થઇ અગ્રિમ સ્થાને સમાજશાસ્ત્ર આવે એમ તેમણે જણાવ્યું.

કૉંટે સમાજશાસ્ત્રને પ્રકાશમાં આણ્યું એ ખરૂં, પરંતુ સમાજના ત્રણ તબક્કા અંગેનાં તેમનાં મંતવ્યોને ઘણાએ શિથિલ અને પ્રગતિ વિરોધી ગણાવ્યાં.[2] ક્ષીણ થતા સમાજમાં પરિવર્તન આણવા મથતા સમાજવાદી વિચારસરણીવાળાઓને કૉંટનાં મંતવ્યો પ્રતિગામી લાગ્યાં.

**માર્કસ્વાદની અસર :** સમાજવાદી વિચારસરણીવાળાઓએ સમાજના ત્રણ માનસિક તબક્કાઓને હસી કાઢ્યા. ઐતિહાસિક

૧. R. M. MacIver : Article in ' Encyclopaedia of Social Sciences '.

૨. Rumney and Maier: Science of Society.

ભૌતિકવાદની માકર્સ અને એંગલ્સની વિચારસરણી પ્રમાણે તો ઉત્પાદન, વહેંચણી, અને ઉપભોગની વ્યવસ્થા અનુસાર જ સમાજ વ્યવસ્થા ઘડાય છે. આ વિચારસરણી અનુસાર 'રાજકીય ધારાકીય, દાર્શનિક, ધાર્મિક, સાહિત્યિક અને વળી કલાત્મક વિકાસ આર્થિક વિકાસ પરજ અવલંબે છે[1]

આ માન્યતાની અસર સમાજશાસ્ત્રના દષ્ટિકોણ ઉપર ઘણી ઘેરી પડી છે. આજના સમાજને તેના એકત્રિત રૂપમાં જોવા માટે આ વિચારસરણી નવું જોમ આપે છે. આજના સમાજની ઘણી ગહન સમસ્યાઓના ઉકેલ અર્થે આ વિચારસરણી નવી દષ્ટિ આપે છે અને આજના સમાજમાં એકતાનતા લાવવા માટે આ વિચારસરણી નવો સૂર પૂરો પાડે છે.[2]

**હર્બર્ટ સ્પેન્સરની અસર :** કોંટે ફ્રેંચ ભાષામાં સમાજશાસ્ત્ર શબ્દ યોજયો અને તેને અંગ્રેજી ભાષામા લાવનાર હર્બર્ટ સ્પેન્સર હતા. તે જીવવિદ્યા વિષયક વિચારધારામાં માનતા હતા એટલે બીજા જીવોની જેમ ઉત્ક્રાંતિ થઈ છે તેમ સમાજનું પણ થયું છે એમ તેઓ માનતા હતા. કેટલીક સામાજિક સંસ્થાઓના ઉદ્ભવ તથા લયના દાખલા ટાંકીને તેમણે જણાવ્યુ કે સમાજ પણ સદાયે ઉત્ક્રાંતિની અવસ્થામા છે અને તે અસર હેઠળ નીતિમત્તા, સંસ્કાર અને ધર્મપરાયણતા પણ આવી જાય છે.

આ વિચારસરણીની બોલબાલા થોડો સમય રહી. ધીરે ધીરે એની અસર બદલાતી ગઇ એટલે સમાજના 'જૈવિક રૂપ' ને બદલે સમાજના 'જૈવિક મૂળ' પર વધુ ધ્યાન અપાવા લાગ્યુ. લૅમાર્ક અને વિઝમાનના વિચારોને લીધે માનવીની આનુવંશિકતા ઉપર પ્રકાશ પડતો ગયો જેથી નૈસર્ગિક પસંદગીમા માનનારાઓ તથા

૧. Rumney and Maier Science of Society.

૨ Julian Huxley·Man in the Modern World p. 113

સમાજશાસ્ત્રીઓ વચ્ચે વિચારભેદ તો થતો ગયો, પણ સમાજશાસ્ત્ર તથા જીવવિદ્યાશાસ્ત્ર વચ્ચેનો આંતરસંબંધ વધુ ઘનિષ્ઠ બન્યો છે

**ભૌગોલિકશાખાની અસર:** સમાજશાસ્ત્રના વિકાસમાં જે જુદી જુદી વિચારશાખાઓએ ફાળો આપ્યો છે તેમાં ભૌગોલિક વિચારશાખા પણ એક છે. સમાજ ઉપર ભૌગોલિક પરિબળોની અસર પડે છે એ વિચારને પ્રાધાન્ય આપનારાઓમાં હુન્ટેસ મુખ્ય હતા. 'હવામાન, વનસ્પતિ અને પ્રાણીઓ, નદી, પર્વત, જળસ્થળના માર્ગો અને કુદરતી સાધનસંપત્તિઓ સામાજિક જીવનને નિયંત્રિત કરે છે અને વળી માણસનાં આનુવંશિક લક્ષણોને પણ રૂંધે છે કે ઉત્તેજન કરે છે' એવું આ શાખાના વિદ્વાનોનું માનવું છે. આ શાખાના વિદ્વાનોએ તો લોકોના વિચાર, તેમની રહેણીકરણી, તેમની ધાર્મિક માન્યતાઓ, તેમના નૈતિક મૂલ્યો અને તેમના સાહિત્યને સુદ્ધાં ભૌગોલિક વાતાવરણ જન્ય ગણ્યાં છે. વધુમાં, ભૌગોલિક પરિબળો માણસના સ્વભાવ પર અસર કરે છે એમ જણાવીને કેટલાક વિદ્વાનોએ તો ગુનાઇત ( Criminal ) કાર્યો તથા આપઘાતને ભૌગોલિક વાતાવરણ સાથે સાંકળ્યાં છે.

આ વિચારધારાનાં મંતવ્યોને કારણે, 'સમાજનો એકત્રિત ખ્યાલ બાંધવા માટે તેના ભૌગોલિક વાતાવરણને પણ ઓળખવું જોઇએ ' એવી માન્યતા દરેક દેશમાં સમાજશાસ્ત્રીઓએ ગ્રાહ્ય રાખી છે.

**માનસશાસ્ત્રની અસર :** માનસશાસ્ત્રની પ્રગતિ થતાં તેની અસર સમાજશાસ્ત્ર ઉપર પડી અને જીવવિદ્યાની અસર જરા ગૌણ બની ગઇ. માણસના સામાજિક જીવનના અધ્યયનમાં જૈવિકઘટકોના જેટલું જ અગત્ય માનસિક પરિબળોને આપવું જોઇએ એવો મત દ રોબર્ટિ તથા ડર્ખિમે પ્રદર્શિત કર્યો. ડર્ખિમના માનવા પ્રમાણે, ' વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના અરસપરસના જ્ઞાનમાંથી એક નવીજ જાતની બોધનાવસ્થા જન્મે છે તેમજ એક જાતના ' સામાજિક મન' નો ઉદ્‌ભવ થાય છે. આ બોધનાવસ્થા તથા મનને લીધે ભાષા, નીતિરીતિ,

આચારવિચાર, રિવાજ વગેરેનો ઉદ્ભવ થાય છે.' જે બોધનાવસ્થા ડર્ખિમે કલ્પી તેને તેમણે આંતરસંબંધમા આવતી વ્યક્તિઓની પોતાની બોધના કરતા વધુ બળવત્તર અને વિસ્તૃત ગણાવી.

વ્યક્તિગત માનસશાસ્ત્રીય કારણોને લીધે સામાજિક પ્રક્રિયાઓ ઉદ્ભવે છે અને નમે છે એવો મત પ્રદર્શિત કરનાર ગેબ્રિલ તાર્દ હતા. એમણે તો સમાજને અનુકરણ તરીકે વર્ણવ્યો: રિવાજ પૂર્વજોનું અનુકરણ છે અને ફેશન અત્યારના માણસોનું—એમ તેમણે જણાવ્યુ.

સામાજિક જીવન ઉપર જુદા જુદા માનસિક પરિબળોની અસરને પ્રાધાન્ય આપી સમાજશાસ્ત્રના અભ્યાસમા માનસશાસ્ત્રને સાથે જ રાખવાની હિમાયત કરનારા વિદ્વાનોમા ગ્રેહામવાલાસ, ફ્રોઈડ, મૅકડુગલ અને હોબહાઉસ મુખ્ય છે. જાતીય માનસશાસ્ત્ર અંગેના ફ્રોઈડના વિચારોએ સમાજ પરત્વેની આપણી માન્યતાઓમા ક્રાંતિકારક પરિવર્તનો આણી દીધા છે, અને સમાજજીવનની ઘણી અટપટી ગૂંચોનુ વિશ્લેષણ, ફ્રોઈડની વિચારસરણી મુજબ થઇ શકે છે એ અવગણવા જેવુ નથી. એટલુ જ મહત્વ પ્રેરણાઓની અગત્યતા પર ભાર દેનાર મેકડુગલનુ પણ છે

આ બન્ને માનસશાસ્ત્રીઓની સામે પાવલોવ અને વોટસનની વર્તનવાદી ( Behaviouristic ) શાખા છે. તેમણે મનુષ્યના બધાજ જીવનવ્યવહારો મજ્જાતંતુઓના કૃત્રિમ પ્રત્યાઘાતોને લીધે થતા હોવાનુ જણાવ્યુ અને જેથી તેમણે તો સમાજશાસ્ત્રને ચોક્કસ અને કુદરતી વિજ્ઞાન બનાવી આપવાની હામ ભીડી ગણાય ! [1]

## સમાજશાસ્ત્રનું હાલનું સ્વરૂપ :

સમાજશાસ્ત્રની ઉપર ગણાવેલી જુદી જુદી વિચારધારાઓમા માનનારા વિદ્વાનો દુનિયાભરમા છે પ્રગતિમાન ગણાતા દરેક દેશમાં સમાજશાસ્ત્રનું વિષય તરીકેનુ તેમજ તેણે કરવા ધારેલા અભ્યાસનું

૧. P Sorokin: Contemporary Sociological Theories p.617

સ્વરૂપ શું હોવું જોઇએ અને તેની પદ્ધતિ કઇ હોવી જોઇએ તે અંગે જુદાં જુદાં મંતવ્યો પ્રવર્તે છે. આ બધો વિચારભેદ સરવાળે તો સમાજશાસ્ત્રના વિકાસમાં જ ફાળો આપે છે. દષ્ટિકોણ જુદા છે: પદ્ધતિઓ જુદી છે: અનુમાનોમાં ફેર છે: છતાં સમાજશાસ્ત્રના એક શાસ્ત્ર તરીકેના સ્થાનને તેથી જરાપણ આંચ આવતી નથી. ઉલટ, આ ભિન્નત્વમાંથી એકત્વ જન્મે છે અને તે સમાજશાસ્ત્રને એક તટસ્થ તથા સ્વતંત્ર શાસ્ત્ર તરીકે પ્રોત્સાહિત કરે છે.

અમેરિકામાં જુઓ તો ત્યાં સમાજશાસ્ત્રનાં અનુમાનોનો ઉપયોગ વ્યાવહારિક શોધખોળના કામમાં તથા ક્ષેત્રકાર્ય દ્વારા સામાજિક કાર્યમાં કરવામાં આવી રહયો છે. સામાજિક જીવનનાં દરેક અંગો પરત્વે ત્યાં નાની મોટી શોધખોળો એટલી બધી થઇ રહી છે કે અમેરિકાના લોકજીવનની ઝીણામાં ઝીણી વિગત પણ હવે તપાસાયા વિના રહી નથી. આ બધું ક્ષેત્રકાર્ય અને આ બધી શોધોને પરિણામે સમાજશાસ્ત્રની સૈદ્ધાન્તિક પ્રગતિ અમેરિકામાં થઇ રહી છે એ કબૂલવું જ પડશે.[૧]

સામાજિક પ્રશ્નો પરત્વે અંગ્રેજ પ્રજાનું વલણ જરા રૂઢિચુસ્ત હોવાને લીધે ત્યાં સમાજશાસ્ત્રનો વિકાસ અમેરિકા જેટલો થઇ શકયો નથી: પણ વિજ્ઞાનના વિકાસને કોઇ રોકી શકતું નથી. એટલે ત્યાં પણ સમાજશાસ્ત્રનું સૈદ્ધાંતિક દષ્ટિએ મૂલ્યાંકન થવામાં હવે ઝાઝો સમય લાગે તેમ નથી.

## ભારતમાં સમાજશાસ્ત્રનો વિકાસ :

રાજ્યકર્તા હોવાને લીધે અંગ્રેજોએ પાછલાં દોઢસો વર્ષમાં આપણા દેશની ઘણી સામાજિક સમસ્યાઓ પરત્વે શોધખોળ કરી છે. શરૂઆતથી માનવશાસ્ત્રની દષ્ટિએ ભારતની પચરંગી પ્રજાને સમજવા

૧. Karl Mannheim: Essays in Sociology and Social Psychology. P. 186

માટે પ્રયત્નો થયા છે, અને તેમાં વસ્તીગણત્રીના કાર્યને લીધે વેગ મળ્યો છે. રીસ્લે અને હટન જેવા અંગ્રેજ વિદ્વાનોની મહેનતને પરિણામે ભારતની પ્રજાના રીતરિવાજો અને તેમની સમાજવ્યવસ્થા ઉપર ઘણાં મનનીય પુસ્તકો લખાયાં છે. ભારતની જ્ઞાતિપ્રથાએ અંગ્રેજ વિદ્વાનોનું ધ્યાન ખાસ ખેંચ્યું હતું અને આજે જ્ઞાતિપ્રથા ઉપર સેંકડો અભ્યાસગ્રંથો પ્રકાશિત થઇ રહ્યા છે.

(મુંબઇ વિશ્વવિદ્યાલયે પહેલવહેલાં સમાજશાસ્ત્રને પોતાના અભ્યાસક્રમમાં ૧૯૨૦ માં સ્થાન આપીને અગત્યનું દિશાસૂચન કર્યું છે. તે વખતે સમાજશાસ્ત્ર વિભાગનું આયોજન કરવા માટે વિદ્વાન અંગ્રેજ વિચારક ડોકટર પેટ્રીક ગેડીસની સહાય લેવામાં આવી હતી. પણ ફક્ત અનુસ્નાતક અભ્યાસક્રમમાંજ સમાજશાસ્ત્રને વિષય તરીકે ગ્રાહ્ય કરાયું હતું, અને તેને સ્નાતકશ્રેણીમાં સ્થાન અપાયું નહી. જો કે અભ્યાક્રમને સ્થિરપ્રાય બનાવવામાં ડો. ઘૂર્યે અને ડો. ઘુરી જેવા અધ્યાપકોએ ઘણો સારો ફાળો આપ્યો છે. ડો. ઘૂર્યે અને ડો. ઘુરી જેવા સમાજશાસ્ત્રીઓએ પોતાના વિચારો દ્વારા તેમજ ભારે જહેમતથી પોતાના વિદ્યાર્થીઓ પાસે પીએચ. ડી. ના મહાનિબંધો તૈયાર કરાવીને સમાજશાસ્ત્રને આ દેશમાં ઘણું મહત્ત્વ અપાવ્યું છે.

માયસોર વિશ્વવિદ્યાલયે એ વીસીમાં બી. એ. ના અભ્યાસક્રમમાં સમાજશાસ્ત્રનો વિષય દાખલ તો કર્યો હતો; પણ સમાજશાસ્ત્ર શીખવવા માટે માયસોરમાં જુદો વિભાગ સ્થાપિત કરવામાં આવ્યો ન હતો. આજ પ્રમાણે લખનૌ તેમજ કલકત્તા વિશ્વવિદ્યાલયોમાં બન્યું હતું.[૧]

આજે તો હવે ભારતમાં દરેક વિશ્વવિદ્યાલયમાં સમાજશાસ્ત્રને એક વિષય તરીકે સ્થાન અપાઈ રહ્યું છે દરેક વિશ્વવિદ્યાલયમાં

૧ Prof. A. R Wadia : Speech at the First Indian Sociological Conference : 1955

સમાજશાસ્ત્રનો જુદો વિભાગ ઘણાજ કાર્યદક્ષ વિદ્વાનોની દોરવણી હેઠળ કામ કરે છે. એટલુંજ નહીં પણ ઇન્ટર, બી. એ અને કાયદાના વિદ્યાર્થીઓ માટે સમાજશાસ્ત્રના અધ્યયનની શકયતાઓ ઉભી થઈ છે. આમ થોડા વર્ષોમાં આ વિષયનું સ્થાન ભારતમાં ઉચ્ચતર થશે એ નિર્વિવાદ છે. સરકાર પણ આ બાબતમાં જાગૃત છે. અને સામાજિક કલ્યાણ (Social welfare) ની જુદી સમિતિ સ્થાપી ભારતના સામાજિક પ્રશ્નો ઉકેલવાની દિશામાં પ્રયત્નો શરૂ થઈ રહ્યા છે. )

ભારતમાં સમાજશાસ્ત્રના અભ્યાસમાં જ્ઞાતિસંસ્થાને અગત્યનું સ્થાન આપવું ઘટે. જ્ઞાતિસંસ્થાના વિશ્લેષણની સહાયથી ભારતીય જીવનમાં લગ્ન, કુટુંબ, સ્ત્રીઓનો દરજ્જો અને બીજા પ્રશ્નો સમજી શકાય અને જ્ઞાતિવાદને લીધે ઉભા થતા ભેદભાવો તેમજ તેનેજ લીધે ઉપજતા બીજાં સામાજિક દૂષણો દૂર કરવાં સુગમ થાય. આ ઉપરાંત, ભારતીય સામાજિક જીવનના કલંકરૂપ અસ્પૃશ્યતાનું અધ્યયન પણ એટલેજ ઉંડો અભ્યાસ માંગી લે છે. અસ્પૃશ્યતા નિવારણ કરવા માટે ભારતીય બંધારણમાં જોગવાઇ છે, પણ એમ કાયદાથી એ કામ સુગમ બને તેવું નથી. એટલેજ ઉંડા અભ્યાસદ્વારા એ કલંકને દૂર કરવાના માર્ગદર્શક સૂચનો કરવામાં સમાજશાસ્ત્રના. અભ્યાસકો પ્રશંસનીય ફાળો આપી શકે; આમ બનવા માંડયું છે એ એક સુખદ બીના છે.

લગભગ બધાજ વિશ્વવિદ્યાલયોના સમાજશાસ્ત્રના વિભાગમાં વિદ્વાન અધ્યાપકોની રાહબરી હેઠળ ઘણા વિદ્યાર્થીઓ તેમની અનુસ્નાતક અને પીએચ. ડી. ની પદવી માટે મહાનિબંધો લખીને, ભારતીય સામાજિક જીવનનાં, જુદાંજુદાં પાસાંઓ પરત્વે મનનીય શોધ કરી રહયા છે, તેમની આ શોધોમાં ભારતની આદિવાસીજાતિઓ અને જ્ઞાતિપ્રથા ઉપરાંત લગ્ન, કુટુંબવ્યવસ્થા, સ્ત્રીઓનો દરજ્જો, હિંદુસમાજ ઉપર વિદેશી સત્તાની અસર, એવા વિષયો

આવી જાય છે, તે ઉપરાંત બેકારી, વેશ્યાવૃત્તિ, શિક્ષણ વગેરે સામાજિક સમસ્યાઓ ઉપર પણ મહાનિબંધ લખાઈ રહ્યા છે. જુદાંજુદાં વિશ્વવિદ્યાલયોમાં વિચારાઈ રહેલા આ બધા વિષયોનું ક્રમબદ્ધ અન્વેષણ કરી જો તેમનું એકીકરણ કરવામાં આવે તો ભારતમાં સમાજશાસ્ત્રની પ્રગતિના ઇતિહાસનો ખ્યાલ આવે તેમજ જુદા જુદા પ્રાંતોમાં કરવામાં આવતાં સરખાંજ અન્વેષણો એકબીજાનાં પૂરક બને.[૧]

## ગુજરાતમાં સમાજશાસ્ત્રની પ્રગતિ :

ગુજરાતની ત્રણ જુની સાંસ્કારિક સંસ્થાઓ, ગુજરાત વિદ્યાસભા, ગુજરાત સંશોધન મંડળ અને ગુજરાત ફાર્બસ સભાએ ગુજરાતી સમાજના અન્વેષણ કાર્યમાં ઘણો મહત્ત્વનો ફાળો આપ્યો છે. ગુજરાત-વિદ્યાસભાના અનુસ્નાતક વર્ગોના વિદ્યાર્થીઓએ લખેલા મહા નિબંધોમાં ગુજરાતની સમાજવ્યવસ્થા અંગે મહત્ત્વપૂર્ણ હકીકતો સંકલિત કરાઇ છે. વળી ગુજરાત સંશોધન મંડળે તો ગુજરાતની સમાજવ્યવસ્થા ઉપરાંત ગુજરાતના આદિવાસીઓના જીવન પરત્વે પણ અન્વેષણ કર્યું છે. શ્રી. પોપટલાલ ગો. શાહ જેવા કુશળ રાહબરની દેખરેખ હેઠળ ગુજરાત સંશોધન મંડળે કરેલી તપાસણી ઓ ઘણાં મહત્ત્વનાં અનુસંધાનો પૂરાં પાડે છે.

ગુજરાતમાં અસ્તિત્વમાં આવેલાં બે વિશ્વવિદ્યાલયો-વડોદરા તથા ગુજરાત-માં સમાજશાસ્ત્રના વિષયને આગવું વૈશિષ્ટ્ય આપી અલગ વિભાગો સ્થાપવામાં આવ્યા છે. આ વિભાગો વિદ્વાન સમાજ-શાસ્ત્રીઓની દેખરેખ હેઠળ કાર્ય કરે છે અને તેમાં ગુજરાતના સામા-જિક જીવનનું ઠીક ઠીક અન્વેષણ થઇ રહ્યું છે.

વળી, શ્રી ભગવાનલાલ માંકડ જેવા વિદ્વાનોએ મુંબાઇ વિશ્વ-વિદ્યાલયના મુખપત્રમાં ગુજરાત અંગે ઘણા અભ્યાસપૂર્ણ લેખો લખ્યા

હતા. તેવીજ રીતે ગુજરાતની વાર્તાઓમા, ગુજરાતની નવલકથાઓમાં તેમજ બીજાં છાપાં ચોપાનિયાં તથા માસિક અંકોમાં ગુજરાત અંગે વિવિધ માહિતીઓ પ્રકાશિત થતી રહે છે, તે સૌનો સમન્વય જો કરવામાં આવે તો ગુજરાતમાં સમાજશાસ્ત્ર અંગેની ઘણી અગત્યની માહિતી જુદાં જુદાં ક્ષેત્રોના અન્વેષકોને કામ લાગે. [૧]

ગુજરાત ક્ષેત્ર વિશાળ છે. ભારતની બીજી પ્રજાઓ કરતાં ગુજરાતી બોલતી પ્રજાની સમાજવ્યવસ્થા વૈવિધ્યપૂર્ણ છે: માટેજ અન્વેષકોની અને તેમને મદદ કરવાની આવશ્યક્તા છે. આ અંગે, વડોદરા વિશ્વવિદ્યાલયના સમાજશાસ્ત્ર વિભાગના વડા પ્રા. શ્રીનિવાસનાં મંતવ્યો ટાંકી આ ચર્ચા અહીં સમાપ્ત કરી શું, 'ગુજરાતમાં સમાજશાસ્ત્ર અંગેની શોધખોળ કરવાનું વિશાળ ક્ષેત્ર પડયું છે. ગુજરાતની આદિવાસી જાતો, ગુજરાતનીન્યાતો, તેનાં ગામડાં તેમજ તેના જુદા જુદા સંપ્રદાયોનો સમાજશાસ્ત્રની દૃષ્ટિએ વ્યવસ્થિત અભ્યાસ કરવાની ઘણી જરૂર છે. આ કાર્ય સરકારના કરતાં વિશ્વવિદ્યાલયો સારી રીતે કરી શકે માટે તેમને જોઇતી સગવડો કરી આપવી આવશ્યક છે.'[૨]

---

૧. ૨. ૫.

૨ Prof. M. N. Srinivas Prospects of Sociological Research in Gujarat Journal of the M. S. Uni. of Baroda 1953.

: ૪ :

# પાયાની સામાજિક વ્યવસ્થાઓ

## (૧)

## કુટુંબ

જન્મથી જ માણસ કુટુંબવ્યવસ્થાનો એક ભાગ બને છે અને તે દ્વારા સમગ્ર સમાજજીવન સાથેનો એનો સંબંધ શરૂ થાય છે. એના જીવનની એકે એક પ્રવૃત્તિ તે આ સમૂહને લીધે અને આ જ સમૂહમાં રહીને કરે છે. આ રીતે માનવીના હૃદયની નાજુક ભાવનાઓથી માંડી રાજ્ય-રાષ્ટ્ર અને સમગ્ર સમષ્ટિ સાથે કુટુંબ સંકળાએલું હોવાથી તેના અભ્યાસની આવશ્યકતા વધી જાય છે.

કુટુંબ એક સામાજિક પ્રક્રિયા છે એ હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે. પ્રક્રિયા હોવાને લીધે તે સદાયે પરિવર્તનશીલ રહે છે. વળી બદલાતા સંજોગોમાં તેનું આ પરિવર્તન એક પ્રશ્ન ઉભો કરે છે કે કુટુંબ એક સામાજિક વ્યવસ્થા તરીકે ટકશે કે નહીં ? કે પછી એનું વિઘટન થશે ? આ પ્રશ્નો એના અભ્યાસની આવશ્યકતા અનેકગણી વધારી દે છે.

કુટુંબ એટલે શું ? કુટુંબની સર્વગ્રાહ્ય વ્યાખ્યા કરવી મુશ્કેલ છે. પ્રથમ દૃષ્ટિએ સ્ત્રી અને પુરૂષ સાથે રહેતાં હોય તેને કુટુંબ ગણુના આપણે પ્રેરાઈયે; પણ સ્ત્રી અને પુરૂષના સાથે રહેવાને લીધે

જ કુટુંબ બની જતું નથી તો પછી સ્ત્રી પુરૂષ જાતીય સંબંધોને લીધે એટલે કે લગ્નને લીધે સાથે રહેતાં હોય તેને કુટુંબ ગણીશું? અથવા સ્ત્રી, પુરૂષ અને તેમનું બાળક એ ત્રણ મળીને કુટુંબ થયું ગણાય ? એ એક પ્રશ્ન છે. પ્રશ્ન એટલા માટે છે કે કેટલાંક કુટુંબોમાં સ્ત્રી પુરૂષ અને બાળક ઉપરાંત પુરૂષનાં માબાપ, ભાઈભાંડ રહેતાં હોય છે. તો વળી કેટલાંક કુટુંબોમાં સ્ત્રી, પુરૂષ અને તેમનાં બાળક સાથે સ્ત્રીનાં પિયરનાં સગાં રહેતાં હોય છે. એટલે સમાનોદક-લોહીની સગાઈવાળા સાથે રહેતાં હોય તેને કુટુંબ ગણવું એમ લાગે. પણ એથીય વિશેષ કાંઈ હોઈ શકે છે. કેટલીકવાર સ્ત્રી, પુરૂષ અને તે બન્નેનાં સગાંવહાલાં ઉપરાંત તેમણે 'દત્તક' લીધેલું બાળક પણ તેમની સાથે રહે છે. આમ, કુટુંબમાં કોને કોને ગણવાં એની યાદી લાંબી થતી જાય છે. તો પછી કુટુંબની વ્યાખ્યા શી ?

આ પ્રશ્નને પાશ્ચાત્ય દૃષ્ટિએ વિચારતાં કુટુંબની વ્યાખ્યા એકદમ સંકુચિત બની જશે અથવા ઘણી વિસ્તૃત બની જશે. સંકુચિત બનતાં કુટુંબની ગણનામાં સ્ત્રી પુરૂષ, અને હોય તો તેમનું બાળક, એમ બે કે ત્રણ જણાંજ આવશે, કેમકે ત્યાં પુખ્તવયની વ્યક્તિ માટે લગ્નજીવન એટલે બહુધા નવા કૌટુંબિક જીવનનો પ્રારંભ ગણાય છે. એ વ્યાખ્યા વિસ્તૃત બની જાય છે તે એટલા માટે કે ઘણીવાર કેટલાંક કુટુંબોનું પેઢી દર પેઢીથી એક નામ ચાલ્યું આવતું હોય અને તેનાં સભ્યો દૂર દૂરનાં પિત્રાઈ હોય તો પણ જાણે કે તેઓ એક કુટુંબમાં વસતાં હોય તેમ તેમનો ઉલ્લેખ થાય છેઃ જેમકે 'ધી આલ્હેડઝ' કે 'ધી ટેનીસન્સ.' આ કુટુંબનાં નામોને આપણે ત્યાં આપણે ઘરાણું કહીએ છીએ.

આપણે ત્યાં કુટુંબની વ્યાખ્યા આ બન્નેની વચ્ચે આવી રહે.' તેની કરાશે. એ અનુસાર 'કુટુંબ એટલે સ્ત્રી તથા પુરૂષ વચ્ચેના જાતીય સંબંધો લીધે નિશ્ચિત થએલો અને લાંબા વખત સુધી ટકી રહેનારો સમૂહ, જેમાં બાળકો પેદા થાય છે અને તેમનો ઉછેર પણ ?

કરવામાં આવે છે. એમાં કેટલાં માણુસો હોઇ શકે તેની સંખ્યા નક્કી થઇ શકે નહીં કેમકે તેમાં લોહીની સગાઇવાળાંયે સાથે રહેતાં હોય અને કોઇને દત્તક લેવાયો હોય તો તે પણ આવાં સગાંવહાલાં સાથેજ કુટુંબમાં રહેતો હોય છે. આ બધાં કુટુંબનાં સભ્યો વચ્ચેના પારસ્પરિક સંબંધો નિશ્ચિત થયેલા હોય છે–એટલે કે સગાંવહાલાંઓનું ચોક્કસ સ્થાન નકકી થયેલું હોય છે. કુટુંબના સભ્યો ઘણુખરૂં એક સાથે રહેતાં હોય છે અને તેમનામાં આત્મીયતાની ભાવના હોય છે; એક બીજાની હૂંફ હોય છે, જે કુટુંબ વ્યવસ્થાને ઘનિષ્ઠ બનાવે છે.'

આ વ્યાખ્યા પરથી જણાય છે કે કુટુંબ એક પ્રાથમિક સમૂહ છે. એમાં સાથે રહેનારાંઓ વચ્ચે જાતીય સંબંધો નકકી થએલા હોય છે અને તેવા જાતીય સંબંધોની સ્થાપના અર્થે તેમજ તેમને ટકાવી રાખવા માટે લગ્નસંસ્થા નિશ્ચિત થયેલી હોય છે. આ સમૂહમાં રહેનારાં દરેકનો મોભો તેમજ દરેકનું સ્થાન નકકી કરવા માટે અરસપરસ સગાઇ સંબંધનાં નામો ઠરી ચૂકેલાં હોય છે. જેમકે પતિ પત્ની અને બાળક ઉપરાંત કુટુંબમા રહેતાં સાસુ, સસરો, નણંદ કે સાળી, દિયર કે સાળો, એ પત્ની અથવા પતિનાં સગાંવહાલાંનાં નામો એમનું સગપણ જણાવી એમનું સ્થાન કુટુંબમાં શું છે તે દર્શાવે છે. વળી કુટુંબમાં સ્ત્રી અથવા પુરૂષનાં આથી વિશેષ સગાંવહાલાં રહેતાં હોય તો તેમને નણદોઇ, સાઢુ, દેરાણી, સાળાવેલી, જેઠ, જેઠાણી એવાં નામોથી ઓળખવામાં આવે છે.

### કુટુંબ વ્યવસ્થાના આધાર :

કુટુંબ વ્યવસ્થાને આપણે એક સામાજિક પ્રક્રિયા તરિકે વર્ણવી છે. એટલે એ સમાજની નાનકડી આવૃત્તિજ છે એમ કહીએ તો ચાલે. એમાં વ્યક્તિનું જીવન જન્મથી અંત સુધી વ્યતીત થાય છે જે સમય દરમિયાન એનું સામાજીકરણ થાય છે અને તેનું વ્યક્તિત્વ ખીલે છે. આવી સામાજિક વ્યવસ્થા કયા કારણને લીધે નભી રહી છે, એને

ટકાવી રાખનારા આધાર કયા છે, એ પ્રશ્ન થશે. એમ મનાય છે કે કુટુંબ વ્યવસ્થાના આધારરૂપ ત્રણ કારણો છે. પહેલું કુદરતી અથવા જૈવિક, બીજું આર્થિક અને ત્રીજું માનસિક.

જૈવિક આધાર : આગળ ઉપર સમાજની ચર્ચા કરતાં આપણે માનવ જીવનની વિશિષ્ટતાઓ તપાસી હતી. તે દરમિયાન આપણે જોયું હતું કે કુદરતી રીતે માનવ શરીરમાં જાતીયવૃત્તિ હોવાને લીધે તેને સંતોષવા માટે એને વિજાતીય વ્યક્તિની જરૂર પડે છે. આ કુદરતી વૃત્તિ સંતોષવાની સાથે માનવ શરીરની રચના એવી છે કે સ્ત્રીને ભાગે પ્રજનનનું કાર્ય રહે છે અને લાંબા વખત સુધી બાળકને માતાના ઉદરમાં રહેવું પડે છે. આ સમય દરમિયાન એ સ્ત્રી અને પુરૂષ સાથે રહે છે, કેમકે ભાવિ બાળકને અને તેની માતાને સંરક્ષણની તેમજ પોષણની જરૂર પડે છે. આમ કુદરતી વૃત્તિને લીધે થતો બાળકનો જન્મ તેમજ એ બાળકનું લાલનપાલન લાંબો સમય કરવું પડે છે. આ જૈવિક હકીકતને સામાજિક સ્વરૂપ આપવામાં આવ્યું છે અને તેને કારણે લગ્ન સંસ્થા ઉદ્‌ભવે છે. તેથી કુટુંબ વ્યવસ્થાનો મૂળભૂત આધાર કુદરતી છે એમ કહ્યું છે. આ જૈવિક હકીકત એટલે કે સ્ત્રી-પુરૂષના જાતીય સંબંધોદ્વારા પ્રજનન કરવાની જૈવિક હકીકતને ધાર્મિક રૂપ પણ આપવામાં આવ્યું છે. પ્રજનન અને તેને માટે લગ્ન એ ધાર્મિક ફરજ બની રહે છે. આ હકીકત દરેક સંસ્કૃતિમાં જોવા મળે છે. જેમકે આપણાં ધર્મપુરાણોમાં प्रजातन्तुं मा व्यवच्छेत्सीः[1] પ્રજનનનો ક્રમ તોડવો જોઇએ નહીં એમ કહેવાયું છે. તેમજ જન્મથી વ્યક્તિને માથે કેટલાંક ઋણો હોય છે; તેને કેટલીક ફરજો અદા કરવાની હોય છે. આ ફરજોમાં પ્રજનન કરવાની ફરજ પણ ગણાય છે કેમ કે પ્રજનન થાયતો જ પિતૃઓને સ્વર્ગમાં સદ્‌ગતિ થાય છે[2]. બાઈબલમાં પણ આજ પ્રમાણે કહેવાયું છે.

---

૧ तैत्तिरीय उपनिषद्

२ ऋणं देवस्य यागेन ऋषीणां दानकर्मणा ।
संतत्या पितृलोकानां शोधयित्वा परिव्रजेत् ॥

આ બધી ધાર્મિક આજ્ઞાઓને તપાસતાં જણાશે કે પ્રજોત્પત્તિ એ વ્યક્તિનું સર્વોચ્ચ કાર્ય છે અને પ્રજોત્પત્તિના સર્વોચ્ચ કાર્યને પાર પાડવા માટે સ્ત્રીપુરૂષને સાથે રહેવાની જરૂર છે. એટલે જ કુટુંબનો અગત્યનો આધાર કુદરતી–જૈવિક–કહ્યો છે; જેને લીધે કુટુંબવ્યવસ્થા નભી રહી છે.

**આર્થિક આધાર :** કુટુંબ વ્યવસ્થાના આધારનું બીજું કારણ આર્થિક હોવાનું મનાય છે. બાળકના જન્મને લીધે માતાની જવાબદારી વધે છે અને પુરૂષની જવાબદારી બેવડી વધે છે, કેમ કે એને તો બાળક અને બાળકની માતા બન્નેની કાળજી રાખવી પડે છે. એટલે જાતીય તૃપ્તિના કરતાં વિશેષ મહત્વની ભૂખને સંતોષવા માટે તેમજ સંરક્ષણ મેળવવા માટે માણસને પ્રયત્ન કરવો પડે છે. આવા પ્રયત્નને લીધે–તેની મહેનતના પરિણામે–એ ઉત્પાદન કરે છે જે માનવજીવનના નિભાવ અર્થે આવશ્યક બની જાય છે. આવી મહેનત માણસ એકલોજ કરે છે એવું નથી, એની મદદમાં સ્ત્રી પણ જોડાય છે અને મોટા હોય તો તેમનાં બાળકો પણ જોડાય છે. આમ તેમને સાથે રહીને આર્થિક પ્રવૃત્તિ આદરવી પડે છે અને તેને લીધે તેમની કુટુંમવ્યવસ્થા ટકી રહે છે.

**માનસિક આધાર :** માનવજીવનમાં પિતૃભાવનાનો ઉદ્‌ભવ મૃદુ ભાવના (Tender emotion) માંથી થાય છે એવી એક માન્યતા છે જે આપણે આગળ જોઇ ગયા આને લીધે તેના સાહચર્યની જરૂર જણાય છે એટલે પોતાની મૃદુ ભાવના તથા સાહચર્ય લાગણીઓને સંતોષવા માણસ સ્ત્રીના સંબંધમાં આવે છે, જેને લીધે પ્રજોત્પત્ત થતાં એની પિતૃભાવના પણ સંતોષાય છે. મૃદુ ભાવનામાંથી ઉદ્‌ભવેલી પિતૃભાવના પરોપકારમાં પરિણમે છે–પરગજુપણાની ભાવનાને વેગ આપે છે, ખીલવે છે, જેમાંથી કૌટુંબિક ભાવના ઉદ્‌ભવે છે અને એને લીધે કુટુંબમાં રહેતા સ્ત્રી, પુરુષ, બાળક તેમજ બીજા સાથે રહેનારાં સગાંવહાલાં પ્રત્યે અંતરની લાગણી જન્મે છે. જે કૌટુંબિક ઘનિષ્ઠતા પેદા કરે છે.

આમ ભ વનાઓ તેમજ લાગણીઓની પરંપરારૂપ માનસિક આધાર પર કુટુંબવ્યવસ્થા ટકી રહી છે એમ મનાય છે.

કુટુંબવ્યવસ્થાના આ કુદરતી, જૈવિક, આર્થિક અને માનસિક આધારોનું વિભાગીકરણ આપણી સમજવાની સગવડ ખાતર કર્યું છે. બાકી, આ ત્રણે એટલાં બધાં ગુંફિત છે અને સંકળાયેલા છે કે એકના પૂરક તરીકે બીજું છે અને એકને લીધેજ બીજું છે એમ કહેવું પડશે જેમ કે જાતીય તૃપ્તિની ઇચ્છા તથા પિતૃભાવનાની ઇચ્છા એક દષ્ટિએ જૈવિક ગણાય; જ્યારે બીજી દૃષ્ટિએ તે બંને માનસિક પણ ગણાશે. વળી પિતૃભાવનાનો આવિષ્કાર આર્થિક પ્રવૃત્તિમા થાય છે પણ આર્થિક પ્રવૃત્તિ જીવન ટકાવી રાખવાની કુદરતી પ્રેરણાને લીધે ઉદ્દભવે છે એટલે કુટુંબના કુદરતી ને વળી આર્થિક આધારો આ રીતે સંકળાયેલા હોય છે અને કુટુંબમાં એ ત્રણે એક સાથે જોવા મળે છે એટલે તેમને ભિન્ન ગણાવી શકાય નહીં.

## કુટુંબની વિશિષ્ટતાઓ :

કુટુંબનો આધાર ગમે તે હોય, એનું મહત્ત્વ ઘણું છે. તે વ્યક્તિના સમગ્ર જીવનને આવરી લે છે અને સમાજને અનેક રીતે અસરકર્તા નીવડે છે. તેમા સહેજ પણ પરિવર્તન થાય તો આખાએ સામાજિક માળખામાં ફેરફાર થઇ જાય. અને બન્યુ છે પણ તેમજ. કુટુંબ-વ્યવસ્થામા ઘણા પરિવર્તનો થયાં છે અને તેનુ સ્વરૂપ નિરંતર બદલાયા જ કરે છે. બદલાતા સંજોગોમા એનું સ્વરૂપ બદલાયું છે ખરું, પણ એની કેટલીક વિશિષ્ટતાઓ કાયમ રહી છે, જે કુટુંબ-વ્યવસ્થાનું મહત્ત્વ સમાજશાસ્ત્રની દષ્ટિએ વધારી દે છે. એ વિશિષ્ટતાઓ હવે આપણે તપાસીશું.

**સર્વવ્યાપકતા :** ' કુટુંબ ' તરીકે ઓળખાવી શકાય તેવી વ્યવસ્થા નાના જીવજંતુઓથી માંડી મોટા નર-વાનરો પર્યંત હોય

છે એમ મનાય છે.[૧] માનવ જીવનમાં તો તે બધેજ સ્થળે એક યા બીજા સ્વરૂપમાં જોવા મળે છે. માનવી માત્ર, ગમે ત્યાં રહેતો હોય, તો પણ કુટુંબ વ્યવસ્થાના અંગ તરીકે જ જીવે છે. જો તે પોતાનું કુટુંબ છોડી કોઈને ત્યાં દત્તક જાય તો તેવા નવા કુટુંબનો સભ્ય બને છે. જો પોતાના કુટુંબથી જુદો રહી પરણે, તો તેના માબાપના કુટુંબ સાથેનો તેનો સબંધ તો ચાલુ રહે જ, વધારામાં તેણે માંડેલા નવા ઘરનો તે સભ્ય બને. આમ એ કુટુંબથી અળગો થઈ શકતો નથી. એટલે કુટુંબવ્યવસ્થાનું સાર્વત્રિકપણું-એની સર્વ વ્યાપકતા-એ તેની મહત્ત્વની વિશિષ્ટતા ગણાય.

સાતત્ય : સમાજનાં લક્ષણો જોતાં ' સાતત્ય ' તેની એક વિશિષ્ટતા છે એમ આપણે જોયું હતું. કુટુંબ પણ એક નાનકડો સમાજ છે અને તેનું ' સાતત્ય ' નિરંતર જળવાઈ રહ્યું છે. માનવ-જીવનના પ્રારંભકાળથી કુટુંબવ્યવસ્થા અસ્તિત્વમાં આવી હોવાનું મનાય છે. અત્યારે બદલાયલા સંજોગોમાં એનું સ્વરૂપ બદલાયું છે;તેમજ તેમાં રહેનારા સભ્યોની સંખ્યામાં ઘટાડો થયો છે; પણ કુટુંબ એક સામાજિક વ્યવસ્થા તરીકે ટકી રહ્યું છે, એનું સાતત્ય તૂટતું નથી.

મર્યાદિત કદ : સમાજના વિકાસની જુદી જુદી કક્ષાએ પ્રમાણે કુટુંબમાં રહેનારા સગાંવહાલાંઓની સંખ્યામાં ફેરફાર થતા ગયા છે, પણ દરેક તબક્કે એનું કદ મર્યાદિત રહ્યું છે. આદિકાળમાં કુટુંબ એજ સમાજ તરીકે ઓળખાતું. સૌ સગાવહાલાં, ભાઈભાંડુ મળી, એક કુટુંબના સભ્યો ગણાતાં; તેવે વખતે એવા કુટુંબોનું કદ મર્યાદિત હતું. કાળક્રમે સ્ત્રીનાં કે પુરૂષનાં નજીકનાં સગાંજ કુટુંબમાં ગણાવા લાગ્યાં, જેથી કુટુંબની સંખ્યા એક યા બીજી રીતે નિશ્ચિત બની-આજે કેટલાકની દ્રષ્ટિએ સ્ત્રી-પુરૂષ અને બાળક એ ત્રણે મળીને કુટુંબ ગણાય છે અને અત્યારના સંજોગોમાં એનું કદ એટલું જ

૧ Mackenzie J. S. : Social Philosophy.

છે. મતલબ કે, કુટુંબના સભ્યો અને તેમની સંખ્યા વખતો વખત ભલે બદલાતાં હોય, દર તબક્કે તેનું કદ નિશ્ચિત રહે છે.

**સમાજમાં કેન્દ્રીય સ્થાન :** કુટુંબની એક વિશિષ્ટતા છે એ કે માનવજીવનની ઘણી જરૂરિયાતો તેમાં પૂરી પાડી શકાય છે. આદિકાળનું કુટુંબ એક સમાજ હતો. તેમાં રહેતાં સૌની કૌટુંબિક ભાવના ઘણીજ પ્રબળ હતી. વળી કુટુંબજ આર્થિક, ધાર્મિક અને રાજકીય કાર્ય કરતું તેમજ કુટુંબદ્વારાજ વ્યક્તિની જૈવિક તેમજ માનસિક ક્ષુધાઓ શાન્ત થતી. આથી કુટુંબ, સમાજ અને રાજ્ય ત્રણે જુદાં ગણાતાં ન હતાં. આજે આ બધાં કાર્યો કુટુંબ કરતું નથી એ ખરૂં, પણ તેથી સમાજના કેન્દ્ર તરીકેનું તેનું સ્થાન જતું રહેશે નહીં. વ્યક્તિના જીવનનો પ્રારંભજ તેમાં થાય છે. એટલે સમાજમાંનું તેનું કેન્દ્રીય સ્થાન એ કુટુંબની એક વિશિષ્ટતા છે.

**સામાજીકરણની શાળા :** જન્મથીજ બાળક કુટુંબમાં તેનાં માતાપિતા તથા ભાઈભાંડુઓના સંબંધમાં આવે છે. તે દરમ્યાન તેની કુદરતી ટેવોનો, તેની લાગણીઓનો, તેની ભાષાનો અને તેની શક્તિઓનો વિકાસ થાય છે. વળી તેના વિચારો, તેની માન્યતાઓ, અને તેનું ચારિત્ર્ય કુટુંબને લીધેજ ઘડાય છે અને આમ કુટુંબ વ્યક્તિનું વ્યક્તિત્વ ખીલવનારી તથા તેના સામાજીકરણની શાળા બની રહે છે. માતાપિતાની ' કુદરતી પ્રેમાળ લાગણીને લીધે બાળકનું શરૂઆતનું શિક્ષણ કુટુંબમાં વધુ અસરકારક રીતે થાય છે અને તેની ભાવનાઓ વિકસે છે વળી તેને કેળવણી આપનાર માતાપિતાની માનસિક શક્તિઓ પણ ખીલે છે' તે એક હકીકત છે. 'કુટુંબની અસરો કાયમને માટે પડે છે અને તે બદલી શકાતી નથી ' એવો એક માનસશાસ્ત્રીય મત છે, જે ' વ્યક્તિને ઓળખવી તેનું બાળપણ જાણો ' એમ કહે છે. કૌટુંબિક અસરોની આવી અફર નિશ્ચિતતામાં આપણે ન માનીએ તોપણ એક હકીકત ગ્રાહ્ય કરવી પડશે કે બાળકના ઘડતરનો

**કુટુંબના સભ્યોની જવાબદારી :** જુદા જુદા હેતુઓની પ્રાપ્તિ અર્થે માણસે સમાજમાં અનેક સમૂહો રચ્યા છે, પણ કુટુંબ વ્યવસ્થા એ સૌથી ભિન્ન છે. ભિન્ન એટલા માટે, કે બીજા સમૂહો કરતાં કુટુંબ વ્યકિતની વધુ નજીક છે, તેના જીવનને વધુ સ્પર્શે છે, અને તેથી તેની પાસેથી ઘણી બધી કામગીરીઓની અપેક્ષા રાખે છે. કુટુંબને ખાતર જીવન છે એવી ભાવના પણ કુટુંબને લીધે પેદા થાય છે અને તેથી કુટુંબને કારણે માણસને ઘણા ભોગ આપવા પડે છે. એમાં રહેનારાઓ પોતાનું જીવન સ્વેચ્છાથી નથી ઘડી શકતા એ પણ એની એક વિશિષ્ટતા છે. કુટુંબનાં માણસોએ કોની સાથે લગ્ન સંબંધથી જોડાવું તે પણ કુટુંબજ નક્કી કરી આપે છે અને વળી એકવાર જે લગ્ન-ગ્રંથિથી જોડાયાં હોય તે જુદાં પડી શકતાં નથી એ આ લગ્ન સંબંધની વિશિષ્ટતા છે. આવી વિશિષ્ટતાવાળું કુટુંબ સમાજમાં ઘણાં કાર્યો અદા કરે છે. વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના જાતીય સબંધો કુટુંબને લીધે થાય છે, એ સંબંધોથી પ્રજનન થઇ પ્રજોત્પત્તિ કરવાનું કાર્ય પણ કુટુબમાંજ થાય છે. બાળકનું સામાજીકરણ પણ કુટુંબ કરે છે. અને આમ બાળકરૂપ કુદરતી શક્તિ વેડફાતી બચાવી લેવાનુ તેમજ તેનો સદ્વ્યય કરવાનું કાર્ય કુટુંબ કરે છે. વળી માદાં, અશકત, તેમજ ઘરડાંઓની સંભાળ રાખી તેમનું પોષણ કરવાનું કાર્ય પણ કુટુંબમાંજ થાય છે. આ બધાં કાર્યો કુટુંબ કરી શકે તેમ છે પણ હવે જુદી જુદી પરિસ્થિતિઓ સર્જાતાં કુટુંબવ્યવસ્થાના આ કાર્યમાં પરિવર્તન થયું છે તે આપણે આગળ જોઇશું.

**કુટુંબના ચાર તબક્કા :**

કુટુંબની વિશિષ્ટતાઓ તેમજ સમાજમાં એનું કાર્ય જોયા પછી, એકાદ કુટુંબનો ક્રમ આપણે જોઇએ તો આપણને સાધારણ રીતે જણાશે, કે કુટુંબ ચાર તબક્કામાંથી પસાર થાય છે.[1] આ કરી ચૂકેલો ક્રમ નથી.

1. MacIver R. M. and Page: 'Society' P. 241

આ પ્રમાણે ચાર સ્થિતિમાથી દરેક કુટુંબને પસાર થવુંજ પડે છે એમ પણ નથી. જે તબક્કાઓ નીચે વર્ણવ્યા છે તે તો કુટુંબવ્યવસ્થાની ચર્ચામાંથી નિષ્પન્ન થતો ક્રમ છે જેમાં પરિવતનને પૂરતી તક છે.

૧. પહેલો તબક્કો : લગ્ન થતાં પહેલાં સ્ત્રીપુરુષના પારસ્પરિક આકર્ષણને લીધે જે પ્રેમ સંબધ થાય તે ગણાશે કૌટુંબિક જીવનનો પહેલો તબક્કો. આ સમય દરમિયાન સ્ત્રી અને પુરૂષ એક બીજાની નજીક આવી એક બીજાના વ્યક્તિત્વને પિછાને છે. અને આમ ભાવી લગ્નની ભૂમિકા બને છે. આ તો થઇ જરા આદર્શ સ્થિતિની વાત. ભારતમા અને ખાસ કરીને ગુજરાતમાં કુટુંબ વ્યવસ્થા આ તબક્કામાથી જુદી રીતે પસાર થાય છે, કેમ કે આપણી સામાજિક માન્યતાઓ લગ્ન પહેલાંની આ સ્થિતિને જુદી રીતે પ્રયોજે છે. આપણામા વિવાહ થાય છે, સગાઇ કરવામા આવે છે એને આપણે કૌટુંબિક જીવનનું પ્રથમ પગથિયું ગણીશું.

૨. બીજો તબક્કો : બીજા તબક્કાનો લગ્ન થયા પછી આરંભ થાય છે અને તે કૌટુંબિક જીવનની શરૂઆત રૂપ ગણાય. આ તબક્કા દરમ્યાન સ્ત્રી અને પુરૂષ એક બીજાની સાથે રહે છે. તેમનું જીવન નવાનવા અનુભવોથી સભર બને છે અને સમાજ પ્રત્યે તેમનું તથા તેમના પ્રત્યે સમાજનું નવુ વલણ પેદા થાય છે. તેમને માથે એક બીજાના જીવનની જવાબદારી આવે છે અને એકના જીવનની દરેક હકીકત બીજાના જીવનની હકીકતને સીધી રીતે તેમજ પરોક્ષ રીતે સ્પર્શે છે.

૩ ત્રીજો તબક્કો : ત્રીજા તબક્કામાં પ્રવેશતાં કુટુંબવ્યવસ્થા યથાર્થ રીતે શરૂ થઇ ગણાય. ત્રીજો તબક્કો નવા બાળકના આગમનનો છે. સ્ત્રી અને પુરૂષની એક બીજા પ્રત્યેની લાગણીમા નવી કડી ઉમેરાય છે અને સ્ત્રી તેમજ પુરૂષના જીવનમાં નવી લાગણીઓ, નવી આશાઓ અને નવા અનુભવો પેદા થાય

જીવન નની જવાબદારીઓ વહન કરે છે અને તેમના જીવનની બધીજ પ્રવૃત્તિઓનુ કેન્દ્ર બાળક બની રહે છે.

૪. ચોથો તબક્કો : સ્ત્રી અને પુરૂષ વૃદ્ધ થતાં કૌટુંબિક જીવનનો આખરી તબક્કો શરૂ થાય છે. આ સ્થિતિએ પહોંચતાં સુધીમાં બાળકો પુખ્ત ઉંમરનાં થઇ ગયાં હોય છે અને તેમની કાળજી લેવાનું કાર્ય પૂરૂં થતાં સ્ત્રી અને પુરૂષ પૂરતા સમય માટે નવરાં પડી જાય છે.

ઉપર આપણે જોયું હતું કે દરેક કુટુંબ આવા તબક્કામાંથી પસાર થાય છે એમ કહી શકાય નહીં. જેમકે બીજા તબક્કામાંથીજ સ્ત્રી અથવા પુરૂષ છૂટાછેડા લઇ જુદાં થઇ શકે છે. એમ થતાં એ કુટુંબ ચારે તબક્કાઓમાંથી શી રીતે પસાર થયું ગણાય ? તેજ પ્રમાણે, એક જણનું મૃત્યુ થતાં કુટુંબક્રમ ત્યાંજ અટકી પડે છે. જયારે કેટલાંક કુટુંબો નિઃસંતાન હોવાને લીધે, એમના જીવનક્રમમાં ત્રીજો તબક્કો આવતો જ નથી, એટલે બધાં કુટુંબો બધા જ તબક્કામાંથી પસાર થાય છે એ કહેવુ શકય નથી. તે જ પ્રમાણે આ તબક્કાઓનો ક્રમ સચવાય છે એવું પણ કહેવાનું શકય નથી. તેમ છતાં જ્યાં જ્યાં કુટુંબવ્યવસ્થા અસ્તિત્વમાં આવે છે તેમજ પ્રજોત્પત્તિનું તેનું પ્રાથમિક સામાજિક કાર્ય જ્યાં તે કરે છે ત્યાં ત્યાં સમયના વહેણ સાથે આ તબક્કાઓ ઉદ્દભવે છે એમાં શંકા નથી. અલબત્ત, કઈ સ્થિતિ કેટલો વખત ટકી રહે છે તે સામાજિક સંજોગો પર આધાર રાખે છે.

## કુટુંબની ઉત્પત્તિ :

આદિ માનવના જીવનનો જાણી શકાય તેટલો ઇતિહાસજો આપણે તપાસીએ તો એક હકીકત સ્પષ્ટ બને છે કે દરેક કાળમાં કુટુંબવ્યવસ્થા એક યા બીજા પ્રકારે અસ્તિત્વમાં હતી જ પણ કયા સંજોગોમાં તેની ઉત્પત્તિ થઇ તે જાણવુ મુશ્કેલ છે. એના આધાર આપણે જોયા, કયા તબક્કાઓમાંથી એ સાધારણ રીતે પસાર થાય

છે તે આપણે જોયું, પણ અમુક વખતે અને આ પ્રમાણે 'કુટુંબ' અસ્તિત્વમાં આવ્યું એવું કહી શકાય તેમ નથી. જો કે વિદ્વાનોએ આ દિશામાં પ્રયત્નો કર્યાં છે અને માનવજીવન વિકાસના ક્રમ સાથે કુટુંબવ્યવસ્થાની ઉત્પત્તિને સાંકળવાનાં અનુમાનો પણ થયાં છે. પરંતુ એ બધાં અનુમાનોજ રહેવાનાં છે કેમકે માનવજીવનની ઘણી પ્રવૃત્તિઓ એવી રીતે ઉદ્ભવે છે કે તેનું અમુક એક જ કારણ છે એ કહેવું અશકચ માત્ર છે. આ અનુમાનો તપાસવાથી કુટુંબવ્યવસ્થા સાથે સંકળાયેલા ઘણા રિવાજો અને ઘણી માન્યતાઓ સ્પષ્ટ થશે તેમજ આ પ્રકરણની શરૂઆતમાં ઉભી કરેલી સમસ્યા સમજવાની તક મળશે એટલે આપણે હવે તે અનુમાનો તપાસીશું.

**અનિયંત્રિત જાતીય વ્યવહારની સ્થિતિઃ** કુટુંબની વ્યાખ્યામાં આપણે જોયું કે સ્ત્રી તથા પુરૂષના જાતીય સંબંધોનું નિશ્ચિત બનવું એ કુટુંબવ્યવસ્થાનું એક અગત્યનું લક્ષણઃછે. એટલે કે સ્ત્રી તેમજ પુરૂષ વચ્ચેના જાતીય સંબંધો લગ્ન જેવી સંસ્થાને લીધે નિયંત્રિત બની લાંબા ગાળા સુધી ટકી રહે ત્યારે કુટુંબ અસ્તિત્વમાં આવ્યું એમ કહેવાય. આથી કુટુંબવ્યવસ્થાના ઇતિહાસને સમજવા માટે લગ્ન-સંસ્થાનાં સ્વરૂપો જોવાં પડે.

એક મત એવો છે કે આદિમાનવના જીવનમાં લગ્ન જેવી સંસ્થાનું અસ્તિત્વ હતું જ નહિ; સ્ત્રી અને પુરૂષના જાતીય વ્યવહારો લગ્ન જેવી સસ્થાને લીધે નિયંત્રિત થતા ન હતા. સૌ સૌની મરજી પ્રમાણે કોઇપણ જાતની રોકટોક વિના જાતીયવ્યવહાર કરતા હતા. આવા જાતીય વ્યવહારો કરનારાં વચ્ચે સગાઈસંબંધનો ખ્યાલ જ ન હોવાથી ભેદભાવ ન હતો; એટલું જ નહીં પણ જાતીય વ્યવહારો અલ્પજીવી હતા. આવી સ્વેચ્છાચારની પરિસ્થિતિમાં સ્રી–પુરૂષના સમાગમને લીધે જે બાળકો જન્મતાં તે આખા ટોળાની માલિકીના ગણાતા, કેમ કે આદિ માનવની કલ્પનામાં બાપ અને મા એવી વસ્તુ જ ન હતી. આવો સ્વેચ્છાચાર હોવાનું માનનારા વધુમાં

કહે છે કે કાળક્રમે કેટલાંક સામાજિક કારણોને લીધે આવી સ્વેચ્છાચારની પરિસ્થિતિ બદલાઇ અને રીતસરનો જાતીય વ્યવહાર અસ્તિત્વમાં આવતાં તે લાંબા ગાળા સુધી ટકવા લાગ્યો, જેથી કુટુંબ જેવી વ્યવસ્થા અસ્તિત્વમાં આવી.

આ જાતનો અનિયંત્રિત કામચાર હોવાની માન્યતા સેવનારા બેકોફૅન, મેકલીનાન, મોરગન અને બ્રિફોલ્ટ મુખ્ય છે. તેમણે આદિવાસી જીવનમાંથી કેટલાક સામાજિક રિવાજો ટાંકીને તેમજ કેટલીક ધાર્મિક ક્રિયાઓના દાખલા આપી સિદ્ધ કરવા યત્ન કર્યો છે કે 'જાતીયવ્યવહાર ઉપરનું નિયંત્રણ કાળક્રમે મોડું આવ્યું, પરંતુ સૌથી પહેલાં તો સ્વેચ્છાચાર હતો; અને સ્વેચ્છાચાર હોવાને કારણે કુટુંબ જેવી કોઈ હકીકત હોવાની શકયતા જ કયાંથી રહે?' આ મતવાદીઓએ કુટુંબવ્યવસ્થાને તેમજ લગ્નસંસ્થાને ઉત્ક્રાંતિનો કાનૂન લાગુ પાડી જણાવ્યું કે અનિયંત્રિત જાતીય વ્યવહાર એ સૌથી શરૂઆતની સ્થિતિ હતી. તેમાંથી કાળક્રમે સમૂહવિવાહ થવા લાગ્યા અને ટોળાંઓનાં જાતીયવ્યવહારો પર થોડોક અંકુશ આવ્યો. સમૂહવિવાહની પ્રથામાંથી બહુવિવાહની પ્રથા ( બે કરતા વધુ પુરૂષો અને બે કરતાં વધુ સ્ત્રીઓના લગ્નની પ્રથા–Polygamy ) અસ્તિત્વમાં આવી. આવી બહુવિવાહની પ્રથામાંથી કાળે કરીને એક-વિવાહની પ્રથા ( Monogamy ) અસ્તિત્વમાં આવી જે કુટુંબ વ્યવસ્થાની આદર્શ સ્થિતિ તરીકે ગણાવી શકાય. આવા ઉત્ક્રાંતિવાદીઓ આમ સ્વેચ્છાચારથી એક પતિ–પત્નીવિવાહપ્રથા સુધીનો વિકાસક્રમ ગણાવે છે.

આ અનુમાનનો વિરોધ કરનારાઓમાં વેસ્ટરમાર્ક સૌથી મોખરે છે. તેમનો મત એવો છે કે આવી સ્વેચ્છાચારની પરિસ્થિતિ આદિમાનવમાં હતી એવું માનવાનો કોઇ સબળ પુરાવો નથી. વળી જે જે રિવાજો ટાંકીને સ્વેચ્છાચારનું અસ્તિત્વ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરાયો છે તે સૌનાં ધાર્મિક, નૈતિક અને સામાજિક કારણો આપી

મણે જણાવ્યું છે કે કેટલાક રિવાજો જાતીય સંબંધોમાં સ્વેચ્છાચાર ર્શાવતા નથી, ઉલટ તે સામાજિક માન્યતાઓનો વિકાસક્રમ દર્શાવે . જો સ્વેચ્છાચારની સ્થિતિનું અસ્તિત્વ સાબિત ન થાય તો નિયંત્રિત તીય વ્યવહારો–એટલે કે લગ્ન જેવી કોઈક સંસ્થાનું અસ્તિત્વ ાનવું પડશે. જો આદિમાનવના જીવનની શરૂઆતની અવસ્થામાં ગ્ન જેવા નિયંત્રણનું અસ્તિત્વ માનીએ, તો પછી તે જ સમયે કુટુંબ યવસ્થાનું અસ્તિત્વ પણ માનવું ઘટે.

માતૃમૂલક ( Matrilineal ) કુટુંબ વ્યવસ્થા : સ્વેચ્છાચારમાં ાનનારાઓ પોતાની દલીલને આગળ ચલાવતાં, આદિમાનવની ુટુંબવ્યવસ્થામાં માતાનું સ્થાન વિશિષ્ટ હતું એમ જણાવે છે. તેમના ત પ્રમાણે આદિ માનવજીવનમાં જાતીય સંબંધો નિશ્ચિત ન હોવાને ારણે બાળક જન્મતાં તેનો કુદરતી પિતા કોણ હશે એની એને લ્પનાજ આવતી ન હતી. પિતૃત્વ એમની સમજમાં આવતું નહીં, ંતાં કાળક્રમે માતૃત્વ તો તે જોઇ જાણી શકતો. આમ થતાં ાદિ માનવસમાજમાં માતાનું સ્થાન વિશિષ્ટ રહેતું, જ્યારે પિતાનું થાન ગૌણ ગણાતું.

બેકોફેન, મોરગન અને મેકલીનાનની માન્યતા પ્રમાણે, જેમ જેમ ાપણે સંસ્કૃતિના વિકાસક્રમમાં નીચે ઉતરીએ તેમ તેમ માતૃસત્તાક Matriarchate ) કુટુંબો જોવા મળે છે. અને તેમાં પિતાનું કાર્ય ૌણતા કરતી નજરે પડે છે. આવી કુટુંબવ્યવસ્થા આપણા શમાં મલબાર તરફ જોવા મળી શકે. એની મુખ્ય વિશિષ્ટતા ા છે કે લગ્ન કર્યા બાદ પત્નીના ઘરમાં પતિ રહેવા જાય ા અને પત્નીના કુટુંબનો તે એક સભ્ય બને છે. પત્ની તેના પિયરનાં ાંથી જુદી પડતી નથી. વળી ઘરની માલમિલકત પત્નીની માતાની) માલિકીની હોવાથી વારસાઈમાં કન્યાને મિલકત મળે છે, ત્રને નહી. બાળકોનાં નામ માતાના વંશ પ્રમાણે ગણાય છે અને જો તિ–પત્ની છૂટા છેડા લે તો બાળકો માતા સાથે રહે છે. વળી કુટુંબનો

કર્તાહર્તા પણ પરણીને સાસરે રહેવા આવેલો પતિ નથી હોતો, પણ તેની પત્નીનાં ભાઇ એટલે કે તેનો સાળો, અને તેનાં બાળકોનો મામો ઘરનો વહીવટકર્તા ગણાય છે. અલબત્ત આવા 'પતિરાજ' પોતાની બહેનના ઘરમાં કર્તા હર્તા હોય છે. આ સ્થિતિમાં રહેતો પતિ ઘર-જમાઈ નથી ગણાતો. ઘર જમાઇ તો પત્નીની મિલકતને લીધે કે પત્નીનાં માબાપની તીવ્ર લાગણીને લીધે પત્નીને ઘેર રહે છે. એનુ સ્થાન એવા ઘરમાં જરા હલકુ પડી જાય છે, પણ એનાં છોકરાંની પાછળ એનુંજ નામ લાગે છે, વળી વંશવારસો પણ એનાજ તરફથી ગણાય છે અને જો એને યોગ્ય લાગે તો એ પોતાનાં સાસરિયાંથી જુદો થઇ પોતાનું ઘર માંડી શકે છે. જ્યારે માતૃમૂલક કુટુંબપ્રથાના પતિરાજ આમ કરી શકતા નથી. એટલે એને ઘરજમાઇથી જુદી જાતનો ગણવો જોઇએ. મેકાઇવરનું માનવું છે કે જ્યાં માતૃમૂલક કુટુંબવ્યવસ્થા હોય ત્યાં લગ્ન પોતપોતાની ટોળી કે સમૂહનો બહાર કરવામાં આવે છે.[1]

આવી માતૃસત્તાક કુટુંબવ્યવસ્થાનુ પિતૃસત્તાક કુટુંબવ્યવસ્થામાં પરિવર્તન કેવી રીતે થયુ હશે એ અંગે મત પ્રદર્શિત કરતા બ્રીફોલ્ટ જણાવે છે કે, આદિ સમાજમાં કુટુંબવ્યવસ્થા માતૃસત્તાક હતી અને જેમ જેમ ખેતી દ્વારા ઉત્પાદન કરવાની પદ્ધતિનો વિકાસ થતો ગયો અને મિલકતની સંસ્થા અસ્તિત્વમા આવતી ગઇ તેમ તેમ સ્ત્રી ઉપર પુરુષનું આર્થિક આધિપત્ય જામતુ ગયુ. આમ થતાં સ્ત્રીની સત્તા નબળી પડતી ગઈ અને પુરૂષે સત્તાવાન બની સ્ત્રીને પોતાનાથી ઉતરતું સ્થાન આપ્યું. એટલે કે ઉત્પાદનના વિકાસક્રમમા જેમ જેમ વધુ ને વધુ વિશિષ્ટતા આવતી ગઇ તેમ તેમ સ્ત્રીને સ્થાને પુરૂષના હાથમા સત્તા આવતી ગઇ અને બધીજ સુસંસ્કૃત જાતિઓનો ઇતિહાસ પિતૃસત્તાક કુટુંબની સ્થાપનાથી શરૂ થયો. સંસ્કૃતિના આ ઉગમકાળમા કુટુંબ રચના, લગ્ન રીતરિવાજો તેમજ સ્ત્રીઓ પ્રત્યેનું વલણ એ બધુંજ પિતૃસત્તાને અનુસરીને ગોઠવાયુ અને સ્ત્રીનુ સ્થાન માતૃસત્તાક કુટુંબોમાં

1. MacIver R M. and Page: Society P. 249

હતું તેથી તદન વિપરીત બની ગયું.[1] એક મત એવો છે કે અપહરણ કરીને લગ્ન કરવાની પ્રથા અસ્તિત્વમાં આવતી ગઇ તેમ, તેમ પિતૃસત્તાક કુટુંબ ઉદ્‌ભવતું ગયું.

**પિતૃમૂલક કુટુંબ :** અત્યારે તો સંસારમાં મોટે ભાગે આવી પિતૃમૂલક કુટુંબવ્યવસ્થા અસ્તિત્વમાં છે. સર હેનરી મેઇનના કહેવા પ્રમાણે કુટુંબવ્યવસ્થાનો ઉદ્‌ભવ થતાં જ પિતૃમૂલક કુટુંબવ્યવસ્થા અસ્તિત્વમાં આવી હતી. તેઓ માતૃમૂલક કુટુંબવ્યવસ્થાનુ અસ્તિત્વ સ્વીકારતા જ નથી. આવા કુટુંબમાં બાપ સર્વસત્તાધીશ હોઈ સત્તાનું કેન્દ્રીકરણ થાય છે, કુટુંબમાં આને લીધે વધુ ઘનિષ્ઠતા આવે છે અને બાપની આજ્ઞાનુસાર બધાં વર્તતાં હોવાથી કૌટુંબિક સ્થિરતાની ભાવના જાગે છે.[2] વળી લગ્ન કરી સ્ત્રીને પોતાના પતિના ઘરમાં રહેવા જવું પડે છે. જ્યાં સ્ત્રી તેનું વ્યક્તિત્વ પતિના કુટુંબ સાથે ભેળવી દે છે. તેને પોતાની મિલ્કત હોતી નથી. પોતાના માતા પિતાને સ્થાને પતિનાં માબાપને પોતાનાં માતાપિતા ગણે છે. પોતાનો ધર્મ, પોતાનો કુળ દેવતા અને પોતાની રહેણીકરણીમાં તેને પતિના ઘર અનુસાર પરિવર્તન કરવું પડે છે. તેનું રક્ષણ તેનો પતિ કરે છે અને તે ન હોય તો દીકરો કરે છે.[3] બાળકો બાપના વંશનું નામ ધારણ કરે છે. મિલકતના વારસામાં મોટો હિસ્સો દીકરાને મળે છે. પુરાણા રોમમાં બાપ તેનાં બાળકોનો -અધિષ્ઠાતા-માલિક હતો. અને તેમને વેચી પણ શકતો. સગાળશાહ શેઠની વાર્તામાં (જે કલ્પિત હશે) ચેલૈયા ઉપરની તેની માલિકી દર્શાવે છે કે આવી કુટુંબવ્યવસ્થામાં કુટુંબનો વડો તેનાં બાળકોનુ ભાવિ નિર્માણ કરતો. બાળકોને પોતાની

૧. L. T. Hobhouse: Morals in Evolution p. 179

૨. A History of the Family as a Social & Educational Institution: W Goodsell

૩ મનુસ્મૃતિ: पिता रक्षति कौमारे, भर्ता रक्षति यौवने । रक्षन्ति स्थविरे पुत्रा न स्त्री स्वातन्त्र्य मर्हति ॥ ९-३

મેળે લગ્નસાથી પસંદ કરી શકવાનો હક્ક રહેતો નહીં, એટલું જ નહીં પણ તેના છોકરાઓ લગ્ન કરે તો તેમની પત્નીઓને પણ આ કુટુંબના વડાની તાબેદારી સ્વીકારવી પડતી.

કુટુંબ વ્યવસ્થાના ઉદ્દભવનાં કારણો તપાસતાં આપણે જોયું હતું કે ઉત્ક્રાંતિવાદમાં માનનારા વિદ્વાનોના મત પ્રમાણે લગ્નસંસ્થાના જુદાજુદા પ્રકારોની અસર કુટુંબવ્યવસ્થા ઉપર પડી છે. તેમના મત અનુસારનો કામચાર અને તેને લગતી કુટુંબવ્યવસ્થાઓ આપણે જોઇ, હવે તેમનો સર્વોચ્ચ લગ્ન પ્રકારને તપાસીયે.

**એકલગ્નપ્રથા ( Monogamy ):**

'એક પુરૂષ અને એક જ સ્ત્રીનુ લગ્ન એકલગ્ન પ્રથા કહેવાય છે. આવા લગ્નોમા સ્ત્રી અને પુરૂષ એક બીજાના જીવતાં બીજું લગ્ન કરી શકતાં નથી વેસ્ટરમાર્ક તો આ પ્રકારના લગ્નને શરૂઆતના લગ્ન તરીકે વર્ણવે છે, જયારે બીજા વિદ્વાનોએ એની ઉત્પત્તિ અંગે શંકા વ્યક્ત કરી છે, પણ એ આદર્શ લગ્ન છે એ તેમણે કબૂલ્યું છે. આવાં લગ્નોવાળા કુટુબોમા સ્ત્રી અને પુરૂષ બન્નેના જીવનનું કેંદ્રસ્થાન બાળક બની રહે છે. તેથી બાળકનું લાલન–પાલન ઘણું સારૂં થઇ શકે છે. વળી સ્ત્રી અને પુરૂષ વચ્ચેનો પ્રેમ પણ વિકસે છે અત્યારે દુનિયાના દરેક દેશમા આ લગ્ન પ્રકાર જોવા મળે છે, કેમ કે સ્ત્રીઓનું વધતું જતું શિક્ષણ, તેમના સામાજિક દરજ્જામાં આવી રહેલી ઉન્નતિ, તેમનું આર્થિક સ્વાતંત્ર્ય અને ન્યાય તેમજ એકતાની વધતી જતી ભાવનાને લીધે એકપત્નીત્વને પ્રોત્સાહન મળે છે.

**બહુલગ્નપ્રથા ( Polygamy ) :**

જયારે એક કરતાં વધુ સ્ત્રીઓનું લગ્ન એક કરતાં વધુ પુરૂષો સાથે થાય ત્યારે તે બહુલગ્ન પ્રથા તરીકે ઓળખાય છે. બહુલગ્નપ્રથાના બે પ્રકાર : બહુ પત્ની પ્રથા અને બહુપતિપ્રથા ( Polygyny and Polyandry ) બહુપત્ની પ્રથા જયા પ્રવર્તતી હોય ત્યાં એક કરતાં

વધુ પત્ની હોય છે. આવી પ્રથા પ્રચલિત થવાના કારણોમાં આર્થિક કારણ મુખ્યત્વે ગણી શકાય જે સમાજમાં સ્ત્રીઓને ઉપયોગ પુરૂષને સહાય કરવામાં એટલે કે અધિક ઉત્પાદન કરવા માટે થતો હોય અથવા જે સમાજમાં પોતાને સહાય કરવા માટે પુરૂષ અધિક બાળકોની અપેક્ષા રાખે ત્યાં બહુપત્નીપ્રથા પ્રચલિત થાય છે. કેટલેક ઠેકાણે છોકરાનો જન્મ ન થતો હોય ત્યાં પણ બહુપત્નીપ્રથા પ્રચલિત હોય છે, વળી જયાં સ્ત્રીઓ ખરીદાઇ શકતી હોય ત્યાં પણ બહુ ભાર્યાનો ચાલ અસ્તિત્વમાં આવે. સ્ત્રીઓની સંખ્યા પુરૂષોની સંખ્યા કરતાં વધી જાય ત્યાં પણ બહુપત્ની પ્રથા અસ્તિત્વમાં આવે છે. આવા કુટુંબોમાં સ્ત્રીઓની સ્થિતિ બહુ ખરાબ હોય છે. આંતરિક દ્વેષને પરિણામે ઉંચા મન રહે છે જેમની અસરો તેમના બાળકો ઉપર અને સરવાળે બહુ ભાર્યાઓ કરનાર પતિ ઉપર પડે છે. એટલા જ માટે કહેવાયું છે કે,

'બહુત વણુજ બહુત બેટિયાં, દો નારી ભરથાર,
ઇતનેકો મત મારીયો, માર રહ્યો કરતાર.'

**બહુપતિ પ્રથા :** સ્ત્રીને એક કરતાં વધુ પતિ હોઇ શકે એ કલ્પના જ આપણને ન આવે, પણ આપણા દેશમાં તોડા લોકોમાં નીલગિરીમાં, મલબારના નાયર લોકોમાં તેમજ હિમાલય તળેટીની લદ્દાક ટોળીઓમાં આવી બહુપતિપ્રથા અસ્તિત્વમાં છે આ પ્રથા અસ્તિત્વમાં આવવાનું મુખ્ય કારણ પુરૂષોની સરખામણીમાં સ્ત્રીઓની અધિક સંખ્યા છે. વળી આર્થિક કારણોને લીધે કે સ્ત્રીને કહેરામણી આપવાની અશક્તિને લીધે ઘણા પુરૂષોને લગ્ન પોસાતું નથી એટલે બે ચાર જણા ભેગા થઇને એક પત્નીને પરણે છે.

આ લગ્નપ્રથાના બે પ્રકાર છે. એક પ્રકારની બહુ પતિપ્રથામાં એક સ્ત્રીને બે કે તેથી વધુ પુરૂષો પરણે છે જે પરસ્પર સગાઇસંબંધથી જોડાયેલા હોતા નથી. બીજા પ્રકારનાં આવા લગ્નોમાં, એક સ્ત્રીને

પરણનાર પુરૂષો ભાઇઓ જ હોય છે જેને આપણે પાંડવ બહુપતિ પ્રથા કહીશું.

**બહિર્વિવાહ ( Exogamy ) અંતર્વિવાહ (Endogamy ) :**

લગ્નથી જોડાનાર વ્યક્તિઓની સંખ્યા અનુસાર લગ્નના પ્રકાર જોયા બાદ, હવે લગ્ન અંગેનાં નિયંત્રણો પ્રમાણે લગ્નના પ્રકાર જોઇશું. આ નિયંત્રણો પતિપત્નીની પસંદગી ઉપર હોય છે જેને અનુસરીને જ તે પોતાનો સાથી મેળવી શકે છે. આવા નિયમો બે પ્રકારના હોય છે. એક બહિર્વિવાહ ( Exogamy ) ના અને બીજો અંતર્વિવાહ ( Endogamy ). જયારે અમુક એક સમૂહ કે ગોત્રની બહાર લગ્ન કરવાની આજ્ઞા સાથે તેવા વર્તુળની અંદર લગ્ન કરવાની મનાઈ કરતો નિયમ હોય ત્યારે તેને બહિર્વિવાહનો નિયમ કહે છે. દાખલા તરીકે કશ્યપગોત્રના બ્રાહ્મણો એ ગોત્રની બહાર જ વિવાહ સંબંધ ગોઠવી શકે છે અને એ ગોત્રની અંદર લગ્ન નિષિદ્ધ ગણાય છે. એ જ પ્રમાણે અમુક એક વર્તુળની અંદર જ લગ્ન કરવાની આજ્ઞા સાથે તેની બહાર લગ્ન કરવાની મનાઇ ફરમાવતા નિયમો અંતર્વિવાહ પ્રથાના નિયમો ગણાય છે. બ્રાહ્મણોએ બ્રાહ્મણમાંજ લગ્ન કરવું એ અંતર્વિવાહ પ્રથાનો નિયમ દર્શાવે છે. બહિર્વિવાહ પ્રથાની કુટુંબ વ્યવસ્થા ઉપર ઘણી સારી અસર થાય છે એમ જણાવતાં ગુડસેલ જણાવે છે કે 'કુટુંબવ્યવસ્થાને લાભદાયી નિવડનારી લગ્ન પ્રથામાં બહિર્લગ્ન પ્રથા પણ ગણાવી જોઇએ, એને લીધે કુટુંબની અંદર અંદર થતાં લગ્નો અટકી જવાથી બહારનું ભિન્ન લોહી આયાત થાય છે, જેથી કુટુંબની લુપ્ત શક્તિઓ ખીલી ઉઠે છે; જયારે અંદર અંદર લગ્ન કરનારી પ્રજાઓની શકિતઓ ધીરે ધીરે ક્ષીણ થતી જાય છે'.[૧] આ પ્રશ્ન પરત્વે આટલો સહેલાઇથી મત આપી દેવો અશકય છે. હજુ

૧ W. Goodsell: The history of Family as a Social and Educational Institution P. 37.

માનવશાસ્ત્રીઓએ તેમજ જીવવિદ્યાશાસ્ત્રીઓએ બહિર્વિવાહ અને અંતર્વિવાહના ફાયદા કે ગેરફાયદા પરત્વે અન્વેષણ પુરૂં કર્યું નથી એટલે કયું નિયંત્રણ કુટુંબવ્યવસ્થાને જૈવિક દૃષ્ટિએ લાભદાયી નીવડે તે કહી શકાય નહીં.

અંતર્વિવાહ પ્રથા સમૂહમાં ધર્માંધતા જન્માવે છે તેમજ સંકુચિત વાડા પણ પેદા કરે છે. ભારતની જ્ઞાતિપ્રથા ટકી રહી છે તે અંતર્વિવાહની પ્રથાને લીધે જ. જો કે હવે આંતરજ્ઞાતીય વિવાહો થવા માંડયા છે એ જ્ઞાતિપ્રથાની નાબુદીનું ચિહ્ન છે કેમ કે આંતરવિવાહનો બોજ તૂટી પડતાં જ્ઞાતિપ્રથાનો મહેલ જમીનદોસ્ત થઇ થશે. [1]

કુટુંબવ્યવસ્થાનો ઉગમ અને તેનો આધાર લગ્નસંસ્થાને લીધે જ છે એ હકીકત ગ્રાહ્ય રાખીને આપણે જુદી જુદી લગ્ન પ્રથાઓ તેમજ તેમને લીધે ઉદ્ભવતાં કુટુંબનાં સ્વરૂપો જોયાં. આપણા અભ્યાસ દરમિયાન એક હકીકત નિષ્પન્ન થઈ કે લગ્ન સંસ્થાની સબળતા એ કુટુંબની સબળતા છે અને લગ્ન સંસ્થાની નિર્બળતાઓ કુટુંબનો હ્રાસ આણે છે. જે સમાજમાં છૂટાછેડા થવા સહેલા હોય તે સમાજની લગ્નભાવના તેમજ તેને લીધે કુટુંબભાવના ક્ષીણ થઇ જાય. જ્યાં કુટુંબ ભાવના ક્ષીણ જોવા મળે ત્યા સામાજિક વિઘટન પણ વિદ્યમાન હોય છે.

ઘણાનો મત છે કે આ જાતની પ્રક્રિયા શરૂ પણ થઈ ગઈ છે અને પહેલાંનાં બહોળાં કુટુંબો તથા તેને લીધે જન્મતી ભાવનાઓ નષ્ટ થતી જાય છે. આ હકીકત સમાજને માટે સારી છે કે નહી તે અલગ પ્રશ્ન છે; આપણે તો ફક્ત આ પ્રક્રિયાને સમજવા યત્ન કરીશું.

સંયુક્ત કુટુંબ : કુટુંબ વ્યવસ્થાની વ્યાખ્યા કરતાં, આપણે જોયું હતું કે તેમાં રહેનારા સભ્યોની સંખ્યા નિશ્ચિત કરવી સરળ નથી. જો કે દરેક સમયે તે મર્યાદિત રહી છે. જે કુટુંબમાં એક પુરૂષ, એક

૧ Desai A. R.: Social Background of Indian Nationalism. P. 239.

સ્ત્રી અને તેમનાં નાનાં બાળકો હોય તે વ્યક્તિગત ( Individual ) કુટુંબ કહેવાય છે કેમકે તેમાં રહેનારાં તદ્દન નજીકનાં સગાં હોય છે અને તેમાં બીજાઓની ગણના થતી નથી. આવું કુટુંબ આર્થિક રીતે સ્વતંત્ર હોય છે જેથી તેની મિલકત એ કુટુંબના સભ્યોજ વાપરે છે. આનાથી ભિન્ન પ્રકારનું કુટુંબ સંયુકત કે અવિભક્ત (Joint) અથવા વિસ્તૃત (Extended) કુટુંબ કહેવાય છે. સંયુકત અને અવિભકત કુટુંબમાં રહેનારાં એકજ કૌટુંબિક વડાની દેખરેખ હેઠળ રહી તેની આમાન્યા જાળવે છે. વળી આવા સભ્યો આર્થિક દ્રષ્ટિએ સંયુકત હોય છે જેથી બધાની કમાણી મજિયારી ગણાય છે અને તેવા આમાન્ય ભંડોળમાંથી સૌ કોઇ ખર્ચ કરે છે. સંયુકત કુટુંબની પિતૃદત્ત મિલ્કતપર કુટુંબના સભ્યોનો હક્ક દાવો રહે છે. આવા કુટુંબના સભ્યો એકજ ગોત્રમા, એકજ કુળદેવતામાં અને ઘણુખરૂં એકજ ધર્મમા માનતા હોય છે અને ભેગા રહેતા હોય છે.

વિસ્તૃત ( Extended ) કુટુંબમાં ઉપરની વિશિષ્ટતાઓ હોય છે જ, ફકત એના સભ્યો આર્થિક રીતે સંકળાયેલા હોવા છતાં જુદાં રહેતા હોય છે, મોટે ભાગે જુદા જુદા ગામોમાં. આપણા તરફ આવું ઘણીવાર બને છે. એકાદ કુટુંબનો કોઇ સભ્ય નોકરી ધંધા અર્થે બહારગામ રહેતો હોય પણ બીજી રીતે બધો વહેવાર મજિયારો ચાલે તો તે વિસ્તૃત કુટુંબ કહેવાય. સંયુકત કુટુંબમા રહેનારા સભ્યો એક સાથે રહેતા હોવાને લીધે આર્થિક દ્રષ્ટિએ ઘણો બચાવ થાય છે. જુદા જુદા કુટુંબોના ખર્ચ જુદા જુદા થતાં વધી જાય છે અને તેથીજ કહેવાય છે કે ' બે ચૂલે બમણો વરો. ' પણ સંયુકત કુટુંબમા ઉલટ આર્થિક લાભ થાય છે. વળી કમાનારા વધુ હોય તો અશકત, માંદાં, અને બાળકોની કાળજી વધુ લઇ શકાય છે. સંયુકત કુટુંબ સહકારની ભાવના ઉપર નભે છે એટલે તેમાં રહેનારાઓની નિ:સ્વાર્થપરાયણતા અને તેમનું પરોપકારીપણું આપોઆપ કેળવાય છે.

પણ આવા કુટુંબની સામે એમ પણ કહેવાયું છે કે સંયુકત કુટુંબમાં રહેનારાંઓમાં જો કમાનાર થોડા અને ખાનાર ઘણાં હોય તો સરવાળે એક કે બે જણ પર ઘણો બોજો આવી જાય છે. વળી કેટલાક બેઠાખાઉ લોકોની આળસવૃત્તિને સંયુકત કુટુંબમાં ઉત્તેજન મળે છે. સંયુકત કુટુંબમાં માનસિક દ્રષ્ટિએ બે પેઢીઓ વચ્ચેનું અંતર ઘણુ હોય છે એટલે નવા વિચારોને અમલમાં મૂકવાનો મોકો યુવાન વર્ગને મળતો નથી જેથી એમનું જીવન કુંઠિત થઇ જાય છે એટલુંજ નહિ પણ સંયુક્ત કુટુંબમાં પ્રવર્તતા વિચારભેદને પરિણામે એ કુટુંબજ ધીરેધીરે ભાંગતું જાય છે.[૧]

સંયુક્ત અથવા અવિભક્ત કુટુંબ ખેતી પ્રધાન દેશોમાં મુખ્યત્વે જોવા મળે છે: ખેતીના કામમાં જોડાયા હોવાથી સૌને જમીનમાં સરખો રસ હોય છે, તેમજ સૌ કોઈ જમીનને પોતાની ગણી કામ કરે છે. હવે જ્યાં જમીન ઉપરના ખાનગી માલિકી હક્કો જવા બેઠા છે ત્યાં એની સાથે સંકળાયેલું સંયુક્ત કુટુંબ કેટલો વખત નભી શકશે એ એક પ્રશ્ન છે.

ભારતનું હિંદુ સંયુક્ત કુટુંબ : સંયુકત કુટુંબનો આવિષ્કાર ખેતી પ્રધાન દેશોમાં થાય છે એ હકીકત સાથે આપણે ભારતની હિંદુ કુટુંબ વ્યવસ્થાને સાંકળિયે તો ભારતમાં આધુનિક કાળમાં સંયુકત કુટુંબનું શું સ્વરૂપ છે એ જોવું આવશ્યક બને છે. અત્યારના સમયમાં ભારતમાં હિંદુ સંયુક્ત કુટુંબ વ્યવસ્થામાં પરિવર્તન થઇ રહ્યું છે એવો ઘણા વિદ્વાનોનો અભિપ્રાય છે. એ અંગે લખતાં ડૉ. કાપડીઆ જણાવે છે, ' ભારતીય સમાજવ્યવસ્થામાં આવી રહેલા પરિવર્તનોને લીધે આપણું સંયુક્ત કુટુંબ પરિવર્તિત થઇ રહ્યુ છે'.[૨] એવું પરિવર્તન આણનારાં પરિબળો આપણે તપાસીશું.

૧. સરોજિની મહેતા : ગુજરાતની લગ્ન વ્યવસ્થા અને કુટુંબ વ્યવસ્થા : પાન ૨૨૯

૨ Kapadia K. M : Marriage and Family in India.

**અંગ્રેજી સત્તાની અસર :** હિંદુ સંયુકત કુટુંબ પર અસર કરનારૂ મોટું પરિબળ તે ભારતમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના ગણાવી શકાય. અંગ્રેજોની સાથે આપણા દેશમાં તેમની વિચારસરણી, તેમની સામાજિક અને રાજકીય સમાનતાની માન્યતા તેમજ મૂડીવાદી અર્થ-રચના આવી. તેમના દેશમાં આપણા જેવી જ્ઞાતિ પ્રથા નથી એટલે તેમની વિચારસરણીને લીધે આ જ્ઞાતિ પ્રથાને પણ અસર થઇ છે. ભારતની નવી પ્રજા પર સ્વતંત્ર કુટુંબ વ્યવસ્થાની અસર પડી અને તેનું અનુકરણ થવા લાગ્યું. વળી અંગ્રેજી શિક્ષણને લીધે કુટુંબની બે પેઢીઓના વિચારોમાં ભેદ પડતો ગયો અને યુવાનવર્ગના મનમાં વ્યક્તિવાદનો તેમજ સ્વતંત્રતાનો ખ્યાલ આવતાં તેમણે વડીલો સાથે રહેવા કરતાં જુદા રહેવાનું પસંદ કરવા માંડયું છે. આ બધી અસરો આડકતરી પણ ચોકકસ રીતે પડી છે એ નિઃશંક છે.

**આર્થિક પરિવર્તનની અસર :** કુટુંબ હવે સ્વાયત્ત એકમ નહીં હોવાથી તેનું બંધારણ એકત્રિત રહેતુ નથી. ખેતી અને નાના ગૃહઉદ્યોગોને લીધે કુટુંબનાં સૌ કોઇ એકત્વની ભાવનાથી એક સાથે રહેતાં હતાં. પણ હવે આવકનું સાધન એકલી ખેતી નથી–નાના ઉદ્યોગો પણ પડી ભાંગ્યા છે કેમકે હવે ઉત્પાદન મોટા પાયા પર થવા લાગ્યું છે. વળી મોટા પાયા પરના ઉત્પાદનને કારણે કુટુંબનાં ઘણાં માણસોને સ્થળાતર કરવું પડે છે. સ્થળાતરને લીધે એકજ કુટુંબનાં માણસો જુદી જુદી સામાજિક અસરો હેઠળ આવે છે અને તેમના સંબંધો નવા સામાજિક સ્વરૂપો લે છે. જુદાં રહેવાને લીધે તેમનાથી કુટુંબના સામાન્ય ભંડોળમાં ફાળો આપી શકાતો નથી–એટલી એમની આવક હોતી નથી.

**નવાં મૂલ્યાંકનોની અસર :** વૈજ્ઞાનિક શોધો તથા બદલાતા અર્થકારણને લીધે લોકોનાં મૂલ્યો બદલાયાં છે. સ્ત્રી અને પુરૂષનું લગ્ન પ્રજોત્પત્તિ માટે નહીં પણ વ્યક્તિત્વના વિકાસના પગલારૂપ મનાય

છે, એટલે લગ્નમાં પ્રેમને તથા કુટુંબમાં સમાનતાને પ્રાધાન્ય અપાય છે. કૌટુંબિક આદર્શો ગૌણ બની ગયા છે, એટલે દશરથના શબ્દ પર રાજ્ય છોડનાર રામ કે ચેલૈયાને ખાંડી આપનાર શગાળશાનું મહત્ત્વ વાર્તાના નાયકો જેટલું જ રહી ગયું છે.

સ્ત્રીસ્વાતંત્ર્ય અને સમાનતાની ભાવનાને લીધે તથા મોડાં લગ્ન થતાં હોવાને લીધે સ્ત્રીઓ શિક્ષણ મેળવી આર્થિક રીતે પગભર બનવા શક્તિમાન થની જાય છે એટલે હવે તેમને કુટુંબ પરજ આધાર રાખવો પડતો નથી. વળી લગ્ન બાદ પણ સ્ત્રીઓ નોકરી કરી સાસરિયાંની ઓશિયાળી સ્થિતિમાંથી મુક્ત થઇ શકે છે–સમય આવ્યે જુદાં થવાની તૈયારી રાખે છે. પ્રાધ્યાપક મર્ચંટના અભ્યાસ પરથી નિષ્પન્ન થયું છે કે પુરૂષોના કરતાં સ્ત્રીઓને સંયુક્ત કુટુંબમાં રહેવું ઓછું પસંદ પડે છે; સાસુ વહુ તથા નણંદ ભોજાઇના ઝઘડા હવે તેમને અસહ્ય લાગે છે એટલે તેમને સંયુક્ત કુટુંબ પ્રત્યે પુરૂષોના કરતાં વધુ રોષ છે.

સંતતિનિયમનની શોધ અને તેના પ્રચારને લીધે કુટુંબવ્યવસ્થા એકલી પ્રજોત્પત્તિનું સ્થાન ન રહેતાં વ્યક્તિના વિકસનું સ્થાન બની છે. ઉજળિયાત વર્ગનાં કુટુંબોનું કદ ઘટતું જાય છે. જો સંતતિ-નિયમનની સફળ પદ્ધતિ શોધાશે તો સ્ત્રી અને પુરૂષના જાતીય સંબંધો લગ્ન કર્યા વિના ચાલુ રહી શકશે તેમજ તેમને પ્રજોત્પત્તિના કાર્યમાંથી છૂટકારો મળશે એટલે તેમને કુટુંબનુ બંધન સહેવું નહીં પડે એમ મનાય છે.

રાજ્યનો હસ્તક્ષેપ પણ કુટુંબમાં થવા લાગ્યો છે તથા કુટુંબની કેટલીક જવાબદારીઓ રાજ્યે ઉપાડી લેવા માંડી છે· રાજ્યના દવાખાનામાં બાળજન્મ થઇ શકે છે, રાજ્યના બાળમંદિરમાં તે ભણી શકે છે અને વળી રાજ્યસંચાલિત ઉદ્યોગમાં જોડાઇ તે ભરણપોષણ કરી શકે છે.

કુટુંબ-વ્યવસ્થાની આ પલટાતી જતી પરિસ્થિતિમાં ભાવિ પ્રજાનું શ્રેય થશે કે કેમ એ એક પ્રશ્ન છે. એક ઉર્દૂ કવિએ તો નિરાશાજનક સૂર કાઢતાં કહી નાખ્યું છે કે,

તિફલમેં કયા બૂ આયે માંબાપ કે એતબારકી
દૂધ તો ડિબ્બેકા હૈ, તાલીમ હૈ સરકારકી.[1]

પરંતુ કુટુંબ એક સંગઠન તરીકે ટકી રહેશેજ. વ્યક્તિને કુદરતી રીતે જ સમાજમાં રહ્યા સિવાય ચાલી શકે તેમ નથી. તે અર્થે તેને કાંઇ ને કાંઇ બંધનો સ્વીકારવાંજ પડશે. આવાં બંધનોનો સ્વીકાર થવાને લીધે એક યા બીજાસ્વરૂપે કુટુંબવ્યવસ્થા ચાલુ રહેશે જ એ નિર્વિવાદ છે.

1. બાળકમાં માબાપના સંસ્કાર ક્યાંથી આવે ? એને દૂધ મળે ડબ્બાનું છે અને શિક્ષણ આપે છે સરકાર !'

# પાયાની સામાજિક વ્યવસ્થાઓ

## (૨)

### રાજ્ય

**રાજ્યનું આધિપત્ય**

સામાજિક વ્યવસ્થાઓના માળખામાં કુટુંબના જેટલીજ પાયાની પણ તેના કરતાં વધુ વિશાળ સત્તા ધરાવનારી બીજી સામાજિક વ્યવસ્થા તે રાજ્ય છે. રાજ્યનું કાર્ય તેના બંધારણ પ્રમાણે કાયદાને અનુસરીને સરકાર ચલાવે છે. બંધારણ, કાયદો અને સરકાર એ ત્રણે એક બીજા સાથે સંકળાયેલાં હોઈ તેમની આંતરક્રિયામાંથી એક પ્રકારની વ્યવસ્થા ઉદ્‌ભવે છે. આ વ્યવસ્થાને આપણે રાજ્યવ્યવસ્થા કહીશું; એની અંતર્ગત વ્યક્તિનું આખુંયે જીવન વ્યતિત થાય છે અને વ્યક્તિના જીવનને રાજ્યવ્યવસ્થા સીધી તેમજ આડકતરી રીતે અસર કર્યાં કરે છે.

વ્યક્તિનો જન્મ ન થયો હોય અને તે માતાના પેટમાં હોય ત્યારથી રાજ્ય વ્યવસ્થા કાયદા દ્વારા તેનું રક્ષણ કરે છે. જન્મબાદ વ્યક્તિ ઉપર તેનાં જન્મદાતા માતાપિતાના કરતાં રાજ્યનો હક્ક વિશેષ હોય છે. વળી વ્યક્તિએ શું ખાવું અને શું ન ખાવું એ કટોકટીકાળમાં રાજ્ય દ્વારા નક્કી થાય છે, એતો આપણે માપબંધીના સમયમાં અનુભવ્યું છે. વ્યક્તિનું શિક્ષણ કયા પ્રકારનું હોવું જોઇએ

તે પણ રાજ્ય-વ્યવસ્થા ઠરાવી આપે છે. કોણે કયારે પરણવું અને કયા ન પરણવું એના નિયમો પણ રાજ્ય યવસ્થા ઠરાવે છે. અને વ્યક્તિએ કયા વ્યવસાય કરવા અને ન કરવા તે પણ રાજ્યની મુનસફી પર નિર્ભર છે. રાજ્ય યવસ્થા આમ વ્યક્તિના જીવનના ઘણા અંગોને આવરી લે છે એટલુંજ નહી પણ તેની આજ્ઞાઓનો ભગ કરનારને તે સજા કરી શકે છે અને તેને યોગ્ય જણાયતો વ્યક્તિનો જીવ પણ તે લઈ શકે છે. નવાઇ તો એ છે કે વ્યક્તિના જીવન ઉપર એને સ્વયં હક્ક નથી-અને તેથી રાજયવ્યવસ્થાએ કાયદા દ્વારા આત્મહત્યા ઉપર પ્રતિબંધ મુકયો છે !

### રાજ્ય એક સંગઠન :

વ્યક્તિના જીવનના આટલા બધા પાસાને સ્પર્શતુ હોવા છતા તેમજ આટલું બધું સત્તાધારી હોવા છતા, રાજ્ય, સમાજ જેટલું વિશાળ નથી એને સમાજ સમગ્ર સાથે સરખાવી શકાય નહીં. એનુ કાર્યક્ષેત્ર બહોળુ છે, એ ખરૂં, પણ તેમ છતા એ સમાજમા આવેલા બીજા સંગઠનો જેવું જ એક સગઠન છે અને તેની ગણત્રી એક સગઠન તરીકે જ થઈ શકે[1].

સગઠનની વ્યાખ્યા તપાસતી વખતે આપણે જોયું હતુ કે કેટલાક હિતોની પ્રાપ્તિ અર્થે કેટલીક વ્યવસ્થિત પદ્ધતિઓ અનુસરાય છે અને તેને લીધે સંગઠનનો ઉદ્ભવ થાય છે. આવુ દરેક સંગઠન એક યા બીજું નિશ્ચિત હિત પ્રાપ્ત કરવા યોજાય છે, જેમ કે વિશ્વ-વિદ્યાલય એ માણસના ચોક્કસ પ્રકારના માનસિક હિતોની પ્રાપ્તિ અર્થે અસ્તિત્વમા આવે છે. તેજ પ્રમાણે વ્યાપારી પેઢી કે મજુરમંડળ ચોક્કસ પ્રકારના આર્થિક હિતોને લીધે રચાય છે. આ બધા હિતો વ્યવસ્થિત રીતે, સગઠન રચીને પ્રાપ્ત કરવામા સુગમતા પડે છે. સૌના હિતો સમાન હોય પણ તે બધા અલગ અલગ રીતે મહેનત કરે

1. R M. MacIver: Elements of Social Science p 68,69

તેને બદલે શ્રમવિસાજન કરીને સહકારની ભાવના કેળવી પોતાનું સમાન ધ્યેય સામાન્ય રીતે એક સાથે પ્રાપ્ત કરે તે અર્થે તેમનું સંગઠન રચવામા આવે છે. આવા ઘણા બધા સંગઠનો સમાજમા કાર્ય કરે છે અને રાજ્યને આ અર્થમાજ એવું એક સંગઠન ગણાવવામા આવ્યું છે. એના જુદા જુદા અંગો એટલે તેની સરકાર અને તેમા કામ કરતા નાના મોટા અમલદારો તથા સરકારે રચનારા મતદારો એ સૌ એક યા બીજા પ્રકારનો હેતુ સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે. પરંતુ જે સામાન્ય હિતોની પ્રાપ્તિ રાજ્યદ્વારા થાય છે તે વિશિષ્ટ પ્રકારનાં તેમજ અગત્યના છે. આવા વિશિષ્ટ પ્રકારના તેમજ અગત્યના હિતોની પ્રાપ્તિ અર્થે રચાયેલું સંગઠન રાજ્ય હોવાને લીધે તેની વિશિષ્ટતા તેમજ તેની અગત્યતા વિશેષ બની જાય છે, પણ તેથી કાઇ સમગ્ર સમાજની બરોબરી રાજ્ય કરી શકે નહી. એટલુંજ નહીં, પણ તેનું અસ્તિત્વ સમાજમાજ અને સમાજને લીધે જ ટકી રહે છે અને કેટલીક વાર તો તેનુ સ્વરૂપ પણ સમાજ બદલી શકે છે

**રાજ્યની મર્યાદાઓ :** માનવીના સામાજિક જીવનની એવી ઘણી બાબતો છે જેને રાજ્ય સ્પર્શી શકતું નથી, એવા કેટલાક રિવાજો છે જે રાજ્યની અસરમાથી મુક્ત છે જેમ કે, વડીલોને માન આપવાનો સામાજિક શિરસ્તો એની ઉપર રાજ્યનું દબાણ હોઈ શકે નહી. તે પ્રમાણે, માનવીના વ્યક્તિગત ખ્યાલો અને તેની પ્રેમ, મૈત્રી અને કૌટુંબિક જીવનની ભાવનાઓ સાથે રાજ્યને કાઇજ નિસ્બત નથી. આ બધી સામાજિક ભાવનાઓ તેમજ આ બધા સામાજિક ખ્યાલોમા જો રાજ્ય દખલગીરી કરવા જાય અને બીજાં સામાજિક સંગઠનોનુ કામ પોતાને માથે ઉપાડી લેવાનો પ્રયત્ન કરે, તો તેને જબરજસ્ત નિષ્ફળતા મળે એ તો ઇતિહાસસિદ્ધ હકીકત છે એ બીજા સંગઠનો પર દેખરેખ રાખી શકે, પણ તેમનુ કાર્ય ઉપાડી લેવાની ક્ષમતા તેનામા નથીજ એ કુટુંબનુ કે

સંપ્રદાયનું સ્થાન ઝુંટવી શકે નહીં, અને એવા પ્રયત્નો કરવામાં આજ સુધી કોઇ રાજ્યને ફતેહ મળી નથી. એનું કાર્યક્ષેત્ર વિશાળ છે એ ખરૂં, એ જે કાર્યો કરે છે એ ઘણાં અગત્યનાં છે એ પણ ખરૂં; પણ જો એમાં ક્ષતિ આવે અને જો રાજ્ય માનવીના જીવનનાં સામાન્ય હિતો પ્રાપ્ત કરવામાં શિથિલ થઇ જાય તો સમાજ તેને પરિવર્તિત કરી નાખે એ નિર્વિવાદ છે. આ બધાં કારણોસર રાજ્યને આપણે સમાજના એક ભાગ તરીકે-સમાજની અસર હેઠળ આવેલા એક સંગઠન તરીકે-ગણ્યું છે અને તેથી આપણે તેનો અભ્યાસ સમાજ-શાસ્ત્રની દૃષ્ટિએજ કરીશું.

રાજ્યની વ્યાખ્યા : રાજ્યની વ્યાખ્યા જુદા જુદા વિદ્વાનોએ પોતપોતાની દ્રષ્ટિએ કરી છે. એ બધી વ્યાખ્યાઓનો સમન્વય કરીએ તો રાજ્યની વ્યાખ્યા આ પ્રમાણે તારવી શકાય : ' જ્યારે ઘણાં માણસોનો સમૂહ કાયમને માટે અમુક એક નિશ્ચિત વિસ્તારમાં રહેતો હોય અને પોતાનો આંતરિક વ્યવહાર બંધારણ ઘડી, કાયદાને અનુસરી, સરકાર દ્વારા ચલાવતો હોય ત્યારે તે સમૂહ રાજ્યને નામે ઓળખાય છે. ' આ સમૂહની અંતર્ગત રાજ્યની સત્તા અપરંપાર હોય છે અને તેની બહારની બીજી કોઇ સત્તાને તે સ્વીકારશે નહીં. એટલે કે રાજ્યનો વિસ્તાર નક્કી થએલો હોય છે જેની અંદર માણસોનો સમૂહ (વસ્તી) વસવાટ કરે છે તેમજ તે સમૂહની અંદર રાજ્યની ઇચ્છા કાયદા દ્વારા પ્રદર્શિત થાય છે અને સરકાર દ્વારા તેનો અમલ થાય છે. વળી આવા સમૂહના લોકો આંતરિક તથા બાહ્ય દષ્ટિએ સાર્વભૌમત્વ ધરાવતા હોય છે. આ બધાં રાજ્યનાં અગત્યનાં લક્ષણો છે. એ સૌનો સમન્વય સધાય તોજ રાજ્ય અસ્તિત્વમાં આવે; એમાંનું એક પણ જ્યાં ન હોય તે સમૂહ રાજ્ય તરીકે ઓળખાશે નહીં. અલબત્ત આ બધાં લક્ષણો એકલાં અને અલગ રીતે જોઇએ તો તે કાઇ રાજ્ય તરીકે ગણાવી શકાય નહીં. માણસોનો સમૂહ એટલે કે વસ્તી, વિસ્તાર, કાયદો, સરકાર, અને બંધારણ

એમાંના એકેય ને સ્વતંત્ર રીતે રાજ્યની ગણનામાં ન લેખાય, પણ એ બધાં ભેગાં થતાં જે રાજકીય એકતા અને વ્યવસ્થા ઉદ્દભવે તેને રાજ્ય તરીકે ઓળખાવી શકાય. એટલે રાજ્યનો સમગ્ર ખ્યાલ મેળવવા માટે આપણે આ બધાં લક્ષણોને વિગતવાર તપાસીશું.

## રાજ્યનાં લક્ષણો :

**વસ્તી :** લોકોનો સમૂહ હોય ત્યાં લોકોને લીધે અને તેમના દ્વારા જ રાજ્ય અસ્તિત્વમાં આવે. જ્યાં માણસોનો વસવાટ જ ન હોય તેવો ઉજ્જડ વિસ્તાર રાજ્ય તરીકે ઓળખાવી શકાય નહીં. એટલે રાજ્યનું એક મહત્વનું લક્ષણ તે તેની વસ્તી છે. વસ્તીની ગણનામાં રાજ્યના નાગરિકો અને પરદેશીઓનો સમાવેશ થાય છે. પણ નાગરિકો રાજ્યના ભાગ તરીકે, રાજ્યના સભ્ય તરીકે ગણાય છે. અને તેથી રાજ્યના સભ્ય તરીકેના બધા હકો તેમને મળે છે, જ્યારે પરદેશીઓને આવા હકો મળતા નથી, સિવાય કે તેમનું રક્ષણ.

વસ્તી કેટલી હોવી જોઇએ એની સંખ્યા નિશ્ચિત થઇ શકે નહીં. એરિસ્ટોટલની માન્યતા પ્રમાણે વસ્તી એટલી મોટી હોવી જોઇએ કે તે સ્વાવલંબી બની શકે અને તે એટલી નાની હોવી જોઇએ કે તેમાં રાજ્ય ચલાવી શકાય. જો કે વસ્તી નાની હોય કે મોટી તેથી રાજ્યને રાજ્ય કહેવામાં ફરક પડતો નથી. પણ વસ્તીની સંખ્યાની અસર રાજ્ય ઉપર આડકતરી રીતે પડે છે. દૃષ્ટાંતે ને લૂસકે વધતી વસ્તીવાળાં રાજ્યોમાં ઉત્પાદન વધારવું પડે છે અને વસ્તી વાપરી શકે તેના કરતાં વિશેષ ચીજ વસ્તુઓનું ઉત્પાદન થાય તો તેને વેચવા માટે બીજા વિસ્તારો કબજે કરવાનો મોહ લોકોમાં જાગતાં સામ્રાજ્યવાદ ફેલાય છે. તે જ પ્રમાણે નાની વસ્તીવાળાં રાજ્યોને આર્થિક દૃષ્ટિએ તેમજ સંરક્ષણ માટે બીજાં રાજ્યો ઉપર આધાર રાખવો પડે છે.

**નિશ્ચિત વિસ્તાર :** રાજ્યનું બીજું લક્ષણ તે તેનો વિસ્તાર છે. દરેક રાજ્યની હદ નિશ્ચિત થયેલી હોય છે; જ્યાં વિસ્તાર નિશ્ચિત ન

હોય ત્યા રાજ્યનું અસ્તિત્વ ન હોઇ શકે. જો કે ઇતિહાસ પરથી જણાય છે કે આદિ માનવસમાજમા ભટકતા લોકોનાં ટોળાં નિશ્ચિત વિસ્તારમા જથુ રહેતા ન હતા અને તેમના સમૂહને રાજ્ય તરીકે ઓળખાવી શકાય નહીં. પણ જ્યારે તેમણે અમુક એક વિસ્તારમા કાયમનો વસવાટ કરી તેમનો વ્યવહાર શરૂ કર્યો હશે ત્યારથી રાજ્ય સત્તાનો ઉદ્ભવ થયો ગણાય. એટલેજ આ લક્ષણને મહત્ત્વનું ગણાવ્યું છે રાજ્યનો વિસ્તાર કેટલો હોવો જોઇએ એનું કોઇ ચોક્કસ ધોરણ નથી: નેપાળ જેટલો નાનો હોય કે ભારત કે આફ્રિકા જેટલો વિશાળ વિસ્તાર હોય એનુ કાઇ મહત્ત્વ નથી. મહત્ત્વ છે મર્યાદિત થયેલા વિસ્તારનું આવો વિસ્તાર એક યા બીજા રાજ્યની હદમા ગણાય છે અને તે અનુસાર ત્યા શાસન ચાલે છે. જો કે રાજ્યનો વિસ્તાર નાનો હોય તો ત્યાની વસ્તી રાજ્યકારભારમા પ્રત્યક્ષ રસ લઇ શકે. વળી માનવીની પ્રગતિમા તથા તેની સંસ્કૃતિમા નાના વિસ્તારવાળા રાજ્યોએ ભૂતકાળમા ઠીક ઠીક ફાળો આપ્યો છે.

સરકાર: રાજ્યનો વિસ્તાર નિશ્ચિત થાય અને તેમા લોકો વસતા હોય એટલે તેમના દૈનિક વ્યવહારને ચલાવવા માટે કોઇક સંસ્થાની આવશ્યકતા ઉભી થાય છે. આવી સંસ્થા સ્થાપિત થાય ત્યારેજ રાજ્યની ઇચ્છાઓનો અમલ કરવાનું સુગમ પડે. આ સંસ્થા સરકાર છે જે રાજ્યનું સંચાલન કરે છે અને તેમા કાયદો અને વ્યવસ્થા ટકાવી રાખે છે આ કાર્ય માટે સરકારનું ત્રણ વિભાગોમા વિભાજન થયુ હોય છે જે કારોબારી, ધારાકીય અને ન્યાય વિભાગ તરીકે ઓળખાય છે. આ ત્રણે અંગો સરકારસંસ્થાની અંતર્ગત પેટા સંસ્થાઓ છે અને તે પરસ્પરાવલંબી હોઇ રાજ્ય સંચાલનની પદ્ધતિ નિર્માણ કરે છે. રાજ્ય અને સરકાર આ દષ્ટિએ ભિન્ન ગણાવા જોઇએ. રાજ્યને આપણે સંગઠન તરીકે ગણ્યુ છે અને તેના સંચાલન માટેની પદ્ધતિ–સંસ્થા–ને સરકાર ગણી છે. એટલે રાજ્ય તથા સરકાર બંને વચ્ચેનો ભેદ સ્પષ્ટ થવો જોઇએ. વળી જેમ દરેક સંસ્થાનુ સ્વરૂપ

વખત જતાં બદલાય છે તેમ સરકારનું સ્વરૂપ પણ સતત ફેરફાર પામ્યા કરે છે એ હકીકત પણ નોંધવી ઘટે.

**સાર્વભૌમત્વ : આંતરિક :** રાજ્યની વ્યાખ્યા કરતાં આપણે જોયું હતું કે એની સત્તા સમૂહની અંતર્ગત અપરંપાર હોય છે. જો આ લક્ષણ ન હોય તો તેની ગણના રાજ્ય તરીકે થઇ શકે નહીં. સમૂહની અંતર્ગત એની સત્તા અપરંપાર હોવાને માટે આંતરિક એકતાની જરૂર પડે છે. આ આંતરિક ઐક્યને લીધે રાજ્યની અંદર રહેતા સૌની ઉપર કાનૂનદ્વારા રાજ્યની ઈચ્છાઓનું વર્ચસ્વ સ્થાપિત થાય છે. આ કાનૂન સૌના જીવનને એક સરખી રીતે અસર કરે છે અને તેમાંથી કોઇ બાકાત નથી. રાજ્યની ઇચ્છાને વશ ન થનારને રાજ્ય બળજબરીથી વશ રાખે છે અને તેને સજા પણ કરી શકે છે.

રાજ્ય આમ બળજબરી વાપરી શકે છે એટલે જ એને બીજાં સંગઠનોની સરખામણીમાં પ્રાધાન્ય આપવામાં આવે છે બીજાં સંગઠનોનો કોઈ સભ્ય તેના નિયમોનું ઉલ્લંઘન કરે તો તેનો દંડ કરવામાં આવે છે. અથવા કવચિત્ તેને સભ્યપદેથી દૂર કરવામાં આવે છે. વળી આવી ભૂલ કરનાર સભ્ય પોતાની મેળે રાજીનામું આપીને સંગઠનમાંથી છૂટો થઇ શકે છે દા. ત. કોઇ દાક્તરોના મંડળનો સભ્ય મંડળના ધારાધોરણોનું ઉલ્લઘન કરીને કાંઇ કરે તો તેની પાસેથી મંડળ દંડ લે છે, અથવા તો તેને સભ્યપદેથી દૂર કરી તેની કેટલીક વિશિષ્ઠ લાયકાતો ઝૂંટવી લે છે, અથવા તેને રાજીનામું આપી મંડળમાંથી છુટા થવાની ફરજ પાડે છે. આવો બરતરફ થએલો સભ્ય પોતાનું નવું મંડળ પણ સ્થાપી શકે છે જ્યારે રાજ્ય એના નિયમોના ઉલ્લંઘનને ગુના તરીકે પણ ગણે છે અને એવું કરનાર સભ્યને તેના ગુના માટે શિક્ષા કરે છે. પણ એનુ સભ્યપદ રાજ્ય છીનવી લેતું નથી કે નથી એને રાજ્યમાથી છુટો થવાની રજા આપતું. એ તો નિયમોના ઉલ્લંઘનને ગંભીર ગુનો ગણી તેની સજા કરવામાં જ પોતાનું

આંતરિક સાર્વભૌમત્વ સિદ્ધ થયું ગણે છે.[૧] પણ રાજ્યના આ આંતરિક સાર્વભૌમત્વને મર્યાદાઓ હોય છે. આપણે આગળ જોયું હતુ તેમ માનવીના માનસિક વ્યાપારોનું નિયંત્રણ રાજ્ય કરી શકે નહિ તેમજ માનવીની ભાવનાઓ તેમજ તેના સંસ્કારો ઉપર રાજ્યની બળજબરી ચાલી શકતી નથી. આ હકીકત રાજ્યનાં કાર્યો અને તેનું ઔચિત્ય તપાસતી વખતે આપણે આગળ ઉપર જોઇશું.

**સાર્વભૌમત્વ : બાહ્ય :** જેટલી આનરિક સાર્વભૌમત્વની આવશ્યકતા રાજ્યની રચનામા છે તેના કરતા વધુ આવશ્યકતા બાહ્ય સાર્વભૌમત્વની છે. જો રાજ્ય બહારની બીજી કોઇ સત્તાને આધીન બને તો તેનું રાજ્ય તરીકેનું અસ્તિત્વ નષ્ટ થઇ જાય છે અને તે બીજા રાજ્યનો પેટા વિભાગ બની જાય છે. એટલે રાજ્ય પોતાના કાનૂન રચવામા અને પોતાના સભ્યોનું સરકાર દ્વારા સંચાલન કરવામા તેમજ પોતાનું સ્વરૂપ બદલવામા સ્વાયત્ત હોય છેઃ એ બહારની દખલગીરી નિભાવી લેતુ નથી. આ લક્ષણની વધુ ચર્ચા અહીં અસ્થાને છે કેમ કે એ રાજનીતિશાસ્ત્ર તેમજ આતરરાષ્ટ્રીય કાનૂનના અભ્યાસની અ તગર્ત આવતો વિષય છે.

**બ ધારણ :** રાજ્યનો રચના થતા સરકારની આવશ્યકતા પડે છે. સરકારનુ સ્વરૂપ બ ધારણ દ્વારા નિશ્ચિત થાય છે. બંધારણ આ રીતે રાજ્યનું સ ચાલન કરવા માટેના ધારાધોરણો અને દોરવણી પૂરાં પાડે છે. બ ધારણની વ્યાખ્યા કરતા જેટેલે જણાવ્યું છે કે રાજ્ય અને તેના પ્રજાજનો વચ્ચેના કાયદેસરના સંબંધો નિશ્ચિત કરવા માટે જે આદર્શો અને સિદ્ધાતો નક્કી કરવામા આવે છે તે સૌનો સમન્વય બંધારણમા થાય છે.[૨] બંધારણ લેખિત હોઇ શકે અથવા તો તે ધારાપોથીમા લખ્યા વગરનું ફક્ત પરંપરાગત હોઈ શકે. વળી તે સહેલાઇથી બદલી શકાય તેવુ હોઇ શકે યા તો અફર હોય શકે.

૧ MacIver : Elements of Social Science.

૨ R G Gettel Political Science

વસ્તી, નિશ્ચિત વિસ્તાર, સરકાર, આંતરિક તેમજ બાહ્ય સાર્વભૌમત્વ અને બધારણ એ રાજ્યના મુખ્ય લક્ષણો છે, જે બધાનો સમન્વય સધાતા રાજ્ય અસ્તિત્વમા આવી ટકી રહે છે. આ ઉપરાત રાજ્યના બીજા બે લક્ષણો ગણનાપાત્ર છે. એમાનુ એક તે એનુ સાતત્ય અને બીજુ તેનુ અવિનાશીપણું ( Indestructibility ). સાતત્ય એ રાજ્યનુ લક્ષણ એટલા માટે છે કે વરસો થયા રાજ્ય રાજ્ય તરીકે ટકી રહ્યુ છે. એના કાર્યો બદલાયા છે અને ક્રાતિકાળમા એનુ સ્વરૂપ પણ સમાજે બદલી નાખ્યુ હશે, પણ તેમ છતા એક યા બીજા સ્વરૂપમા તે ટકી રહ્યુ છે એનુ બીજુ લક્ષણ તે તેનુ અવિનાશીપણુ. રાજ્યનો નાશ થઇ શકયો નથી અને તેનો નાશ એક સગઠન તરીકે થઈ શકવાનો નથી કારણકે માનવજીવનના ઘણા સર્વસામાન્ય તથા વિશિષ્ટ પ્રકારના તેમજ અગત્યના હિતોની પ્રાપ્તિ અર્થે તેની રચના થઇ છે અને જ્યાસુધી માનવજીવનમા આ હિતોનુ અસ્તિત્વ રહેવાનુ છે ત્યાસુધી તેમની આસપાસ રચાયેલા રાજ્યના સગઠનનુ અસ્તિત્વ કાયમ રહેવાનુ છે તે નિર્વિવાદ છે.

## રાજ્યની ઉત્પત્તિ :

માનવસમૂહોના વિકાસક્રમમા રાજ્યની ઉત્પત્તિ ક્યારે થઈ તે કહેવુ અશકય છે. પરતુ પુરાતત્ત્વવિદ્યા દ્વારા શોધાયેલા અવશેષો તેમજ સસ્કૃતિના નીચના સ્તર ઉપર જીવતા આદિવાસીઓના રીતરિવાજોની સરખામણી કરવાથી રાજ્યની ઉત્પત્તિ અગે કેટલાક અનુમાનો બાધી શકાયા છે. આ અનુમાનો ઉપરથી જણાય છે કે માનવજીવન ઉપર તેના ભૌતિક વાતાવરણની જે અસરો પડી તેને લીધે કેટલાક આદિમાનવો એક સ્થળે એકત્રિત રહ્યા જ્યારે બીજા તેમની અનુકૂળતા પ્રમાણે જુદી જુદી જગ્યાઓએ વસવાટ કરતા ગયા. આમ થતા એક સમૂહના લોકો બીજા સમૂહના લોકો કરતા ઘણી રીતે ભિન્ન થઇ ગયા

દરેક ભિન્ન ભિન્ન સમૂહના લોકોની મૂળભૂત જરૂરિયાતો સંતોષવાની જરૂર તેમને જણાઇ. આ મૂળભૂત જરૂરિયાતને લીધે કેટલાંક પરિબળો ઉદ્ભવ્યાં. આ પરિબળો એટલે સગાઇ-સંબંધ, ધર્મ, ઉદ્યોગ અને યુધ્ધ. દરેક સમૂહને પોતપોતાના સમૂહની અંદર એકતા રચવામાં આ પરિબળોએ સહાય કરી; વળી આ સમૂહોના માણસોનાં કેટલાંક સામાન્ય હિતોની પ્રાપ્તિ પણ આ પરિબળો દ્વારા શક્ય બની. આમ આ પરિબળોએ એકતા કરવાનું અને હિતોની પ્રાપ્તિ કરવાનુ કાર્ય કર્યું જેને લીધે રાજ્યની સ્થાપના સુલભ બની. આ એક અનુમાન છે, છતાં આ પરિબળો તપાસવાથી રાજ્યની ઉત્પત્તિનાં કારણો તેમજ સૌ પ્રથમ એ કયા સ્વરૂપમાં ઉત્પન્ન થયું તે સમજવામાં સહાયતા થશે.

**સગાઇ સંબંધ :** માનવજીવનના આદિ ઇતિહાસ પરથી જણાય છે કે શરૂઆતની સામાજિક વ્યવસ્થા સગાઇ સંબધ ઉપર રચાઇ હતી, એટલે તે વખતે લોહીની સગાઇનો સંબંધ ધરાવનારાં માનવીઓનાં જૂથો રચાતાં હતાં. બનવા જોગ છે કે તે વખતની કુટુંબવ્યવસ્થા માતૃમૂલક હોય અને કાળક્રમે તે પિતૃમૂલક બની પિતૃમૂલક કુટુંબ-વ્યવસ્થામાં પિતાનું આધિપત્ય સ્વીકારાયું હોવાથી પુત્રોને કશાજ હક્ક હતા નહીં અને કુટુંબના કર્તાકારવતા તરીકે પિતાજ હતો. આવાં ઘણાં પિતૃમૂલક કુટુંબો એકજ વિસ્તારમાં રહેતાં પણ સૌ પોતપોતાની ઉત્પત્તિ એકજ વડવામાંથી થયાનું માનતાં. આ બધાં કુટુંબો એકત્રિત થતાં જાતિ અસ્તિત્વમાં આવી જેની ઉપર કુટુંબોમાં વડાનું આધિપત્ય સ્વીકારાયું. આ જાતિમાંથી જુદાં જુદાં જૂથો રચાયાં, જેમાં સગાઈ સંબંધની ભાવનાને લીધે ઐક્ય વધ્યું. આવા જૂથોનો વ્યવહાર ચલાવવા માટે સત્તાની જરૂર પડી નિયમોની જરૂર પડી, સંસ્થાઓની જરૂર પડી; અને તે બધું કુટુંબનો વડો અને તેના સહાયકો દ્વારા ચાલવા લાગ્યું. આમ રાજકીય વ્યવસ્થા તેમજ *સગાઈસંબંધને લીધે ઉદ્ભવેલી વ્યવસ્થા સાથે સાથે વિકસતી ગઈ*

અને તેમાં સત્તાનું કેન્દ્રીકરણ થતાં, ધીરે ધીરે રાજ્યવ્યવસ્થા અસ્તિત્વમાં આવતી ગઇ.

ધર્મ : રાજ્યની ઉત્પત્તિ કરનારાં પરિબળોમાં સગાઇ સંબંધોના જેટલોજ મહત્ત્વનો ભાગ ધર્મનો હોવાનું મનાય છે. આદિમાનવનો માનસિક વિકાસ થયો ન હતો, એટલે એની આસપાસ બનતા બનાવોને તે દૈવી પ્રકોપ તરીકે ગણી દેવતાઓના શમન માટે ભેટ ધરતો અને વળી ભોગ પણ આપતો. ઘણીવાર આવો પ્રકોપ ટાળવા તે જાતજાતની વિધિઓ કરતો અને પ્રાર્થનાઓ કરતો. આદિમાનવે જડ વસ્તુઓથી ડરીને એમની પૂજા કરવા માંડી. વળી આદિમાનવના મગજમાં એવી માન્યતા ઉદ્‌ભવતી ગઇ કે દરેક માણસની શક્તિ અને તેનું ભૂત તેની સાથે સાથે ફર્યા કરે છે તેમજ માણસ મૃત્યુ પામે તો પણ આ ભૂતશક્તિ મરતી નથી પણ દુનિયામાં વાસ કરે છે, એટલે તેણે મૃતાત્માઓની ભક્તિ શરૂ કરી, જેથી પિતૃઓને સંતોષ થાય. આવા પિતૃઓની સંતૃપ્તિની રીત જાણનારા ભૂવા અને બાજીગરોનો ઉદ્‌ભવ થતાં દરેક રિવાજને જાદૂટોણાનું પીઠબળ મળ્યું. પિતૃપૂજા તથા તેના જાણકાર ભૂવાઓના પીઠબળને લીધે રિવાજ, કાયદાકાનૂન અને નીતિનિયમોને ધાર્મિક મહત્ત્વ અપાતાં આદિમાનવનું જીવન વ્યવસ્થિત બનતું ગયું; તેણે અલૌકિક ( Supernatural ) સત્તાનું આધિપત્ય સ્વીકાર્યું; અને આવી સર્વસામાન્ય માન્યતાઓને લીધે દરેક માનવસમૂહની એકતા વધી, જેણે રાજ્ય વ્યવસ્થાના ઉદ્‌ભવમાં ઘણો અગત્યનો ભાગ ભજવ્યો,

ઉદ્યોગ : સગાઇ સંબંધ અને ધાર્મિક માન્યતાઓએ રાજ્ય વ્યવસ્થાના ઉદ્‌ભવમાં ઠીકઠીક ભાગ ભજવ્યો છે, પણ તેનો ઉદ્‌ભવ ન થયો હોત તો પણ માનવસમૂહનું એકીકરણ અને સંગઠન થયા વગર રહેત નહીં. માનવીને ખોરાક અને સંરક્ષણની જરૂર ધાર્મિક માન્યતા કરતાં અનેકગણી છે, એ મેળવવા માટે એને જુદા રહીને સમૂહપ્રવૃત્તિ કરવાની જરૂર પડી. એવી સમૂહપ્રવૃત્તિ કરવાને લીધે

માનવો પોતાના વપરાશ ઉપરાતની ચીજો મેળવી શકયો, જેમાથી તે મિલકત પેદા કરી શકયો. વળી આવી મિલકતની માલિકી પ્રમાણે સામાજિક વિભેદનો ઉદ્ભવ્યા તેમજ મિલકતના રક્ષણ અંગેના તથા તેના વારસા સબધી કાયદા-કાનૂનો ઉદ્ભવ્યા અને પુરૂષવર્ગનુ આધિપત્ય સ્ત્રીવર્ગ ઉપર વધતુ ગયુ. જયારે આદિમાનવે ખેતીની શોધ કરી ત્યારે તે ભટકતું જીવન વીતાવતો બંધ થયો-અને જાણે એક સ્થળ ઉપર રહીને ખેતી કરવા લાગ્યો આને લીધે ખેતીની જમીન એ એની મૂડી બની ગઈ કોઇ વધુ ઉત્પાદન કરી શકતું, તો કોઇ થોડું એટલે કે દરેકની મિલકત સરખી ન રહેતા કોઈ પૈસાદાર ગણાવા લાગ્યુ તો કોઈ નિર્ધન. કોઇ એક વ્યવસાયમા પડયુ, તો કોઈ બીજામા. આવી મિલકતની માલિકીને લીધે સામાજિક વિભેદન ઓર વધી ગયુ તેમજ મિલકત સંબધી ઝઘડાઓ થતા તેમનું નિરાકરણ કરવા માટે કાયદા-કાનૂનની જરૂર પડતી ગઇ.

આમ આદિમાનવની આર્થિક પ્રવૃત્તિએ રાજયવ્યવસ્થાના ઉદ્ભવમા ઘણો ભાગ ભજવ્યો છે. મિલકતની માલિકીને લીધે તેમજ ધંધાકીય ભિન્નતાને લીધે સામાજિક વર્ગો ઉદ્ભવ્યા. એક વર્ગનું બીજા વર્ગ ઉપર આધિપત્ય જામતુ ગયુ તેમજ એક વર્ગે બીજા વર્ગનું શોષણ કરી પોતાની ખાનગી મૂડી વધારવા માડી મૂડી વધારનારા આ વર્ગે પોતાની ખાનગી મિલકતના સરક્ષણ અર્થે જાતજાતના કાયદાકાનૂનો ઘડીને રાજયવ્યવસ્થા અસ્તિત્વમા આણી.

**યુદ્ધ :** રાજ્યવ્યવસ્થાના ઉદ્ભવમા યુદ્ધનો ફાળો પણ નોધવા જેવો છે. આદિમાનવ સમૂહો એક બીજા સાથે જગ્યા અર્થે અગવા તો કાઈક વેર વાળવા અર્થે ઝઘડયા કરતા. આવી સમૂહ સમૂહ વચ્ચેની દુશ્મનાવટને લીધે ધીરે ધીરે વ્યવસ્થિત લડાઇઓ પણ થવા લાગી. આવી લડાઇઓમા જે બહાદુરીથી લડીને દુશ્મનોને હંફાવતો તેને સૌ પોતાનો આગેવાન ગણી તેનુ આધિપત્ય સ્વીકારતા. એની બીકના માર્યા એને નાખૂશ કરતા નહીં; વળી યુદ્ધકાળમા એ આગે-

વાનની સલાહ પ્રમાણે સૌ વર્તતા. એ આગેવાન પણ એવો કુશળ હતો કે પોતાની આગેવાની ટકાવી રાખવા માટે પોતાના સમૂહને તે સતત બીજા સમૂહ સામે દુશ્મનાવટમા જ રાખતો[૧] આવી દુશ્મની સતત ચાલુ રહેવાને કારણે સમૂહની આતરિક એકતા વધી, શિસ્ત વધી, આગેવાનનું આધિપત્ય અને જાતજાતના કાયદાકાનૂનો ઉદ્ભવ્યા તેમજ યુદ્ધકલામા નિપુણ એવો એક વર્ગ ઉદ્ભવતો ગયો. વળી યુદ્ધને લીધે હારેલા દુશ્મનના માણસોને કેદ કરી તેમને ગુલામ તરીકે કામમા લેવાની પ્રથા પણ ઉદ્ભવી. વિજયી માનવસમૂહો આવા ગુલામોને પોતપોતાના ખેતરોમા કામે લગાડી વધુ ઉત્પાદન કરી શકતા, જેને લીધે વળી પાછા વર્ગના વિભેદનો થવા લગ્યા. યુદ્ધને લીધે ઘણીવાર આર્થિક પરિવર્તનો થઇ જતા જેથી વધુ મિલકતવાળા અને ઓછી મિલકતવાળા એવા વિભેદનો વધી ગયા અને રાજ્યમા શ્રેણિબદ્ધ્વ સામ તોની કક્ષા ઉદ્ભવી.[૨]

**રાજ્યના ઉદ્ભવ અ ગેનાં અનુમાનો :** ઉપર ગણાવેલા પરિબળોમા કયુ કેટલે અ શે રાજ્યવ્યવસ્થાના ઉદ્ભવમા કારગત નિવડયું તેમજ તે બધા પરિબળોની વચ્ચે શો આતરસંબંધ હતો તે જાણવું મુશ્કેલ છે. આ બધા પરિબળોનો ઉદ્ભવ થયો હશે એ નિર્વિવાદ છે, પણ કયા પરિબળને લીધે રાજ્યવ્યવસ્થા ઉદ્ભવી અને કયારે ઉદ્ભવી તેનું તો ફક્ત અનુમાન જ બાધી શકાય. માનવજીવનનો ભૂતકાળ એટલો બધો અગમ્ય છે તેમજ એટલો બધો ગુફિત છે કે એક જ હકીકતને કોઈપણ વ્યવસ્થાના ઉદ્ભવના કારણ તરીકે ગણાવવામા ભૂલ થવા સભવ છે પણ આગળ જણાવ્યુ તેમ અનુમાનો બાધી એક યા બીજી માનવપ્રવૃત્તિને સમજવી એજ સમાજશાસ્ત્રનુ કાર્ય છે

આપણે રાજ્યના ઉદ્ભવ અ ગેના કેટલાક વિવાદગ્રસ્ત અનુમાનો તપાસીશુ. આ બધા અનુમાનો ઐતિહાસિક રીતે રાજ્યનો

૧ Hobhouse Morals in Evolution
૨. MacIver Web of Government

ાવ શી રીતે થયો હશે એ અંગેનાં નથી. એ તો ફકત તાર્કિક
ાએ રાજ્યના ઉદ્દભવનાં કારણો શાં હોઇ શકે તેજ દર્શાવે છે.
ા પ્રશ્નો ઉદ્દભવે કે મનુષ્યો રાજકીય અવસ્થામાં કેમ રહે છે
તેઓ રાજકીય સત્તાનું આધિપત્ય કેમ સ્વીકારે છે ? આવાં
માનો એના તાર્કિક ઉત્તરરૂપે છે. અનુમાનોની વાસ્તવિકતા
ાસ્યા વગર તેમાનું એક પણ ખરૂં માની શકાય નહીં.

**રાજ્યનો ઉદ્દભવ બળને લીધે છે :** એક એવું અનુમાન
ં સમાજમા કાયમ ઘર્ષણ તથા યુદ્ધો થયા કરતાં જેથી જે
ળા માણસો હતા તેમને બળવાન લોકોએ બળ વાપરી પોતાને
ને કર્યા. આમ થવાથી ધીરે ધીરે માનવ સમૂહોનું એકીકરણ થતું
ં, જે બળવાન માણસોની ધાકને લીધે ટકી રહ્યું. આ રીતે
ાજબરીને લીધે રાજ્યનો ઉદ્દભવ થયો હશે એમ અનુમાન કરાયુ
વાસ્તવમા બળને લીધે માનવ સંબધો નિર્ણિત થયા હશે એમ
ા શકાય પણ બળને લીધે રાજ્યવ્યવસ્થા ઉદ્દભવી એમ કહેવુ
તેશયોકિત ભરેલું છે. એક માનવ સમૂહે બીજા માનવસમૂહને
ાથી કબજે કર્યો હોય તે પહેલા પણ એ બને સમૂહોમા અણવિકસિત
ા આધિપત્ય, તાબેદારી અને રાજ્યવ્યવસ્થા જેવુ કાઇક હોવુ જ
જોએ. શું એવી આતરિક વ્યવસ્થાઓ પણ બળને લીધે ઉદ્દભવી
ી ? વળી બળ તેમજ ધાકના જોરે રાજ્યવ્યવસ્થા નભી શકી નહી,
ાકે રાજ્યવ્યવસ્થાને ટકાવી રાખવામા બળના કરતા સહકાર,
મતિઓ, પારસ્પરિક સંબધોની ભાવના વધુ કારગત નીવડે છે.
ાના મત પ્રમાણે જે બળવાન છે તેણે કાયમને માટે આધિપત્ય
ાવી રાખવા માટે બળનું પરિવર્તન હકમા કરવું જોઇએ, નહિ
. તે જ બળ તેના દુશ્મનની ગરજ સારે.

**રાજ્યનો ઉદ્દભવ કુદરતી છે :** એક એવું અનુમાન છે કે
મ કુટુંબ વ્યવસ્થાનો આધાર માનવજીવનની કેટલીક કુદરતી
ાશિષ્ટતાઓ છે તેમ રાજ્યવ્યવસ્થા પણ કુદરતી રીતે માનવ

સ્વભાવને લીધે ઉદ્ભવી છે. માણસ રાજ્યની બહાર જીવવા માટે અશક્તિમાન છે અને તેનો રાજ્યમાં રહેવું છૂટકો છે. આ દ્રષ્ટિએ જોતા રાજ્યની રચના માણસે કરી નથી, પણ એ આપોઆપ ઉદ્ભવ્યુ છે. વળી માનવસ્વભાવને લીધે રાજ્યનો ઉદ્ભવ થયો એટલે તેનાં હિતો અને રાજ્યનાં હિતોનો સમન્વય થતાં રાજ્યમાં રહેવાથીજ માનવી હિતોની પ્રાપ્તિ શક્ય બની શકે. આ માન્યતા પણ વિવાદાસ્પદ છે.

**રાજ્યનો ઉદ્ભવ ઇશ્વરી સંકેતમાં છે :** આપણે રાજ્યવ્યવસ્થાના ઉદ્ભવમા ધર્મનું સ્થાન જોયું. એને મહત્ત્વ આપનારાઓનું અનુમાન છે કે રાજ્યવ્યવસ્થા ઇશ્વરી સંકેતને લીધે ઉદ્ભવી છે. આવાં અનુમાનોમાં માનનારાઓએ રાજાને ઈશ્વરી અંશ ગણાવ્યો; તેમણે તેની સત્તા અપરંપાર હોવાનુ જણાવ્યુ કેમકે એને સઘળી સત્તા અને બધા હકો ઈશ્વરીય દેણગી તરીકે મળેલા છે. આ અનુમાન બેકાબૂ રાજાઓની સત્તા ટકાવી રાખવા માટે જ ઉભું કરવામાં આવ્યું હતું, અને તેનો મુખ્ય હેતુ પ્રજાના મતને રાજાની સત્તા વડે દાબી દેવાનો જ હતો, એટલે આ અનુમાન વજૂદ વિનાનુ લાગે છે.

**રાજ્યનો ઉદ્ભવ કરારને લીધે છે :** રાજ્યનો ઉદ્ભવ માનવ માનવ વચ્ચેના કરારને લીધે થયો છે એવુ પણ એક અનુમાન છે. આ અનુમાન અનુસાર રાજ્યવ્યવસ્થાના ઉદ્ભવ પહેલા માનવી તદ્દન કુદરતી અવસ્થામાં રહેતો હતો અને કુદરતી નિયમો પ્રમાણે વર્તતો હતો. આ અવસ્થામાં તે ઝાઝો સમય ટકી શકયો નહીં. એટલે બધા માણસોએ ભેગા થઇને સમજૂતી કરી કરાર કર્યો અને તે દ્વારા રાજ્યવ્યવસ્થા અસ્તિત્વમાં આવી. આવી સમજૂતી કરવાથી તેમનો બચાવ સુગમ બન્યો અને કુદરતી કાનૂનોને સ્થાને માણસોએ રચેલા કાયદા કાનૂનો સ્થપાયા. જેથી દરેક વ્યક્તિને રાજકીય હકો મળ્યા તેમજ તેની અનેક પ્રકારની ફરજો ઉદ્ભવી. આ અનુમાન અનુસાર

રાજ્યવ્યવસ્થાનો ઉદ્દભવ માણસોએ પોતે થઇને પારસ્પરિક સમજૂતીથી કર્યો અને તેમાંથી રાજ્યની સત્તા ઉદ્દભવી. રાજ્યના ઉદ્દભવ અંગેનાં આ બધાં અનુમાનો માણસના સામાજિક જીવનના વિકાસક્રમમાં જુદે જુદે વખતે પ્રાધાન્ય ભોગવતાં હતાં. અને તે અનુસાર રાજ્યવ્યવસ્થાની રચનાઓ કરાતી તેમજ રાજ્ય અને વ્યક્તિ વચ્ચેના સંબંધો રચાતા. પણ એમાનું એક પણ અનુમાન સો ટકા સત્યવાળું નથીજ એ ધ્યાનમા રાખવા જેવું છે. તેમ છતાં આ બધાં અનુમાનોએ રાજ્યના સ્વરૂપ અંગે કેટલીક અગત્યની વિગતો ઉપર પ્રકાશ પાડયો છે એ ભૂલવા જેવું નથી. જેમ કે બળ અંગેનું અનુમાન એ બળનેજ રાજ્યના ઉદ્દભવનું તથા તેના ટકી રહેવાનું કારણ ગણે છે. એ અતિશયોક્તિ છે. પણ આ અનુમાને બળને રાજ્યના એક ઘણાજ અગત્યના લક્ષણ તરીકે દર્શાવ્યું છે; રાજ્યના બળને તેમજ તેની સત્તાને મર્યાદાઓ છે, પણ બળ તેમજ સત્તા રાજ્યને બીજા સંગઠનોમાં પ્રાધાન્ય અપાવે છે. તે જ પ્રમાણે રાજ્યના કુદરતી ઉદ્દભવનું અનુમાન એક હકીકત સ્પષ્ટ કરે છે કે માનવસ્વભાવની ઘણી બોધિત અને અબોધિત જરૂરિયાતો તેમજ તેનાં કેટલાંક હિતોને લીધે રાજ્યનો ઉદ્દભવ થયો છે. રાજ્યને ઇશ્વરી સંકેતમાથી ઉદ્દભવ્યુ હોવાનુ અનુમાન રાજ્યવ્યવસ્થાનુ સ્વરૂપ દર્શાવે છે, તેમજ આદિમાનવ સમાજમા ધર્મ કેટલો મહત્ત્વનો ભાગ ભજવતો હશે તે દર્શાવે છે. અને છેલ્લુ કરાર અંગેનું અનુમાન ઐતિહાસિક દ્રષ્ટિએ ખોટું લાગે છે, પરંતુ પારસ્પરિક માનસિક ઐક્ય તેમજ એકબીજા વચ્ચેની સમજૂતી અને સહકાર રાજ્ય-વ્યવસ્થાના ઉદ્દભવમા શો મહત્વનો ભાગ ભજવ્યો હશે તે દર્શાવે છે. વળી આ અનુમાનને લીધે ભૂતકાળમા રાજાશાહી તેમજ તેના અમર્યાદિત અધિકારો પર કાપ મૂકાયો હતો. રાજ્યવ્યવસ્થામાં પ્રજાનો મહત્ત્વનો હિસ્સો છે એ હકીકત કરારવાદને લીધે સ્વીકારાઇ હતી.

રાજ્યનાં કાર્યો : રાજ્યને એક સંગઠન ગણીનેજ આપણે તેની ચર્ચા કરી રહ્યા છીએ. એક સંગઠન તરીકે એનું સ્થાન વિશિષ્ટ છે એ આપણે જોયુ આ વિશિષ્ટતા તે બળ વાપરવાની તેની શક્તિ છે. બીજાં સંગઠનોમાં સમજાવટ, પતાવટથી કામ ચાલે છે. જો કોઈ સભ્ય ગેરવર્તણુક કરે તો તેને બરતરફ કરવામાં આવે અને જો એને પીઠબળ હોય તો તે સંગઠનને જ વેરવિખેર કરી નાખે. રાજ્યની બાબતમાં તેમ થતું નથી. એ તો ફકત પ્રચાર દ્વારા સમજાવટ કરવાનો યત્ન કરે છે પણ પ્રસંગ પડયે બળ વાપરી પોતાનો હેતુ સિદ્ધ કરી લે છે. જો કે બળ વાપરવાની તેની શક્તિને મર્યાદાઓ છે. દરેક પ્રસંગે તે બળ વાપરી શકતું નથી. એટલુંજ નહીં પરંતુ કેટલાં કાર્યોમાં તે બળ વાપરે છે છતાં તે સફળ થતાં નથી. એટલે પ્રશ્ન થશે કે કયાં કાર્યો રાજ્યને કરવાં તેમજ કયાં કાર્યો તેને માટે ઉચિત નથી ?

આ પ્રશ્નના બે ઉત્તરો અપાયા છે : એક છે મૂડીવાદી વિચારસરણીનો, જે સંપૂર્ણ મુક્તતામાં માને છે, જયારે બીજો છે સામ્યવાદી વિચારસરણીનો જે હાલ પૂરતી બધી પ્રવૃત્તિઓ રાજ્ય દ્વારાજ થવી જોઇએ એમ માને છે. સામ્યવાદની વિચારસરણી પ્રમાણે રાજ્યનો ઉદ્દભવજ લોકોનું શોષણ કરવા માટે થયો છે એટલે શોષણ બંધ થતાં રાજ્યની જરૂરજ નહીં પડે. આ બંને વિવાદો છતાં એક વસ્તુતો નિશ્ચિત છે કે કેટલાંક કાર્યો રાજ્યને કરવાં જ પડે છે, જયારે કેટલાંક તે સારી રીતે કરી શકતુ નથી અને કેટલાંક કાર્યો કરવાં એ તેની મર્યાદા બહારની વસ્તુ છે.

રાજ્યને કરવાંજ પડે એવાં કાર્યોમાં સૌથી પ્રથમ કાર્ય કાયદો અને વ્યવસ્થા સાચવવાનું છે. આ કાર્ય કરવાનું એકલા રાજ્યને જ ફાવે તેમ છે કેમ કે એનામાં કાયદો ઘડવાની સત્તા અને તેનું પાલન કરાવવાનું બળ છે. એટલે લોકવ્યવહારની નાનીનાની બાબતોનું નિયમન કાયદા દ્વારાજ કરવું તેમજ લોકોનું સંરક્ષણ કરવું તે રાજ્યનું અગત્યનું કાર્ય છે. વળી મુલકી વ્યવસ્થા ટકાવી રાખવા માટે દીવાની

કાયદાઓ ઘડી લોકવ્યવહારને સુગમ બનાવવાનું કાર્ય પણ રાજ્યનું જ છે. પણ આ રીતે કાયદો અને વ્યવસ્થા સ્થાપવાનું કાર્ય લોકોને ગુલામીની દશામાં રાખીને રાજ્ય કરવા જાય તો તેને નિષ્ફળતાજ મળે. રાજ્યે તો સર્વને સમાન તક મળે તેવો આદર્શ નજર સન્મુખ રાખીને તેમજ ન્યાયના સિદ્ધાતને અનુસરીને જ કાયદો તથા વ્યવસ્થા જાળવવાનુ કાર્ય કરવુ જોઇએ.

બીજું, રાજ્યે કુદરતી સાધનસંપત્તિઓનો બચાવ કરવાનું કાર્ય કરવુ ઘટે. ઘણીવાર કુદરતે આપેલી અખૂટ દોલત જેવી કે ખનિજ સંપત્તિ ને જગલો ખાનગી હિતોના હાથમાં સરકી જાય છે. તેમનો ઉપયોગ કરનારાં આવાં સ્થાપિત હિતો પોતાનો સ્વાર્થ સાધવાની ફિકરમાં હોય છે એટલે સામાન્ય હિત સચવાતુ નથી. આવે વખતે રાજ્યે સામાન્ય હિતને ખાતર તેમજ ન્યાયને ખાતર આવાં ખાનગી સ્થાપિત હિતોના કબજામાંથી કુદરતી સાધનસંપત્તિ લઇ લેવી જોઇયે.

ત્રીજું, જેમ કુદરતી સાધન સંપત્તિનો બચાવ કરવાનું કાર્ય રાજયનું છે તેમ લોકોની શક્તિઓનો સદ્વ્યય કરવાનું કાર્ય પણ રાજયનું જ છે. એટલે રાજયે શૈક્ષણિક કે વૈદકીય રાહતનું કાર્ય ખાનગી માણસોને હસ્તક ન છોડવુ જોઇયે. પણ તેણે નાણાં આપી તેનું સંચાલન કરાવવુ જોઇએ. શિક્ષણને પગભર કરવાથી આખા સમાજમા શિક્ષણનુ એક ધોરણ સચવાઈ રહેશે, અને દરેકને શિક્ષણ મળશે, જેથી તકની અસમાનતા જતી રહેતાં લોકોની શક્તિઓ ખીલશે તેમજ સરવાળે રાજયને પણ લોકશકિતઓનો લાભ મળશે.

આ ઉપરાંત રાજયે જનસુખાકારીનાં તેમજ લોકકલ્યાણના કાર્યો કરવાં એ એની ફરજ બનતી જાય છે. સમાજમા વિજ્ઞાન, કલા અને સાહિત્યનો વિકાસ થાય એ રાજયે જોવુ રહ્યુ. દવાખાનાં, બાળઉછેર-કેન્દ્રો, પુસ્તકાલયો, અજાયબઘરો વગેરે દ્વારા જનકલ્યાણ કરવુ એ રાજયનું કાર્ય છે. પણ આ બધાં કાર્યો રાજયે કરવાં જોઇએ એનો અર્થ એવો નથી કે રાજયે તે બધાં ઉપર પોતાનું સંપુર્ણ વર્ચસ્વ

જમાવી દેવું. એનો અર્થ એવો પણ નથી કે રાજ્યે પોતાની ધૂનો સિદ્ધ કરવા માટે આ બધાં કાર્યોમાં મરજી પ્રમાણે વર્તવું. રાજ્યે તો ન્યાય, સમાન તક અને જન કલ્યાણને ધ્યાનમાં રાખીને આ બધાં ક્ષેત્રોને પ્રોત્સાહિત કરવાં જોઇએ. અને જરૂર જણાય તો જ પોતાની સત્તાનો ઉપયોગ કરવો જોઇએ; અને તે પણ સર્વોદયની દ્રષ્ટિએ જ. જો રાજ્ય વૈજ્ઞાનિક, સાહિત્યિક, કલાત્મક કે એવી બીજી કોઈ સાંસ્કારિક પ્રવૃત્તિમાં માથું મારવા જાય તો તે અનાધિકૃત ચેષ્ટા છે. રાજ્યે આ બાબતોમાં બને તેટલી ઓછી દખલગીરી કરવી ઘટે. આ બધી સાંસ્કારિક પ્રવૃત્તિઓને રાજ્યે મુક્તપણે ચાલવા દેવી જોઇએ. એમનુ નિયંત્રણ કરવાનું કાર્ય રાજ્યનું નથી. એજ પ્રમાણે લોકોના અભિપ્રાયો પર રાજ્ય કાબૂ રાખી શકે નહીં. અભિપ્રાયોની મુક્તતા ઉપર તો રાજ્યનું સંગઠન ટકી રહ્યું છે. વળી લોકોની નીતિમત્તા પણ રાજ્ય કરાવી શકે નહીં. એ લોકોની બાહ્ય વર્તણૂક પર નિયંત્રણ રાખી શકે પણ લોકોની એકબીજા પ્રત્યેની લાગણીઓનું તેમજ એક બીજા પ્રત્યેની ભાવનાઓનું નિયંત્રણ કરવાનું કાર્ય રાજ્ય કદી કરી શકે નહીં.

આમ છતાં જનકલ્યાણ અને જનસુખાકારી એ રાજ્યનું અંતિમ ધ્યેય છે એટલે એને આધીન રહીને લોકોના સામાજિક જીવનમાં રાજ્ય માથું મારી શકે છે: એ કોઇને એક કરતાં વધુ વખત લગ્ન કરવા દેતું નથી; કોની સાથે લગ્ન કરવું તેમજ કેટલી ઉમરે કરવું તે ઠરાવી આપે છે. અને વળી લગ્ન કરનારાં સ્ત્રી તેમજ પુરૂષને તેમની મરજી પ્રમાણે છુટાં પડવા દેતું નથી. એટલુંજ નહિ, સ્ત્રી અને પુરૂષ લગ્ન સંબંધથી જોડાયા બાદ એક બીજાને આર્થિક રીતે સહાય કરવા બંધાયલાં છે એવું ઠરાવનારૂં પણ રાજ્ય છે. આવું કરવામાં રાજ્ય જનકલ્યાણના અંતિમ ધ્યેયને લક્ષમાં રાખે છે, પોતાની સત્તાના કેફને નહીં. કુટુંબવ્યવસ્થા પ્રજોત્પત્તિ અર્થે છે એમ રાજ્ય માને છે. આ પ્રજોત્પત્તિ સારી થાય તો જ જનકલ્યાણ

કાર્ય રાજ્ય પાર પાડી શકે. વળી બાળકોનું અહિત થાય તેવું કાંઈ પણ રાજ્યે થવા દેવું જોઇએ નહીં, એટલા જ માટે રાજ્ય કૌટુંબિક જીવનમાં માથું મારી લગ્ન જેવી વ્યક્તિ વ્યક્તિ વચ્ચેની અંગત બાબતનું નિયંત્રણ કરે છે, કેમ કે લગ્ન એ કૌટુંબિક જીવન તરફ અને પ્રજોત્પત્તિ તરફ લઈ જનારો સુમાર્ગ છે અને કૌટુંબિક જીવનમાં પેદા થનારાં બાળકોનું કલ્યાણ તે જનકલ્યાણ છે.



## પાયાની સામાજિક વ્યવસ્થાઓ

## (૩)

## ધાર્મિક વ્યવસ્થા

**ધર્મ અને સમાજ :**

સામાજિક જીવનનાં કેટલાંક પાયાનાં અંગોનો અભ્યાસ કરતાં આપણે પાયાની બે સામાજિક વ્યવસ્થાઓ-કુટુંબ અને રાજ્ય-તપાસી ગયા. આ બંને સામાજિક વ્યવસ્થાઓ પાયાની એટલા માટે ગણાવાઇ છે કે તે માણસના જીવનને તેની શરૂઆતથી અંત સુધી અસર કરે છે. વળી માણસની ઇચ્છા હોય કે ન હોય તો પણ આ બને સામાજિક વ્યવસ્થાઓ તેના જીવન સમગ્રને સીધી કે આડકતરી રીતે આવરી લે છે. આ પ્રકારની એક વધારાની સામાજિક વ્યવસ્થા ધર્મ અંગેની છે. તેની અસર પણ માનવીના સમગ્ર જીવનમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે, પણ એનું વર્ચસ્વ કુટુંબવ્યવસ્થા કે રાજ્યવ્યવસ્થા જેટલું પ્રબળ નથી. આનું કારણ એ છે કે માણસને તેની ધાર્મિક વ્યવસ્થામાંથી મુક્ત થવું હોય ત્યારે તે મુક્ત થઈ શકે છે. અને પોતાની મરજી મુજબ તેમાં જોડાઇ પણ શકે છે, એટલુંજ નહિ, માણસ ધારે તો તે ધાર્મિક વ્યવસ્થાની અસરનું પરિવર્તન કરી શકે છે અને વળી કેટલાક સંજોગોમાં તેનું અસ્તિત્વ નહિવત્ કરી નાખે છે. આ જ કારણસર તેનું વર્ચસ્વ કુટુંબવ્યવસ્થા કે રાજ્યવ્યવસ્થા જેટલું પ્રબળ નહીં હોવાનું જણાયું છે.

પણ જગતના ઇતિહાસમાં મોટા ભાગના લોકોએ ધાર્મિક-વ્યવસ્થાનું વિશિષ્ટ સ્થાન સ્વીકાર્યું છે. તેમનું આખું જીવન તેમણે અંગીકાર કરેલી ધાર્મિક વ્યવસ્થાને રંગે રંગાઈ જાય છે, તેમજ તેમના સમગ્ર જીવનની બધી પ્રવૃત્તિઓ તેમણે ગ્રાહ્ય કરેલી આ વ્યવસ્થા પ્રમાણે તેઓ કરે છે. અલબત્ત, દરેક દેશમાં અને દરેક કાળમાં માનવ જીવનને સ્પર્શ કરનારી આવી ધાર્મિક વ્યવસ્થાનું સ્વરૂપ કેટલીક ધાર્મિક માન્યતાઓ અનુસાર ફેરફાર પામે છે વળી, જેટલી તીવ્ર તેમની ધાર્મિક માન્યતાઓ તેટલી તીવ્ર તેમની અસર થાય છે તેમજ જેટલી વ્યાપક આ ધાર્મિક માન્યતા તેટલી વ્યાપક તેની અસર માનવીના જીવન ઉપર થાય છે આ દૃષ્ટિએ ધાર્મિકતાનાં બે પાસાં છે એક વ્યક્તિગત અને બીજું સામાજિક. જ્યારે માણસની પોતાની ધાર્મિક માન્યતાઓ અને તે પરત્વેની તેની લાગણીઓ તેમજ ભાવનાઓ તેના માનસિક ક્ષેત્ર પૂરતી સીમિત રહી તેના અંતઃકરણમાં તેમજ તેના વ્યકિતગત જીવન પૂરતી મર્યાદિત રહે ત્યારે તે ધાર્મિકતાની વ્યક્તિગત બાજુ કહી શકાય. જેમ કે કેટલાક પોતાની આતરિક ધાર્મિક માન્યતાઓને લીધે યમ, નિયમ, ધ્યાન કરે અને કદીક ધાર્મિકતાના અતિરેકને લીધે ધૂનમા આવી જાય અને તન્મય થઇ અલૌકિક આનંદ અનુભવે ત્યારે તે ધાર્મિકતાનુ વ્યક્તિગત પાસું ગણાવી શકાય. આ વિષય સામાન્ય મનોવિજ્ઞાન તેમજ વ્યક્તિગત મનોવિજ્ઞાન ક્ષેત્રનો છે.[1]

પણ એજ માન્યતાઓ તથા લાગણીઓ અને ભાવનાઓ વ્યક્તિગત તેમજ સમૂહગત રીતે દર્શાવાય, એટલે કે વ્યક્તિની પોતાની અંગત ધાર્મિક લાગણીઓ જ્યારે લાંબા ગાળા સુધી ટકી રહે અને ધીરેધીરે તેમા માનનારાઓની સંખ્યા વધતી જાય અને તે પૂજન, અર્ચન, ક્રિયાકાંડ કે બીજી કોઇ સમૂહગત પ્રવૃત્તિમા પરિણમે ત્યારે તેનું સ્વરૂપ વ્યક્તિગત મટી સમૂહગત બની જાય છે. આ તેનુ સામાજિક

1 William James . Varieties of Religious Experiences.

પાસું ગણાવી શકાય. [૨] આવી ધાર્મિક માન્યતાઓ તેમજ તેમને લીધે જે અસર માનવીના જીવન ઉપર પડે તે બંનેનો સમન્વય થતા સંપ્રદાય ઉદ્દભવે છે. બધા સંપ્રદાયો એકત્રિત રીતે ધાર્મિક વ્યવસ્થા તરીકે ઓળખાય છે. આપણે ધાર્મિક વ્યવસ્થાની જે ચર્ચા કરીશું તો આવા સંપ્રદાયની દૃષ્ટિએજ કરીશુ.

**ધાર્મિક સંગઠન :**

સંપ્રદાય સમાજશાસ્ત્રની દૃષ્ટિએ એક પ્રકારનું સંગઠન છે–જેમ કુટુંબ અને રાજ્ય સંગઠન છે તેમ. અને જેમ બીજાં બધાં સંગઠનો કેટલાક હિતોની આસપાસ રચાય છે તેમ આ સંગઠન પણ માનવીના માનસિક જીવનની લાગણીઓ તથા ભાવનાઓને લગતાં હિતો ( Interests ) ને લીધે રચાય છે. પરંતુ, આવી લાગણીઓ તેમજ ભાવનાઓની તીવ્રતા તેમજ તેમની વિવિધતા આવાં સગઠનોનું સ્વરૂપ બદલે છે, એટલે કે ધાર્મિક માન્યતાઓ અને તેને લગતી લાગણીઓ તેમજ ભાવનાઓ એકજ પ્રકારની ન હોતાં જાતજાતની હોય છે તેથી તેમની આસપાસ રચાતા સંપ્રદાયો પણ જાતજાતના હોય છે. આ બધી વિવિધતા અને ભિન્નતાની પાછળ લાગણીઓ તેમજ ભાવનાઓનુ એક પ્રકારનુ ઐકય રહેલું હોય છે જેને આપણે ધર્મને નામે ઓળખીએ છીએ. એ ધર્મની વ્યાખ્યા શુ છે તેમજ તેનો ઉદ્ભવ શી રીતે થયો એ જોવાથી જુદી જુદી ધાર્મિક માન્યતાઓનો ઉગમ સ્પષ્ટ થશે અને તે સમજવાથી આ બધી માન્યતાઓએ માનવ જીવન ઉપર શી અસર કરી છે તે જણાશે. વળી, આ બધી ધાર્મિક માન્યતાઓ તેમજ તેમની જે અસર માનવી જીવન ઉપર પડી છે તે બંનેના સમન્વયથી ઉદભવેલા સંપ્રદાયો તેમજ તેમનું સમાજશાસ્ત્રની દૃષ્ટિએ શુ મહત્ત્વ છે તે સ્પષ્ટ થશે.

---

૨. Levy Bruhel Primitive Mentality quoted by R. H. Thouless : ' General and Social Psychology. "

**ધર્મની વ્યાખ્યા :**

ધર્મનું સ્વરૂપ સમજાવવા માટે ઘણા વિદ્વાનો એ પ્રયાસો કર્યા છે. જુદા જુદા દેશોમાં, જુ જુદે કાળે ધર્મની વ્યાખ્યામાં ફેરફાર થયા કર્યો છે. આપણે ત્યાં ધર્મ શબ્દ અનેક વિધ અર્થમાં વાપરવામાં આવ્યો છે અને તેથી ધર્મનું સત્ત્વ (Essence) શું છે તેમજ શાને ધર્મ તરીકે ઓળખાવી શકાય એ જાણવું જરા મુશ્કેલ બની ગયું છે. સાધારણ રીતે, ધર્મ એટલે હિંદુધર્મ, ખ્રિસ્તી ધર્મ, ઇસ્લામધર્મ, જૈનધર્મ, એમ આ કે પેલો ધર્મ એમ સમજાય છે. વળી એને હજુયે સંકુચિત અર્થમાં વાપરનારા વૈષ્ણવધર્મ પ્રોટેસ્ટંટ ધર્મ કે શ્વેતાંબર યા તો સ્થાનકવાસી ધર્મ, એમ કહે છે. જયારે હાલમાં કેટલાક ધર્મને ફરજના અર્થમાં સમજે છે. તેમની દષ્ટિએ જે ટકાવી રાખે છે તે ધર્મ છે. ( धारयति इति धर्म) વળી આથીયે વિશાળ અર્થમા કેટલાક 'માનવ ધર્મ' એમ કહે છે. આટલાજ માટે ધર્મ શબ્દની સર્વસ્વીકાર્ય વ્યાખ્યા કરવી સહજ નથી.

આપણે જે અર્થમાં 'ધર્મ' સમજીશું તે અર્થમાં તે માનવીની એક માનસિક સ્થિતિ છે જેનો તેના બાહ્ય જીવનમાં આવિષ્કાર થાય છે. માનવીના મનમાં જે અવૈયક્તિક અને અલૌકિક તત્ત્વની કલ્પના છે તે તત્ત્વની સાથે તેનો માનસિક સંબંધ થતાં તેના પ્રત્યે તેના મનમાં કેટલીક લાગણીઓ તેમજ ભાવનાઓ ઉદ્દભવે છે. આ લાગણીઓ તેમજ ભાવનાઓને તે આચરણમાં મૂકી કેટલીક પ્રવૃત્તિ કરે છે.

આ લાગણીઓ તેમજ ભાવનાઓ અને તેમનું આચરણ એને આપણે 'ધર્મ' ને નામે ઓળખીશું. જે અલૌકિક તત્ત્વની કલ્પના માનવીએ કરી છે એને તે જોઈ શકતો નથી, કે નથી તે એને જાણી શકતો, પરંતુ એની કલ્પના માત્ર તે કરી શકે છે. તેની કલ્પનામાં એ તત્ત્વ ઇશ્વર, અલ્લાહ, ગૉડ કે વીતરાગ-અરિહંત તરીકે આવે છે અને એના પરત્વેની, તેની લાગણીઓ અને ભાવનાઓને અનુસરીને તે કેટલીક પ્રવૃત્તિ આચરે છે. આ નેનો ધર્મ કહેવાય છે. ફરીવાર જોતાં, 'ધર્મ' એટલે કોઈક અલૌકિક, અવૈયક્તિક અને અગમ્ય

તત્ત્વ પ્રત્યે માનવીના માનસિક જીવનમાં ઉદ્‌ભવતી લાગણીઓ અને ભાવનાઓનો, તેના આંતરિક તેમજ બાહ્ય જીવનમાં થતો આવિષ્કાર' એમ કહી શકાય.

## ધર્મનો ઉદ્‌ભવ :

આ વ્યાખ્યામાં આપણે, અવૈયક્તિક અને અગમ્ય અગોચર તત્ત્વની 'કલ્પના'ને અનુસરીને માનવી જે પ્રવૃત્તિ આદરે છે તેને ધર્મનું નામ આપ્યું છે. એટલે હવે ધર્મનો ઉદ્‌ભવ કેવી રીતે થયો હશે તે જાણવા માટે માનવીના મનમાં આવી અલૌકિક અને અગમ્ય તત્ત્વની કલ્પના કેવી રીતે ઉદ્‌ભવી અને શરૂઆતમાં તે શા પ્રકારે ઉદ્‌ભવી તે જોવું ઘટે.

માનવશાસ્ત્રીઓએ કરેલાં અનુમાનો પરથી જણાય છે કે આદિ-માનવની મગજશક્તિ એટલી બધી અણુવિકસિત હતી કે તેની ચોપાસ આવેલી જડ અને ચેતન વસ્તુઓ શું છે તે તેને સમજાતું નહી. વળી તેની આજુબાજુ નિરંતર બનતા બનાવો તથા કુદરતી ફેરફારો તેની સમજમા આવી શકતા નહીં. તેને નવાઈ લાગતી કે કદીક અંધારૂં તો કદી અજવાળું કેમ થાય છે! રાત પછી દિવસ શી રીતે થાય છે? ઘડીમા આવતો વંટોળીઓ અને ઘડીમાં આવતો વરસાદ, કોઇવાર હાહાકાર મચાવતો ધરતીકંપ અને કોઇવાર તેને તાણી જતું પૂર એ બધું શું છે? કેમ છે? એ એની સમજની બહાર હતું. એની ચારેતરફ ઝાડપાનની સૃષ્ટિ અને જનજનાવરની દુનિયા તેમજ તેમા થતાં પરિવર્તનો એ બધું એનાથી સમજી શકાતું નહીં. એને આશ્ચર્ય ઘણું થતું પણ એની જીજ્ઞાસા સંતોષાતી નહીં. એ મુંઝાઇ જતો. એની સાથે રહેતાં એના જેવાં બીજાં માનવીઓમાં કદી કોઇ બાળકનો જન્મ થતો તો ઘણીવાર કોઈ માંદુ થઈ મરી જતું ત્યારે તે ગભરાઈ જતો; અને જ્યારે તેને સ્વપ્નો આવતાં તેમજ જાતજાતની ભાવનાઓ અને વેદનાઓ થતી ત્યારે તે ઘણી મુન્વણ

અનુભવતો કે આ બધું શું બની રહ્યુ છે એની ચોતરફ! એની જિજ્ઞાસા વધતી જતી–એની ઇંતેજારી એને અકળાવી મૂકતી.

આવી જાણવાની ઇંતેજારી તેમજ જીજ્ઞાસાને સંતોષવા માટે તેણે જાતજાતની કલ્પનાઓ કરવા માંડી. જો કે આવી કલ્પનાઓ કરવાની તેની શકિત તેના માનસિક વિકાસ ઉપર આધાર રાખતી. એનામાં કારણ અને પરિણામને સાંકળવાની શકિત વિકસિત થઇ ન હતી એટલે તત્કાળ જેમ સૂઝયું તેવી કલ્પનાઓ તે કરતો ગયો અને પોતાની જિજ્ઞાસાઓનું તથા આશ્ચર્યનું તે સમાધાન કરતો ગયો આવી કલ્પના કરતાં તેને કોઈ હેરત પમાડનારા અદ્ભૂત, અલૌકિક, અવૈયકિતક અને અગમ્ય તત્ત્વને લીધે રાત, દિવસ, ટાઢ, તાપ, જન્મ, મરણ એ બધું બને છે એમ લાગ્યું. એના જીવનને પોષનારી બીનાઓને તે આ તત્ત્વની મહેરબાની રૂપે ગણતો અને તેના જીવનને હાનિ–કર્તા વસ્તુઓને તેના કોપ તરીકે જોતો. વળી કેટલીક ઘટનાઓને તે ગમે તે ચીજની સાથે કાકતાલીય ન્યાયે જોડી દેતો અને તે લાભદાયી કે નુકસાનકર્તા નીવડે તે અનુસાર તે ચીજોને તે શુભ કે અશુભ ગણતો. આવી અદ્ભુત, અલૌકિક, અવૈયક્તિક અને અગમ્ય તત્ત્વની શક્તિઓમાં એની માન્યતાઓનો જ્યારે ઉદ્ભવ થયો ત્યારે 'ધર્મ'નો પ્રારંભ થયો ગણાય.

'જુદા જુદા દેશોના વિચારકોએ ધર્મના પ્રારંભ અંગે જુદાં જુદાં કારણો આપ્યા છે. એ બધામાં પાશ્ચાત્ય ચિંતકોના મત અનુસાર ભય, આશ્ચર્ય, સ્વપ્ન, જન્મ, મૃત્યુ જેવા ભાવ અને પ્રસંગોમાં તેમજ આપણી આસપાસ વ્યાપેલી કુદરતનો પરિચય સાધવાના પ્રયત્નમાં ધર્મના મૂળ રહેલા છે. જીવનમૃત્યુનાં રહસ્ય માનવીને કોઇ અગમ્ય સત્તાનો ખ્યાલ આપે તે સહજ છે. આશ્ચર્ય ઉપજાવતી ભૌતિક તથા માનસિક ઘટનાઓનો માનવજીવનમા પાર નથી એ આશ્ચર્ય ઘટનાઓના ઉકેલપ્રયત્નોમાથી દેવદેવીઓ ઉપસી આવે છે. એક વિચારક ધર્મપ્રેરક આશ્ચર્યોને છ તત્ત્વોમા વહેચી લે છે–

(૧) આકાશી તત્ત્વો (૨) પાર્થિવ તત્ત્વો (૩) જાતીય (Sex) તત્ત્વો (૪) પશુ પક્ષીની આસપાસ આશ્ચર્ય વાતાવરણ ઉપજાવતાં તત્ત્વો (૫) માનવ તત્ત્વો (૬) દિવ્ય તત્ત્વો. આ છ પ્રકારનાં તત્ત્વોમાંથી આપણે–સમગ્ર માનવ જાતે–આપણા પ્રાથમિક દેવ દાનવો ઉપજાવ્યાં છે.'[૧] આ બધાં આશ્ચર્ય પ્રેરક તત્ત્વોને લીધે માનવીને પોતાની ક્ષુલ્લકતા સમજાઇ અને એમની વિશાળતાથી પ્રભાવિત થતાં તેનાંમાં ભયની લાગણી પેદા થઇ. વળી ભય ઉપરાંત તેના મનમાં વિસ્મય, આશા, નિરાશા અને ચિંતા, વિષાદ તેમજ પ્રેમ અને આનંદની લાગણીઓ ઉદ્ભવી. આ બધી લાગણીઓ કડીબધ્ધ થતાં ભાવના (Sentiment) રૂપે તેમનો આવિષ્કાર થયો. અને માનવીને એક એવી અગમ્ય, અલૌકિક, અગોચર અને મહાન શક્તિની ઝાંખી થઇ, જેને તે પોતાની અંતરની લાગણીઓને સંતોષ આપનાર તથા તેને તેના ક્ષુદ્ર જીવનમાં આશ્વાસન આપનાર એક માત્ર આધાર ગણવા લાગ્યો.

આ અલૌકિક શક્તિ તેને ચોતરફ દેખાવા લાગી અને તેથી દરેક ચીજમાં પોતાના જેવું ચેતન તેને દેખાવા લાગ્યું. તેણે જડ, ચેતન દરેકમાં સજીવારોપણ કરવા માંડયું અને જડ, ચેતન સર્વત્ર રહેલી આ શક્તિની શુભભાવના મેળવવા તેણે જાતજાતના પ્રયત્નો કરવા માંડયા આવા પ્રયત્નો કરવામાં કોઈ નિશ્ચિત નિયમ ન હતો. જે તત્કાળ જેમ સૂઝયું તેમ ગમે તે ઘટનાને ગમે તેવી ચીજ સાથે સાંકળી લઇ તેણે જાત જાતની ક્રિયાઓ કરવા માંડી. આવી ક્રિયાઓ પ્રાથમિક અવસ્થામાં જાદુના નામે ઓળખાવી શકાય.

જાદુ : જાદુ અને ધર્મ બંને તાત્ત્વિક રીતે ભિન્ન હતાં પણ આદિકાળમાં તે બન્ને વચ્ચે તફાવત મણાતો નહીં. અલૌકિક શક્તિને નિયંત્રિત કરીને તેના ઉપર અધિકાર જમાવી પોતાના ઉપયોગમાં

૧ રમણલાલ વસંતલાલ દેસાઇ : ભારતીય સંસ્કૃતિનું દિગ્દર્શન પાન ૩૩, ૩૪

લેવા માટે આદિમાનવે જુદુંઇ ક્રિયાઓ રચી હતી. આવા અધિકાર દ્વારા પોતાનાં કાર્યો સિદ્ધ થઇ શકશે એમ આદિમાનવને લાગતું હતું, તેથી તે જાતજાતના ટુચકા કરતો. આજે પણ ઘણા લોકોમાં આવી જાદુઈ ક્રિયાઓ અજમાવવાનો ચાલ છે; જેમ કે કોઈની નજર ઉતારવા માટે થાળીમાં વાડકી ઉંધો વાળવામાં આવે: તાવ તરિયાનાં માદળિયાં કે દોરાધાગા બનાવી બાધવામાં આવે છે. અને એવા કેટલાક ટુચકા કરવામાં આવે છે, જેથી આવેલી કે આવનારી આપત્તિ નિવારી શકાય. આ બધી જુદુંઇ ક્રિયાઓ મેલી વિદ્યાના જાણકારો, ભૂવા જાગરિયા અને તાંત્રિકવિદ્યાના જાણકારો અજમાવી શકે છે. અને તેને માટે તેમણે સાધના કરી હોય છે, એવી માન્યતા આજના વૈજ્ઞાનિક જમાનામા પણ પ્રવર્તે છે. તેમની ચકાસણી શાસ્ત્રીય રીતે થઇ શકતી નથી, એટલે તે આટલાં વર્ષો થયા ટકી રહી છે. જ્યારે વૈજ્ઞાનિક અનુમાનો શાસ્ત્રીય ચકાસણી દ્વારા ચકાસી શકાય છે એટલે એ લાંબો કાળ ટકતાં નથી અને પરિવર્તિત થયા કરે છે.[૧]

જાદુ અને ધર્મમાં ફરક છે જાદુમા અલૌકિક શક્તિને બળજબરીથી વશ કરવાનો પ્રયત્ન કરવામા આવે છે: તેનો સાધવામા આવે છે. જ્યારે ધર્મમા તો એ અલૌકિક શક્તિ ઇશ્વરને શરણે જઇ એની અરાધના કરવામા આવે છે; ધર્મમા એ શક્તિની ઇશ્વર તરીકે પૂજા-અર્ચના કરવામા આવે છે. જાદુ દ્વારા માનવી પોતાનો સ્વાર્થ પ્રાપ્ત કરવા અને કદી બીજાને નુકસાન કરવા માટે અલૌકિક શક્તિને સાધે છે જ્યારે ધર્મમા તો આ સર્વોપરી અલૌકિક શક્તિની સાથે પ્રેમસબંધ બાધી એનું શરણું સ્વીકારી માનવી પોતાનું અને વળી બીજાઓનું કલ્યાણ વાચ્છે છે. જાદુમા તે શક્તિ સાથેનો સંબંધ કૃત્રિમ તેમજ ક્ષણજીવી હોય છે જયારે ધર્મમાં તો તે સંબંધ નિરંતર ચાલનારો કલ્પવામાં આવે છે.

૧ Paul Augur : Indian Science Congress 1955 Baroda Session : One lecture.

જાદુ અને ધર્મ વચ્ચે એક બાબતની સમાનતા છે. બંનેમાં એક અલૌકિક તત્ત્વની કલ્પના કરાઇ છે : બંનેમાં તેની સિદ્ધિ ઇચ્છવામાં આવે છે. આ કારણસર તથા આદિમાનવના સમયમાં જાદુ વિદ્યા જાણનાર તેમજ ધાર્મિક ક્રિયાઓ કરાવનાર બંને વચ્ચે તફાવત ન હતો તેથી, જાદુ અને ધર્મ તાત્ત્વિક રીતે જુદાં હોવા છતાં એક ગણાઇ ગયાં હોવાં જોઇએ. વળી તે વખતે જે ક્રિયા શુભ ફળદાયી તથા લાભકારક નીવડે તે ધાર્મિક ક્રિયા રૂપે ઓળખાતી હશે અને જે અશુભ ફળ આપનારી અને બીજાને નુકસાન કરનારી નીવડે તેવી હોય તે જાદુના નામે ઓળખાતી હશે. આ રીતે જાદુ અને ધર્મ વચ્ચેનો સૂક્ષ્મ તફાવત સામાજિક કારણસર ઉદ્દભવ્યો હોય તેમ લાગે છે. જેમ જેમ આદિમાનવ સુસંસ્કૃત થતો ગયો તેમ તેમ તેને કાર્યકારણના ભેદો સમજાતા ગયા અને તેથી જાદુ તથા ધર્મ વચ્ચે ફરક પડતો ગયો અને આજે ધર્મનું શુદ્ધ સ્વરૂપ જાદુથી ઘણું ભિન્ન થઇ ગયું છે. જાદુમાં શક્તિસંચાલનની ભાવના રહી છે. જ્યારે ધર્મમાં તો ઇશ્વર સાક્ષાત્કારની કામના સમાયેલી છે

## ધાર્મિક માન્યતાઓ :

ધર્મનું શુદ્ધ સ્વરૂપ જાદુથી ભિન્ન થવામાં જેમ મનુષ્યની કાર્યકારણ ભેદ જોવાની શક્તિએ ભાગ ભજવ્યો તેમ જડ ચેતનમાં માનવીએ કલ્પેલી વ્યક્તિઓ અને તેણે કલ્પેલા અલૌકિક તત્ત્વો વચ્ચેનો ભેદ જ્યારે તેને સ્પષ્ટ થયો ત્યારે ધાર્મિક માન્યતામાં નવું પરિવર્તન આવ્યું. તેની કલ્પનાનું આ અલૌકિક તત્ત્વ જુદે જુદે સ્થળે અને જુદે જુદે સમયે અનેક પ્રકારનાં સ્વરૂપોમાં વસેલું હોય તેમ તેને લાગ્યુ. આથી તેણે ઘણાં તત્ત્વોનું પૂજન અર્ચન કરવા માંડયું અને આ તત્ત્વોને ' ઇશ્વર ' તરીકે ઓળખાવી તેણે ઘણા ઇશ્વરો કલ્પ્યા. દરેક ઇશ્વર જુદો જુદી રીતે તેને સહાયભૂત થતો લાગ્યો અને તે દરેકનું કાર્ય પણ તેણે આ દૃષ્ટિએ જુદું કલ્પ્યું. તેની કલ્પનાના

આ જુદા જુદા ઈશ્વરો તેણે એકબીજા સાથે સબંધવાળા ગણ્યા અને આખી દુનિયાનો વ્યવહાર તે સૌ મળીને ચલાવી રહ્યા છે એમ તેણે માન્યું.[૧]

આવા બહુ ઈશ્વરવાદનું એકેશ્વરવાદમાં પરિવર્તન કરનારા કારણ તરીકે માનવીની બુદ્ધિશક્તિને આપણે ગણાવી શકીએ. આ ઉપરાંત ઘણા ઇશ્વરોમાં એકને મુખ્ય ગણવાની તેની ઇચ્છાએ પણ એકેશ્વરવાદને જન્મ આપ્યો. વળી જુદાં જુદાં સ્વરૂપ તરીકે ગણાયેલા આ દેવોની પાછળ એકજ તત્ત્વ રહેલું છે એ જાતની પ્રતીતિ જ્યારથી માનવીને થઈ ત્યારથી તેના મનમાં એકેશ્વરવાદનાં બીજ રોપાયાં ગણાય. આ ઇશ્વરને તેણે સૃષ્ટિના સર્જક તરીકે ગણ્યો છે; સૃષ્ટિના વ્યવહારો ચલાવનાર સર્વ શક્તિમાન ઇશ્વરની મરજી વિના કાંઇજ થઇ શકે તેમ નથી એમ તેણે માન્યું છે.[૨]

આવી ધાર્મિક માન્યતાઓ સાથે સાથે નૈતિક ભાવનાઓનો જન્મ એ માનવજીવનની સૌથી મોટી બીના ગણાવી શકાય. માનવીના મનમાં ઇશ્વરતત્ત્વ પ્રત્યે જે ભાવના જન્મી તેમાંથી પ્રેમ, સહાનુભૂતિ અને શરણાગતિની ભાવના પેદા થઇ. આ સહાનુભૂતિ ઉપરાંત માનવીની ટેવ, તેની બુદ્ધિ અને પરંપરાગત માન્યતાઓમાંથી પણ તેની નૈતિક માન્યતાઓ ઉદ્ભવી. આ નૈતિક માન્યતાઓને ધાર્મિકતાનું સ્વરૂપ આપી તેણે ધાર્મિકતા અને નીતિમત્તા વચ્ચે ખાસ ભેદ ન ગણ્યો. મેથ્યુ આર્નોલ્ડે ભાવનાઓથી અંકિત થયેલી નીતિમત્તાને ધર્મનું નામ આપ્યું છે અને ધર્મને ફરજ, કર્તવ્યપાલન તેમજ

૧ સરખાવો ગીતા અધ્યાય ૭ શ્લોક : ૮–૯

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृप ।
पुण्योगन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥

૨. L. T. Hobhouse : Morals in Evolution P. 418. 489

જીવન ટકાવી રાખનારા સત્વ તરીકે તેમણે જોયું છે તે આ જ દષ્ટિએ.[१] આવી ઇશ્વરીય કલ્પનાઓમાંથી ઉદ્‌ભવેલી માન્યતાઓ તેમજ નૈતિક મૂલ્યોની જે અસર માનવજીવન પર પડી તેને લીધે જુદા જુદા સંપ્રદાયો વિકસ્યા.

આ સંપ્રદાયોની પશ્ચાદ ભૂમિકા ધર્મ અને ધાર્મિક માન્યતાઓ ઉપરજ રચાઇ છે. પણ ધર્મનાં સ્વરૂપોની કલ્પનામાં દરેક સ્થળે તેમજ દરેક સમયે ભેદ પડતા ગયા તેમ તેમ તેમની સામાજિક અસરોમાં ફેરફાર થતો ગયો, અને વળી સંપ્રદાયો પણ જુદા જુદા રચાવા લાગ્યા.

**સંપ્રદાયનું સામાજિક મહત્વ :** ધર્મ અંગેની માન્યતાઓ અને તેની માનવી જીવન ઉપર પડતી અસરોને લીધે રચાતાં ધાર્મિક સંગઠનોને આપણે સંપ્રદાય તરીકે ઓળખ્યા છે. આ સંપ્રદાયને આપણે પાશ્ચાત્ય દેશોમાં ( Church ) તરીકે ઓળખાતાં સંગઠનો સાથે સરખાવી શકીએ.

જો કે પાશ્ચાત્ય સમાજમાં ચર્ચનું જેવું સ્થાન અને જેવું મહત્વ છે તેવું આપણા સમાજમાં સંપ્રદાયની બાબતમાં કહી શકાય નહીં; એટલે જે સરખામણી કરાઇ છે તે વિવાદાસ્પદ છે જ. આપણે સંપ્રદાયની ચર્ચા કરીશું તે આપણા સમાજની દષ્ટિએજ કરીશું, અને તેની અસરો તપાસી ધાર્મિક વ્યવસ્થા સમાજશાસ્ત્રની દષ્ટિએ કેટલે અંશે 'પાયાની વ્યવસ્થા' છે તે જોવાનો પ્રયત્ન કરીશું.

હિંદુ ધર્મની માન્યતાઓ ઈશ્વર અંગેની અને નીતિમત્તા અંગેની –વિવિધ પ્રકારનીછે. તે સૌની વ્યક્તિના સમગ્ર જીવન ઉપર ઘણી પ્રબળ અસર પડેછે. આવી અસરોને લીધે રચાતા ધાર્મિક સંગઠનને આપણે 'હિંદુ સંપ્રદાય' તરીકે ઓળખીશું. અને ઇસ્લામની માન્યતાઓ તથા તેની મુસલમાનના જીવન ઉપર પડતી અસરોને

१. *Mathew Arnold:* '*Religion is Morality, touched with emotion*'

કારણ કે જે ધાર્મિક સંગઠન બનશે તેને આપણે 'ઇસ્લામી સંપ્રદાય' કહીશું. આજ પ્રમાણે જૈન સંપ્રદાય કે ખ્રિસ્તી સંપ્રદાય એ શબ્દો દ્વારા 'સૂચિત તાત્ત્વિક માન્યતાઓની વ્યકિતના આખા યે જીવન ઉપર પડતી અસર' એમ સમજીશું. જોકે, તાત્ત્વિક માન્યતાઓની સરખામણી કે તેમનાં સમાન તત્ત્વો અથવા તો તેમની વિસંવાદિતા આપણે માટે ગૌણ છે, તેમની સામાજિક અસરો જ આપણે માટે અગત્યની છે.

જો હિંદુ ધર્મની માન્યતાઓ પરથી હિંદુ સંપ્રદાયનો ઉદ્ભવ થાય, તો પછી વૈષ્ણવો, શૈવો, રામાનુજીઓ, સ્વામીનારાયણીઓ એ બધાને કઇ રીતે સમજવા એ પ્રશ્ન થશે. આના ઉત્તર રૂપે એટલું જ કહી શકાય કે જેમ ધર્મ અને ધાર્મિક માન્યતાઓ એક ઐકય ( Unity ) દર્શાવે છે અને ઇસ્લામ, હિંદુત્વ વગેરે તેનાં સાંપ્રદાયિક સ્વરૂપો છે તેમ હિંદુ સંપ્રદાય એક ઐકય છે અને વૈષ્ણવો કે શૈવો તેના જુદા જુદા ફાંટા છે, માર્ગો છે, જેને પંથ તરીકે પણ ઓળખાવી શકાય. તે જ પ્રમાણે ઈસ્લામમાં. ઇસ્લામમાં શિયા, સુન્ની, સુલેમાની, અલિયા, દાઉદી, ઈસ્માઇલી, એ બધા ફાંટા છે-પથો છે. આ બધા પંથો એકંદરે જોતાં ઇસ્લામની એક જ ધાર્મિક માન્યતા દર્શાવે છે કે 'લા ઈલાહી ઇલ અલ્લાહ'. પણ જુદે જુદે કાળે, જુદી જુદી ભૂમિઓમાં અનેક ધર્મગુરૂઓએ ધાર્મિક તત્ત્વ જે રીતે ઓળખાવ્યું તે અનુસાર તેમના અનુયાયીઓએ અલગ અલગ પથો યોજયા. જૈન સંપ્રદાયનુ પણ તેમજ છે તેમાં ઉદ્ભવેલા શ્વેતાંબર, સ્થાનકવાસી, તેમજ દિગંબર પંથો સરવાળે એકજ વસ્તુની જુદી જુદી બાજુઓ છે અને ખ્રિસ્તી સપ્રદાયમા કેથોલિક, પ્રોટેસ્ટંટ કે વળી સેવન્થ ડે એડવેન્ટીસ્ટસ-એ બધા જુદા જુદા ફાટા સરવાળે ખ્રિસ્તી સાંપ્રદાયિકતાના ઐકયમાં ભળી જાય છે; અને અંતે તો આ વિવિધ પંથો, માર્ગો અને વળી સંપ્રદાયો એકજ હેતુની સિદ્ધિ અર્થે રચાયા હોય છે અને તે હેતુ છે કોઇક અલૌકિક, અવૈયકિતક અને અગમ્ય તત્ત્વ પ્રત્યેની

લાગણીઓ તથા ભાવનાઓનો આંતરિક તેમજ બાહ્ય રીતે થતો આવિષ્કાર.

**સંપ્રદાયનું બે પ્રકારનું કાર્ય :** સંપ્રદાય દ્વારા બે પ્રકારના સંબંધો પ્રયોજાય છે. પહેલા પ્રકારનો સંબંધ વ્યક્તિ અને કોઇક દૈવી તત્ત્વ વચ્ચેનો છે. આ તત્ત્વને વ્યક્તિએ સર્વોપરી, સર્વ શક્તિશાળી અને મહાન ગણ્યું હોય છે. અને તેની સાથે તાદાત્મ્ય સાધવાની અંતરની મહેચ્છા હોય છે, જો કે કઇ વસ્તુમાં આ તત્ત્વનું અસ્તિત્વ કલ્પવામાં આવ્યું છે એ ગૌણ છે : ઘણીવાર કોઇક મરી ગયેલા પૂર્વજમાં, તો ઘણી વાર કોઇ ઝાડપાનમાં, પ્રાણીમાં, પત્થરમાં કે બીજી કોઈ જીવતી યા જડ વસ્તુમાં આ તત્ત્વની હસ્તી છે એવું માનવામાં આવે છે. હકીકત એ છે કે, સંપ્રદાયમાં આ તત્ત્વ સાથેનો સંબંધ પ્રયોજાયેલો હોય છે.

સંપ્રદાયમાં જે બીજા પ્રકારનો સંબંધ પ્રયોજાયેલો હોય છે તે વ્યક્તિ વ્યક્તિ વચ્ચેનો સંબંધ છે આ સંબંધ છે તો સામાજિક. પણ તે કેવા પ્રકારનો રહેશે અને તેનું સ્વરૂપ શું હોઇ શકે તે ઉપર વર્ણવેલા વ્યક્તિ અને દૈવી તત્ત્વ વચ્ચેના સંબંધ અનુસાર નક્કી થાય છે. આ બન્ને સંબંધો એક સાથે ચાલ્યા કરે છે અને તેને પરિણામે સંપ્રદાયમાં જોડાનારા સૌનું સામાજિક તથા આંતરિક જીવન એક યા બીજા પ્રકારે જીવાય છે. જેમ કે હિંદુ સંપ્રદાયમાં જોડાયેલાઓ અલૌકિક અને અગમ્ય તત્ત્વ ધરાવનારા ઇશ્વરને જુદાજુદા સ્વરૂપે જુએ છે. તેની સાથે સંબંધ બાંધી ઇશ્વર સાક્ષાત્કાર કરવો એ સૌનું અંતિમ ધ્યેય હોય છે. આ અંતિમ ધ્યેય અનુસાર સૌના અરસપરસના સંબંધો તથા તેમનાં આંતરિક જીવન પ્રયોજાય છે. બીજા બધા સંપ્રદાયોમાં પણ આવા બે જાતના સંબંધો યોજાય છે.

**સંપ્રદાયદ્વારા સામાજિક નિયંત્રણ :** ઉપર જણાવેલા બે જાતના સંબંધોને અનુસરીને સંપ્રદાયના પ્રકાર તેમજ તેમનાં

સ્વરૂપો નિર્ધારિત થાય છે, અને તે અનુસાર વ્યકિતના રોજીંદા જીવનવ્યવહારો ઉપર તેમજ તેના અંસરપરસના સંબંધો ઉપર જાતજાતનાં નિયંત્રણો પણ મૂકાય છે. વળી સંપ્રદાયમાં જોડાનાર, આવાં નિયંત્રણો ઘણી ગંભીરતાપૂર્વક સ્વીકારી લે છે. તેમજ તે અનુસાર જાતજાતનાં વ્રતવિધિઓ અને અનુષ્ઠાનો કરે છે તથા પોતાનું આચરણ ઘડે છે. આ બધાં નિયંત્રણો, વ્રતવિધિઓ અને અનુષ્ઠાનોને લીધે વ્યકિતના સામાજિક વ્યવહારોનું નિયોજન તેમજ નિયમન થાય છે. આપણે જૈન સપ્રદાયનો દાખલો લઇએ. તેમાં જોડાનાર વ્યકિતના આહારવિહારના નિયમો જૈન ધર્મની માન્યતા અનુસાર નિશ્ચિત થયા હોઇ તેણે શું ખાવું તથા તેને માટે શું અગ્રાહ્ય છે તથા તેની રહેણીકરણી કેવી હોવી જોઇએ એ બધું ઠરી ચૂકેલું છે અને વળી જૈનોના આંતરિક સંબંધો પણ આ બધી માન્યતાઓ પ્રમાણે યોજાયેલા હોય છે. પ્રશ્ન એ થશે કે, આવું નિયંત્રણ કરવાની શકિત સંપ્રદાયમાં કેવી રીતે આવી અને તેમાં જોડાનાર વ્યકિતઓ કેમ તેને ગંભીરતાપૂર્વક સ્વીકારી લે છે ?

જે તત્ત્વની કલ્પના કરવામા આવી હોય છે અને જેની સાથે સબંધ જોડવાની ઇચ્છા રાખવામા આવે છે તે તત્ત્વ સાધારણ રીતે જાણી શકાય તેવુ હોતુ નથી અને તેનું તાદાત્મ્ય સંપ્રદાય દ્વારાજ સાધી શકાશે એવી માન્યતા જડીભૂત થઇ ગયેલી હોય છે.

બીજું, સંપ્રદાયની રચના ઇશ્વર–સાક્ષાત્કાર તેમજ સત્યની શોધ જેવી અંતિમ ભૂમિકા ઉપર થઇ હોવાથી સૌ કોઇ તેનું શરણ સ્વીકારે છે. ત્રીજું, આ કાર્ય કરનાર એટલે કે ઇશ્વરતત્ત્વનો સાક્ષાત્કાર કરાવનાર અને ઇશ્વરનો આદેશ સૌને સમજાવનાર કોઇક મુનિ, મહર્ષિ કે પયગંબરની આવશ્યકતા જણાયાથી સૌ તેનું અનુસરણ કરી સંપ્રદાયમાં જોડાય છે. ચોથું, સંપ્રદાયનું આધિપત્ય પુરાણા કાળથી ચાલ્યું આવે છે માટે એમા જોડાયાથી સ્વર્ગપ્રાપ્તિ સહજ બને છે એવી માન્યતા પણ પુરાણા કાળથી ચાલી આવેલી છે. આ

બધાં કારણોને લીધે વ્યક્તિ સંપ્રદાયમાં જોડાય છે, એટલું જ નહિ પણ તેનું આધિપત્ય સ્વીકારી તેનું જીવન તે પ્રમાણે જીવે છે

**સંપ્રદાયનું રૂઢિચુસ્તપણું :** સંપ્રદાય જે માન્યતાઓની આસપાસ રચાયો હોય છે તે સૌ શાસ્ત્રોક્ત હોય છે અને તે શાસ્ત્રો સ્વયં ઈશ્વરે બનાવેલાં હોઈ ખોટાં હોઈ શકે જ નહીં, આવી એક પ્રબળ માન્યતા પ્રત્યેક સંપ્રદાયનું લક્ષણ છે. આ શાસ્ત્રોક્ત માન્યતાઓના તેમજ બ્રહ્મવાક્યોના જે શાસ્ત્રાર્થ સંપ્રદાયના આગેવાનોએ અને ધર્મગુરૂઓએ કર્યો હોય તેજ સાચો અને બીજું બધું ખોટું એવું દરેક સંપ્રદાયમાં ચુસ્તપણે માનવા-મનાવવામાં આવે છે. એટલે રૂઢિચુસ્તતા એ સંપ્રદાયની ખાસિયત છે. આવી રૂઢિચુસ્તતાને લીધે વૈજ્ઞાનિક સત્યોને હસી કાઢવામાં આવે છે અને ધર્મ એજ સત્ય અને બીજું બધું ખોટું એવી માન્યતા સંપ્રદાય ફેલાવે છે. ધાર્મિક સત્યોની અવગણના ઘોર પાપ સમ લેખાય છે. આનો દાખલો આપણને ગેલિલિયોનું જીવન પૂરો પાડે છે. જ્યારે તેણે પૃથ્વી ફરે છે એવું વિધાન કર્યું ત્યારે બળજબરીથી તેની પાસે મનાવવામાં આવ્યું હતું કે પૃથ્વી સ્થિર છે અને સૂર્ય ચંદ્ર તેની આસપાસ ફરે છે. આવી જ રીતે ઉત્ક્રાંતિવાદને સંપ્રદાયની માન્યતા મળતી નથી. અસ્પૃશ્યતાનિવારણ, સ્ત્રીસ્વાતંત્ર્ય અને સંતતિનિયમનને સંપ્રદાયનાં સૂત્રોની વિરૂદ્ધ ગણાવી પાપાચાર તરીકે ઓળખાવવામાં આવે છે.

જો કે હવે સંપ્રદાયની આ રૂઢિચુસ્ત અસર વિજ્ઞાનને લીધે ઓસરતી જાય છે અને સંપ્રદાયનું સ્વરૂપ પણ પલટાતું જાય છે. એટલે હવે પલટાતા સ્વરૂપમાં ધર્મનાં નવાં મૂલ્યો સર્જવાં પડશે. જેમકે આપણા દેશમાંથી જો જ્ઞાતિવાદ અને સ્પર્શાસ્પર્શનાં સાંપ્રદાયિક દૂષણો ટાળવાં હોય તો હિંદુ સંપ્રદાયનાં નવા મૂલ્યાંકનો ઘડવી તેનું સ્વરૂપ પલટવું પડશે એ નિર્વિવાદ છે.

**સંપ્રદાયનાં બીજાં કાર્યો :** સંપ્રદાય એક જાતની ભ્રાતૃભાવના પ્રેરે છે અને પોષે છે અને તે દ્વારા એકજ માન્યતાવાળાઓમાં

સામાજિક સંબંધ ઘનિષ્ઠ બને છે. વળી તેને લીધે આંતર્સમૂહની ભાવના પોષાય છે, અને જે લોકો સંપ્રદાયની અંદર સંમિલિત નથી હોતા તેમને માટે બાહ્યસમૂહની ભાવના ઉદ્‌ભવતાં કદીક ઘર્ષણનો, તો વળી કદીક તેમને પોતાનામાંના એક બનાવવા માટે લાલચ આપવાનો પ્રસંગ ઉદ્‌ભવે છે.

નૈતિક મૂલ્યોને ટકાવી રાખવામાં પણ સંપ્રદાય મહત્ત્વનો ભાગ ભજવે છે. નીતિમત્તાનો બદલો ઇહલોકમાં નહીં મળે તો પરલોકમાં મળશે એવી આશા જન્માવવા માટે સંપ્રદાય પ્રેરિત મોક્ષ–કલ્યાણ-કર્મનો સિદ્ધાંત તેમજ સ્વર્ગ અને નરકની કલ્પના એ જ કારણભૂત છે. આના પરિણામ રૂપે પાપ અને પુણ્યની અર્ધસામાજિક, અર્ધ-ધાર્મિક માન્યતાઓ ઉદ્‌ભવી છે. વધારામાં, સંપ્રદાય તેમાં જોડાનાર વ્યકિતઓની ભાવનાઓ તથા લાગણીઓમાં સ્થિરતા લાવે છે જેથી તેઓ તેમની આજુબાજુની દુનિયા સાથે અનુકૂલન કરી આશ્વાસન, વિશ્વાસ અને નિરાંતની જિંદગી જીવી શકે. આ પ્રમાણે સંપ્રદાય વ્યકિતઓની આશાઓ તેમજ તેમના વિશ્વાસનુ પ્રેરક બળ છે, સાસ્કૃતિક સમાગમનુ સ્થગ છે પણ તેની ભ્રાતૃભાવના જ્યારે સંકુચિત અને પ્રબળ સ્વરૂપ ધારણ કરે ત્યારે તે 'પાકિસ્તાન' જેવા નવા રાજ્યનુ સર્જન કરાવવાને પણ શકિતમાન છે !

**સંપ્રદાયનુ પરિવર્તિત સ્વરૂપ :** વિજ્ઞાને અજ્ઞાત જગતનું ક્ષેત્ર સંકુચિત કરી નાખ્યુ છે, એટલે સંપ્રદાયની રૂઢિચુસ્તતાને વિજ્ઞાનના આગમનથી મોટો ફટકો પડયો છે. તે ઉપરાંત, પલટાતી જતી આર્થિક અને સામાજિક પરિસ્થિતિએ નવા મૂલ્યો સર્જવા માંડયાં છે અને માનવજીવનનું ક્રિયાક્ષેત્ર સંપ્રદાયની ચાર દીવાલોમાંથી વિમુકત થઇ ગયુ છે. તેમાં વળી રાજ્ય જેવા સંગઠને સાથ પુરાવ્યાથી હવે જન્મ, લગ્ન અને મૃત્યુ સાથે સંપ્રદાય કરતા રાજ્યને વધુ હિત-સંબંધ છે. કૌટુંબિક જીવનમાં હવે સંપ્રદાયને બદલે રાજ્યનો હસ્તક્ષેપ વધી ગયો છે અને વળી બીનસાંપ્રદાયિકતાના વિચારોને

પરિણામે રાજ્યસંચાલનમાં ન્યાય, સમાનતા અને ભ્રાતૃભાવની નૈતિક ભાવનાઓને મહત્ત્વ આપવામાં આવે છે. રાજ્યની દરમિયાનગીરી છેક સંપ્રદાયના ક્ષેત્રમાં પણ વધી ગઇ છે અને સાર્વજનિક સંસ્થાઓના કાયદા ( Public Trusts Act ) દ્વારા રાજ્ય સંપ્રદાયો ઉપર સીધું નિયંત્રણ આણી શક્યુ છે.

## પાયાની સામાજિક વ્યવસ્થાઓ

### (૪)

### કાર્યસમૂહ

**કાર્યસમૂહનો ઉદ્દ્ભવ :**

મેકાઇવરની માન્યતા પ્રમાણે માનવજીવનનાં હિતો અને તેમાંથી ઉદ્દ્ભવતા સંગઠનોની ચર્ચા આપણે આગળ કરી. એ ચર્ચા દરમિયાન આપણે જોયું કે માણસનાં દૈહિક હિતો સાથે સંકળાયેલાં ભૂખ, તરસ અને સુખાકારીને સંતોષવા માટે માનવી જુદા જુદા સંગઠનોની રચના કરે છે. આવાં અંતિમ હિતોમાંથી ઉદ્દ્ભવતા આર્થિક પ્રકારનાં ગૌણ હિતોને સંતોષવા માટે તે જુદા જુદા કાર્યસમૂહોની રચના કરે છે.

માણસ જ્યારે કંદમૂળ વીણી વીણીને તથા શિકાર કરીને ગુજરાન કરવાની અવસ્થામાં હતો, ત્યારથી તે અત્યારના વિશાળ ઔદ્યોગીકરણના જમાના સુધી આ ક્રમ સતત ચાલતો આવ્યો છે અને તેની અસર તેના સામાજિક જીવન ઉપર પડતી રહી છે. કાર્યસમૂહો સામાજિક વ્યવસ્થાના એક ભાગ તરીકે જ અસ્તિત્વમાં આવે છે અને ટકી રહે છે. એટલે સામાજિક માળખાના ફેરફારો કાર્યસમૂહ ઉપર અસર કરે છે; તેમજ ઉત્પાદનની પદ્ધતિઓમાં પરિવર્તન આવતાં કાર્યસમૂહો પણ બદલાતા જાય છે એટલે તેમાં જેમનો સમાવેશ થાય,

તેમની કુટુંબવ્યવસ્થા, તેમના વિચારો, રિવાજો, માન્યતાઓ અને બીજાં સામાજિક તથા રાજકીય વલણો, તેમની આકાંક્ષાઓ અને વળી તેમનાં નૈતિક મૂલ્યો પણ તેમના આવા કાર્યસમૂહની રચના પ્રમાણે નિર્ધારિત થાય છે.

## આદિમાનવનું કાર્ય:

આદિમાનવ ફળફળાદિ વીણીને જીવન વિતાવતો હોવાનું મનાય છે. તેની સાથે કે તેના પછી થોડાક સમયે, તે હથિયારો બનાવતાં શીખ્યો એટલે તે મૃગયાવૃત્તિ કરીને ગુજારો કરતો હોવાની માન્યતા છે. આવી પરિસ્થિતિમા તે એક સ્થળે ઠરીઠામ રહેતો નહીં-તેને જ્યા પેટ ભરવાનું ફાવે ત્યા તે ભટકતો.

પેટ ભરવા માટે જે મળે તેનાથી સંતોષ માનનારા આદિમાનવના જીવનમા સ્ત્રી અને પુરૂષ વચ્ચે પ્રાથમિક શ્રમવિભાજન થયું હતુ. પુરૂષો મોટે ભાગે શિકારમા રોકાયેલા રહેતા, જ્યારે સ્ત્રીઓ ફળફળાદિ ભેગા કરતી તથા બાળઉછેરનું કાર્ય કરતી. જેમજેમ માણસનું કુટુંબ વિકસતુ ગયુ, તેમ તેમ એણે એક જ સ્થળે રહેવું પસંદ કર્યું-જોકે એનું કુટુબ ફક્ત લોહીની સગાઇ ઉપર જ નભતું હતું.

## ખેતીનો કાર્યસમૂહ:

માણસની આવી પ્રારંભિક આર્થિક વ્યવસ્થામાં ઓજારો તથા બીજાં ઉપકરણોની શોધને લીધે તથા પશુપાલનની પ્રવૃત્તિને લીધે ખેતીનો ઉદ્દ્ભવ થયો ગણાય કેટલાકનો મત એવો છે કે પુરૂષોના પ્રયત્નને લીધે પશુપાલનવૃત્તિ ઉદ્દ્ભવી અને સ્ત્રીઓના પ્રયત્નને લીધે ખેતીનો ઉદ્દ્ભવ થયો. એ વિચારસરણી ખરી છે કે ખોટી એ ચર્ચા અત્રે અસ્થાને છે. પરંતુ એક હકીકત સ્પષ્ટ છે કે ખેતીને લીધે માણસને સતત ખોરાક મળવા માંડ્યો અને તેને ભટકવાની જરૂર રહી નહી. વળી પશુપાલનના કરતા ખેતીના કાર્યમા વધુ માણસોની જરૂર પડતી હોવાથી ખેતીનો કાર્યસમૂહ ઉત્પન્ન થયો, જે એક સ્થળે રહીને સામુદાયિક જીવન વિતાવવા લાગ્યો.

આપણે આ જાતના કાર્યસમૂહનું સામાજિક જીવન ભારતમાં કયા પ્રકારનું હતું તે તપાસીએ. આપણા દેશમાં જ્યારે ખેતીનો ઉદ્‌ભવ થયો, ત્યારે માણસની બધી જ પ્રવૃત્તિઓ તેના ખેતીના કાર્યને અનુકૂળ થાય તેવી બનવા લાગી. તેની સહાયમાં તેનાં કુટુંબીજનો ઉપરાંત બીજા મજૂરો પણ રહેતા. આપણી તરફ જે નવ જાતના 'નારૂ'–નવ જાતના મજૂરો–ગણાવાયા છે તેમાં આ લોકોનો સમાવેશ થતો.

ખેતીકાર્યની આસપાસ રોકાયેલા આ કાર્યસમૂહનું સામાજિક જીવન તેના ધંધાને અનુરૂપ હતું. તે કુદરતને આશરે જીવતો, એટલે તેનામાં કુદરત પ્રત્યે તથા બીજી અલૌકિક શક્તિઓ પ્રત્યે ભક્તિભાવ પેદા થયો અને વળી તેમાં જાતજાતના વહેમો તથા રિવાજો ઘર ઘાલી બેઠા હતા.[1] તેમનો નવરાશનો સમય ખેતીને અનુસરીને નિશ્ચિત થતો હોવાથી તેમનાં સાંસ્કારિક ઉપકરણો પણ ખેતીને અનુકૂલ બન્યાં.

આવા કાર્યસમૂહમાં જમીન એજ મિલકત ગણાતી: કુટુંબ-વ્યવસ્થા સંયુક્ત રહેતી, સૌ કુટુંબના વડાની આમન્યા રાખતું. વળી સ્ત્રીઓ ફક્ત ઘરનું કામકાજ કર્યા કરતી એટલે તેમનું સ્થાન કુટુંબમાં પછાત રહેતું. જો કે આગળ વર્ણવેલા ફળસંગ્રાહક તથા શિકારી સમૂહના પ્રમાણમાં તેમનો દરજ્જો સારો હતો એમ હોબહાઉસનું મંતવ્ય છે.[2]

## કારીગર–કસબીઓનો કાર્યસમૂહ :

ખેતીના વ્યવસાય અંગે માણસને બીજા કારીગરોની પણ જરૂર પડી. તેથી તેણે તેવા કારીગરોને પોતાના સમુદાયમાં વસાવ્યા અને

૧ ગુજરાતની ઘણી ન્યાતોના કન્યાને માંડવે વરરાજાને સાસુ ધૂંસળ, મુસળ, રવૈયો અને ત્રાક વડે પોંખે છે તે આ જાતના ખેતીના કાર્યસમૂહની માન્યતાઓ સૂચવે છે ર. પ.

૨. L. T. Hobhouse: Morals in Evolution P. 177.

તેમના જીવનનિર્વાહ માટે ગોઠવણુ કરી આપી આ કારીગરોને સમુદાયમાં આ રીતે વસાવ્યા હોવાથી તે 'વસવાયાં' તરીકે ઓળખાય છે. તે બધાંનાં રહેઠાણો અલગ રહેતાં.

આવા કારીગરોમાં સુથાર, લુહાર, મોચી, વણકર, કુંભારનો સમાવેશ થાય છે-જેમને આપણા તરફ 'પંચકારૂ'-પાંચ જાતના કારીગરો-કહેવામાં આવે છે. સુથાર તથા લુહાર ખેતીના કાર્ય માટે હળ, સમાર, કોદાળી વગેરે બ .વી આપતા. જ્યારે મોચી, વણકર બીજી વપરાશની ચીજો બનાવતા. તેમને વાર્ષિક અનાજ આપવાની ગોઠવણુ કરાઈ હોવાથી આ કારીગરો સમુદાયના દરેકને હંમેશાં મદદ કરવા તૈયાર રહેતા.

આમાંના કેટલાક કુશળ કારીગરો મોટા સમુદાયમાં રહેતા એટલે ખેતીના કામમાં રોકાયેલા નાનકડા કાર્યસમૂહના લોકોની જીવનજરૂરિયાતની ચીજ વસ્તુઓ માટે તેમને મોટાં મથકો પર જવું પડતું. આવાં મોટાં મથકોમાં રહેતા સોની, રંગારા, કંસારા તથા ઘોડિયાં-પારણાં જેવું રાચરચીલું બનાવનારા કારીગર-કસબીઓ આજુબાજુના વિસ્તારના લોકોની ઘણી જરૂરિયાતો પૂરી પાડતા. તેમનાં રહેઠાણ-વિસ્તારને 'કસબો' કહેવામાં આવતો.

'આ બધા વ્યવસાયો કરનારાઓને જીવનમાં ઘણી અનિશ્ચિતતા લાગતી એટલે તેમને અંદર અંદર સહકાર કેળવવો પડતો વળી એક સ્થળેથી બીજે સ્થળે જવામાં તેમને માટે જોખમ રૂપ મનાતુ એટલે એમને સમૂહમાંજ રહ્યા વિના છૂટકો ન હતો' એવી એક માન્યતા છે.[1] પણ બનવા જોગ છે કે પોતાના વ્યવસાયોના ઉત્તેજન અર્થે તેમણે સંગઠિત રહેવાનુ પસંદ કર્યું હોય. તેમનાં સંગઠનો મહાજન તરીકે ઓળખાતાં. દરેક વ્યવસાયનું મહાજન જુદું રહેતુ અને તેમના આગેવાનો 'શ્રેષ્ઠી' તરીકે ઓળખાતા. આવાં મહાજનો પાશ્ચાત્ય દેશોમાં ગિલ્ડ (Guild) તરીકે ઓળખાતાં. આ મહાજનોનાં બંધારણો

1. R. C. Majumdar. Corporate Life in Ancient India.

દરેલાં હતાં, દરેકનાં ધારાધોરણો નિશ્ચિત કરાયાં હતાં, નીતિનિયમોની મર્યાદાઓ બાંધવામાં આવી હતી. મહાજનના દરેક સભ્યને માટે આ બધાં ધારાધોરણો. નીતિનિયમોનું પાલન ફરજિયાત હતું. મહાજન નાની મોટી તકરારોના ફેંસલા આપતું તેમજ કેટલાંક મહાજનો તો માણસના કૌટુંબિક ઝઘડા પણ પતાવતાં.

**ઔદ્યોગિક ક્રાન્તિની અસર :**

આવા નાના કાર્યસમૂહના આર્થિક અને તે દ્વારા સામાજિક જીવન પર ફટકો માર્યો-ઔદ્યોગિક ક્રાન્તિએ. એને પરિણામે નાના નાના પાયા પર ઉત્પાદન કરી ગુજરાન ચલાવતા કારીગર-કસબીઓની રોજી છીનવાઈ ગઇ, કેમ કે તેમના કરતાં ઓછે ખર્ચે અને ઝડપથી માલ બનાવનારાં યંત્રોની શોધ થઈ છે. કસબી કારીગરો પોતાનું ગુજરાન નભાવવા માટે મોટાં મોટાં કારખાનાંઓમાં કે મિલમાં મજૂર તરીકે જોડાય છે અને તેમની પાસે તેમના શ્રમ સિવાય કશું જ રહ્યું નથી.

ઔદ્યોગિક ક્રાન્તિની અસર વાહનવ્યવહાર પર પડી. જુનાં ગાડાંને સ્થાને આવેલી ઝડપી આગગાડી એક સ્થળેથી બીજે સ્થળે માલ અને માણસોની હેરફેર કરી શકે છે, એટલે પહેલાનો સંકુચિત સમુદાય વિસ્તૃત બન્યો છે તેમજ મોટા પાયા પર થઇ રહેલા ઉત્પાદનની વહેંચણી માટે વિશાળ ક્ષેત્ર પણ મળી શકે છે. આની અસર વળી પાછી ઉત્પાદન ઉપર થાય છે અને તેને લીધે વધારે મજૂરોની જરૂર પડે છે તેમજ મૂડીનાં રોકાણ મોટા પાયા ઉપર કરવાં પડે છે. ઔદ્યોગિક ક્રાન્તિ પછી આવેલા 'ઔદ્યોગીકરણની અસર ભારત પર અંગ્રેજ રાજસત્તાના અમલ દરમિયાન થઈ હતી. એને લીધે આપણું અર્થતંત્ર સુગઠિત અને સુસંબદ્ધ બન્યું છે અને આખા દેશમા ઔદ્યોગીકરણ માટેની માગ વધી ગઇ છે,'[1] પણ સાથે સાથે ઉપર વર્ણવ્યુ તેમ મજુરોની સ્થિતિ પણ બગડતી ગઈ છે.

1 A. R. Desai: Social Background of Indian Nationalism P. 106-107

વર્ગોનો ઉદ્ભવ :

મોટાં ઉત્પાદન કેંદ્રો થોડા માણસોની માલિકીમાં આવ્યાં એટલે એક એવો વર્ગ અસ્તિત્વમાં આવ્યો છે, જે ફક્ત નાણાંના રોકાણ પર મોટા ફાયદાનો માલિક બને છે. આ વર્ગ પોતાની મૂડી જ ઉત્પાદનમાં રોકતો હોવાથી ઉત્પાદનનાં સાધનો ઉપર તથા ઉત્પાદનની પદ્ધતિ ઉપર તેનો કાબૂ રહે છે. આવો કાબૂ હોવાથી આ વર્ગને ધાર્યો નફો મળે છે તેમજ તે અનેક પ્રકારે મજારોના ભાવતાલ નિશ્ચિત કરી શકે છે. આ કક્ષાનો વર્ગ મૂડીદારવર્ગ તરીકે ઓળખાય છે.

મજૂરી વેચીને ગુજરાન નભાવનારાઓની પાસે તેમની મજુરી સિવાય બીજી કોઈજ જાતની મૂડી હોતી નથી. જો મજુરી ન મળે તો તેમને બીજું આજીવિકાનું સાધન નહીં હોવાથી ભુખે મરવુંજ રહ્યું. વળી તેમને કામ ઉપર રોકનારો મૂડીદાર વર્ગ જો તેમનું મહેનતાણું ઓછું કરે તો પણ મજુરોને મૂગે મોઢે ઓછે મહેનતાણે કામ કરવું જ પડે છે કેમ કે એમનો નિર્વાહ બીજી કોઈ રીતે થઈ શકતો નથી. તેમના કામનો સમય તથા કામનું સ્થળ અને બીજા સંજોગો ઘણીવાર પ્રતિકૂળ હોવાથી તેમની તંદુરસ્તી પર ખરાબ અસર થાય છે, જેથી તેમની જીવનદોરી ટુંકી થઈ જાય છે. આ વર્ગ પાસે અણીના પ્રસંગે કામ લાગે તેવી મિલકત ન હોવાને કારણે તેને પૂરું શોષણ કરવા દેવું પડે છે.

વર્ગવિગ્રહ :

આવી પરિસ્થિતિમા મોટાં રોકાણે મોટા નફા મેળવતો મૂડીદાર વર્ગ વધુ ને વધુ પૈસાદાર બનતો જાય છે અને વળી મજૂરી વેચનાર કારીગર–મજૂરવર્ગ વધુને વધુ શોષાતો રહે છે. આ તફાવતને કારણે અંતે ઉદ્ભવતો વર્ગવિગ્રહ મૂડીદારો તથા મજૂરોનાં મન ઉંચા કરી નાખે છે. વર્ગવિગ્રહને લીધે મજૂરો હડતાળનો આશરો લઈ કામ સ્થગિત કરી નાખે છે, જેથી ઉત્પાદન ઘટે છે. ઉત્પાદન ઘટવાથી તેની અસર ભાવ ઉપર થાય છે, જેથી સરવાળે મજૂરોનેજ આર્થિક હાનિ થાય છે.

ઘણીવાર ઉત્પાદન વધી જતાં મૂડીદારો તેમનાં ઉત્પાદન કેંદ્રો બંધ પાડી દઇ તાળાબંધી જાહેર કરે છે. આથી ઘણા મજૂરો બેકાર થઇ જાય છે. એટલે હવે મજૂરોએ પોતાની શક્તિનો સંચય થાય તથા સામૂહિક ધોરણે પોતાના હક્કો પ્રાપ્ત કરી શકાય તે અર્થે મજૂરસંગઠનો સ્થાપવા માંડયાં છે, જેમને રાજ્ય તરફથી પણ માન્યતા મળી છે.

કાર્યસમૂહોનું વર્ણન :

આધુનિક સમાજમાં જુદી જુદી જાતનાં કાર્યો કરનારા સમૂહોના જીવનનાં ઘણાં પાસાં તેમના કાર્યને લીધે એક યા બીજી રીતે અસર પામે છે એવી એક માન્યતા છે. આ માન્યતા અનુસાર, થાએોડોર કેપ્લો નામના એક વિદ્વાને જુદા જુદા કાર્યસમૂહોનું વિભાજન કરીને તેમના સામાજિક, આર્થિક અને વળી નૈતિક વ્યવહારોનું વર્ણન કર્યું છે.[1] તેમના મત અનુસાર પાંચ જાતના કાર્યસમૂહો ગણાવી શકાય:

૧. **ઉદ્યોગોના સંચાલકોનો સમૂહ :** આ સમૂહમાં કારખાનાં અને બીજા ઉદ્યોગોના સંચાલકો આવી જાય.

૨. **ધંધાર્થીઓનો સમૂહ :** આ સમૂહમા શિક્ષકો, પ્રાધ્યાપકો, વકીલો, કલાકારો, લેખકો ડૉકટરો અને છાપાઓના તંત્રીઓનો સમાવેશ થાય.

૩. **નાના ધંધાવાળાઓનો સમૂહ** : આ સમૂહમા છુટક તેમજ જથાબંધ વસ્તુઓ વેચનારા નાનામોટા દુકાનદારો, ઠેકેદારો અને બીજા નાના પાયાના વ્યવસાયોના માલિકોનો સમાવેશ થાય છે.

૪. **કર્મચારીઓનો સમૂહ :** આ સમૂહમાં સરકારી કે બીન–સરકારી હોદ્દેદારો તથા તેવા બીનહોદ્દેદારોનો સમાવેશ થાય છે.

૫. **કુશળ કારીગરોનો સમૂહ :** આ સમૂહમાં કડિયા, સુથાર, પ્લંબર, મોટર હાકનાર અને મિલ કે કારખાનાંમાં જતા મજૂરોનો સમાવેશ કરી શકાય.

---

૧. Theodore Caplow : Sociology of work.

આ વિભાગીકરણ ગ્રાહ્ય રાખવા જેવું છે. પરંતુ તેમની દરેકની ખાસિયતો કે વિશિષ્ટતાઓની બાબતમાં કોઈ પ્રકારનું નિશ્ચિત ધોરણ ઠરાવી શકાય નહીં; આ બધા સમૂહો ફક્ત અર્થરચનાને લીધે ઉદ્દભવેલા છે, એટલે જો એમાં પરિવર્તન આવે તો આ સમૂહોનું વિભાગીકરણ પણ બદલાઈ જાય તો પછી એમની ખાસિયતોનું તો પૂછવું જ શું ?

: ૫ :

# સામાજિક નિયંત્રણો

## સામાજિક નિયંત્રણોની ઉત્પત્તિ :

આપણી ચર્ચાની શરૂઆતમાં આપણે જોયું હતું કે વ્યક્તિ વ્યક્તિ વચ્ચે પારસ્પરિક બોધના થતાં સહકાર, હરીફાઈ કે કદી સંઘર્ષના સીધા તેમજ આડકતરા સંબંધો ઉત્પન્ન થાય છે. આ સંબંધોને લીધે એક પ્રકારની વ્યવસ્થા ઉદ્‌ભવે છે, જેને આપણે સમાજ તરીકે ઓળખીએ છીએ. આ વ્યવસ્થાને ટકાવી રાખવામાં, તેને માર્ગસૂચન કરવામાં તેમજ તેને એક અથવા તો બીજા સ્વરૂપે આયોજવામાં, સમાજમાં કેટલાંક પરિબળો કારણભૂત છે. આ પરિબળો સમાજના સંચાલનમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે અને તે સામાજિક નિયંત્રણો તરીકે ઓળખાય છે. આવાં સામાજિક નિયંત્રણોનો ઉદ્‌ભવ સમાજની અંદર થાય છે અને તેમનું અસ્તિત્વ તથા તેમનું સ્વરૂપ સમાજને લીધે નિર્ધારિત થાય છે. તેમ છતાં, સામાજિક વ્યવસ્થા ઉપર તેમનુ વર્ચસ્વ ઘણુ પ્રબળ હોય છે. આથી કેટલાકે તો ' સમાજ એટલે સામાજિક નિયંત્રણોનો સમૂહ ' એમ કહ્યુ છે.

આ અતિશયોક્તિ છે; પણ સામાજિક નિયંત્રણો અને સમાજ-વ્યવસ્થાનો સંબંધ અવગણી શકાય તેમ નથી. આ નિયંત્રણો સમાજ-વ્યવસ્થામાં ઘનિષ્ઠતા લાવે છે અને તેમના સંચાલનને લીધે સમાજ-વ્યવસ્થામાં સાતત્ય ટકી રહે છે. જો આવાં નિયંત્રણો ન હોત તો

સમાજમાં બધા વ્યવહારો અસ્તવ્યસ્ત બની જાતઃ એટલે કે સામાજિક નિયંત્રણો સમાજમાં અંધાધૂંધી અટકાવી એકય લાવે છે. સમાજવ્યવસ્થાનું સ્વરૂપ તથા તેની રચના જે બાહ્ય લક્ષણો દ્વારા પરખાય છે તેવાં લક્ષણો આ નિયંત્રણો જ છે. સમાજમાં રહેતી વ્યક્તિઓની રહેણીકરણી તેમજ તેમનો બીજો સઘળો સામાજિક વ્યવહાર આ નિયંત્રણો અનુસાર થયા કરે છે; એટલું જ નહીં પણ ઘણીવાર તો આ નિયંત્રણો પ્રતિબંધ રૂપે વ્યક્તિના વ્યવહારો પર રોકટોક લાવી શકે છે, જેથી તેના સામાજિક જીવનની ઘણી પ્રવૃત્તિઓ નિયંત્રણો અનુસાર નિશ્ચિત થાય છે.

વ્યક્તિએ શું કરવું અને શું ન કરવું, કેવી રીતે વર્તવું, શું ખાવું, શું પહેરવું ઓઢવું–ટુંકામાં, ઘડથી ટોચ સુધીની બધી પ્રવૃત્તિ તેણે કેવી રીતે કરવી, ન કરવી, તે બધું આ નિયંત્રણો ઠરાવે છે; અને વ્યક્તિ પણ મોટે ભાગે વિના આનાકાની, સ્વેચ્છાથી, આ નિયંત્રણો અનુસાર પોતાના જીવનવ્યવહાર યોજે છે. એટલું જ નહીં પણ તેમને પોતાના સામાજિક જીવનના આદર્શો ગણી તે અનુસાર પોતે વર્તન કરે તેમ તે ઇચ્છે છે. દરેક કાર્ય કેવી રીતે કરવુ તેનાં ધોરણુ આ નિયંત્રણો દ્વારા કરી ચૂકેલાં હોઇ, જે તે પ્રસંગે કેવી રીતે વર્તવું તે વ્યક્તિને આપોઆપ માલમ પડી જાય છે : તેને વિચાર કરવાની જરૂર પડતી નથી. આમ, વ્યક્તિની શકિતઓનો બચાવ કરવામા નિયંત્રણોનો હિસ્સો નોંધનીય છે. સામાજિક નિયંત્રણો એકલા વ્યક્તિના બાહ્યાચાર પૂરતાં મર્યાદિત નથી રહેતાં; તેમની અસર વ્યક્તિના આંતરિક જીવન ઉપર પણ પડે છે એટલે કેટલાકનો મત છે કે વ્યક્તિનાં વાણી, વિચાર તેમજ વર્તન, સામાજિક નિયંત્રણોને લીધે નિશ્ચિત થાય છે; તેથી તેમનું ઉલ્લંઘન વ્યક્તિ કરી શકે તેમ નથી.

આ જરા વધારે પડતી માન્યતા ગણાય. સામાજિક નિયંત્રણો વ્યક્તિ ઉપર કાબૂ ધરાવે છે એ ખરું, પણ તેનો અર્થ એવો નથી કે

વ્યક્તિ તેમનું ઉલ્લંઘન ન કરી શકે. વાસ્તવમાં, વ્યક્તિ ધારે તો આ નિયંત્રણોને અવગણી શકે, અને જો તેનામાં હિંમત હોય, તો તેમને પરિવર્તિત પણ કરી શકે છે. સામાજિક નિયંત્રણો એ કાંઇ કુદરતના કે ભૌતિકશાસ્ત્રના નિયમો જે વાં સચોટ અને ફેરફાર ન કરી શકાય તેવાં નથી હોતાં. એ તો સામાજિક વ્યવહારોનાં ધોરણોજ નક્કી કરે છે : તેમના આદર્શો ઠરાવે છે. એટલે એ સમાજ ઉપર બળજબરીથી ઠોકી બેસાડેલા નિયમો નથી. એ તો વ્યકિતની લાગણીઓ, તેની સામાજિકતા અને તેની બુદ્ધિ ઉપર નિર્ભર હોવાથી સમાજના એક ભાગ રૂપ છે. વળી તેમનો ઉદ્‌ભવ ઘણું ખરું વ્યકિતની જરૂરિયાતને લીધે થાય છે. એટલે વ્યક્તિની જરૂરિયાતો જેમ જેમ બદલાતી જાય તેમ તેમ સામાજિક નિયંત્રણોમાં પણ પરિવર્તન આવતું જાય છે. વ્યકિતઓ તેમને માન્ય કરે છે, તેનું એક કારણ એ છે કે, સામાજિક નિયંત્રણો લાંબાગાળાના અસ્તિત્વને લીધે વ્યકિતઓ માટે ટેવ જેવાં બની જાય છે અને વળી કેટલીક વાર સામાજિક નિયંત્રણોને રાજ્યની માન્યતા મળે છે એટલે બળપૂર્વક તે વ્યકિતના જીવનવ્યવહારનું નિયમન કરે છે. ઘણીવાર તેમને ધર્મ અને નીતિમત્તાનુ પીઠબળ હોય છે એટલે વ્યકિત તેમનો સ્વેચ્છાએ સ્વીકાર કરે છે: જાણે કે તે તેના સ્વભાવ રૂપ ન બની ગયાં હોય ![1]

### દૈનિક વ્યવહારમાં નિયંત્રણો :

આ હકીકતોને સમજવા માટે આપણે એક સામાન્ય માણસના નિત્યક્રમને તપાસીએ, જેથી સામાજિક નિયંત્રણો એના જીવનને કયાં કયાં, કઇ રીતે અને કેટલે અંશે સ્પર્શે છે, તે સ્પષ્ટ થશે. ધારો કે એક માણસ સવારમાં ઉઠયો. ઉઠીને તેણે માતાપિતાને વંદન કર્યાં, કેમ કે એના સમાજમાં માતાપિતાને પૂજ્ય ગણવાની પુરંપરા ચાલી આવી છે.

१. M. Ginsberg : Problems & Methods of Sociology :
F. C. Bartlett and others : Study of Society P. 453.

સ્નાનાદિ કરી તે મંદિર દર્શન કરવા ગયો. તેના ધર્મ અનુસાર, સવારમાં ઇશ્વરસ્તવન કરવા જવાનો રિવાજ છે. મંદિર જઈ તેણે આરતી ઉતારવાની ધાર્મિકક્રિયા કરી અને ત્યાંથી ઘેર પરત આવી છાપું વાંચવા લીધું. છાપામાં આવેલી કેટલીક વિગતો તેના સામાજિક જીવનને સ્પર્શતા જનમત અંગેની હતી, એટલે તેણે તે રસપૂર્વક વાંચી. સમય થતાં તે પાટલા ઉપર જમવા બેઠો: તેના સમાજમાં પાટલા ઉપર જમવા બેસવાનો લોકાચાર હોવાથી તેને ટેબલખુરશીનું જમણુ માફક આવતું ન હતું. જમીને તેણે નોકરી ઉપર જવાની તૈયારી કરવા માંડી. નવું ટ્રયુબર્નાઈઝડ કોલરવાળું ખમીસ પહેરી તેણે તેની ઉપર ટાઈ બાંધી. ટ્રયુબર્નાઇઝડ કોલર પહેરવાની આધુનિક ફેશનમાંથી તે શી રીતે બાકાત રહી શકે ? તેના મોભા અનુસાર તેને ટાઇ પણ પહેરવીજ પડે ને ? ઝટઝટ કપડાં પહેરી પોતાનાં માતાપિતાને અભિવાદન કરી તે બસ સ્ટેન્ડ ઉપર ગયો, ત્યાં તો લાંબી કતાર લાગી હતી. તેને ઉતાવળ હતી એટલે સૌથી મોખરે જઈ બસ પકડવાની ઇચ્છા તો તેને થઇ પણ કતારમાં ઉભવાના કાયદાનો ભંગ કરનારને શિક્ષા થાય એ ડરે તે સૌની પાછળ જઇને ઉભો રહ્યો.

ઓફિસના તેના તાબાના માણસોએ તેને નમસ્કાર કર્યા અને તેણે પણ વળતા નમસ્કાર કરવાનો શિષ્ટાચાર કર્યો. ટેબલ ઉપર કામકાજની શરૂઆત કરે છે તેવામાં બે જણ તેને મળવા આવ્યા. એ લોકો તેની પાસે સીધાજ આવ્યા હતા અને શિરસ્તા પ્રમાણે તેમણે તેમના નામની ચિઠ્ઠી મોકલી ન હતી એટલે તેને જરા અડવું લાગ્યું, છતાં તેમની સાથે તેણે સભ્યતાથી વાત તો કરી. તેઓ કોઇક કામની સિફારસ કરવા આવ્યા હતા, પણ તેણે તેમનું સૂચન અગ્રાહ્ય કર્યું કેમકે તેની નીતિમત્તાના ધોરણ પ્રમાણે તે કશું અન્યાયી કૃત્યકરી શકે તેમ ન હતો. કામ પરવારી ઓફિસના નિયમ પ્રમાણે સાંજના છ વાગતાં તે ઘેર ગયો.

આ વ્યક્તિના આ અને આવા જીવનક્રમની બધી બાબતો સામાજિક નિયંત્રણો પ્રમાણે યોજાઇ છે. પરંપરા ( Tradition )

રિવાજ (Custom), લોકાચાર (Folkways), જનમત (Public Opinion), નિયમ (Rule)એ બધાં સામાજિક નિયંત્રણો છે, જે અનુસાર તેની સઘળી પ્રવૃત્તિઓ તેમજ તેની માન્યતાઓ ઘડાય છે. આ ઉપરાંત વિધિ (Ceremony), પ્રથાઓ (Mores), સામાજિક સંસ્થાઓ (Social Institutions), જ્ઞાતિ અને વર્ગ તેમજ શિક્ષણને સામાજિક નિયંત્રણો તરીકે ઓળખાવી શકાય.

આપણી ચર્ચામાં હવે આપણે આ બધાં નિયંત્રણોને તપાસીશું: તેમને એકબીજાથી ભિન્નત્વ આપનાર લક્ષણો કયાં છે અને તેમનો અરસપરસનો શો સંબંધ છે તે પણ હવે આપણે જોઇશું. દાખલા તરીકે પરંપરા, રિવાજ અને શિરસ્તો પ્રથમ દર્શને એક સરખાં લાગે છે, પણ ઊંડાણમાં ઉતરી તેમને તપાસીએ તો ત્રણેમાં ફરક છે. આ ફરક પાડનારાં કારણો કયાં છે તે આપણે જોવું ઘટે. તે જ પ્રમાણે પરંપરા, રિવાજ, શિરસ્તો, નિયમ અને કાયદો અરસપરસ સંકળાયેલાં લાગે છે અને એકને લીધે બીજાને પ્રોત્સાહન મળે છે તે શી રીતે શક્ય છે તે પણ આપણે જોવુ ઘટે. વળી આ સામાજિક નિયંત્રણોનો આધાર શો છે, નિયંત્રણો કેમ ઉદ્ભવે છે અને શી રીતે ટકી રહે છે તે પણ આપણે તપાસીશું અને આપણી આ ચર્ચાના અંતમાં સામાજિક નિયંત્રણો કેવાં હોવાં જોઇએ અને કેવાં નિયંત્રણો ઇચ્છનીય નથી, એ તપાસી તેમાં પરિવર્તન આવે છે કે કેમ અને કેવી રીતે તે બધાં પરિવર્તિત થાય છે તે આપણે જોઇશું, જેથી સામાજિક પરિવર્તન શું છે તે અંગેની આપણી ચર્ચાની પૂર્વભૂમિકા તૈયાર થાય.

**પરંપરા:**

સમાજમાં પ્રવર્તતી કેટલીક માન્યતાઓ તથા રીતરસમો જે સમાજે અપનાવી છે અને જે પેઢી દર પેઢીથી ચાલતી આવી છે તે પરંપરાઓ તરીકે ઓળખાય છે. કેટલીક માન્યતાઓ શરૂઆતમાં વ્યક્તિગત હોય છે, જે ધીરે ધીરે સમૂહગત બને છે.

આવી સમૂહગત માન્યતાઓ અને તેમની સાથે સંકળાયેલી પદ્ધતિઓ અને રીતરસમો સમાજમાં લાંબે ગાળે જડીભૂત થાય છે. તે અનેક પેઢીઓ સુધી સતત ચાલ્યા કરે છે, એટલે તેવી માન્યતાઓ તથા તેવી રીતરસમો ઐતિહાસિક મહત્ત્વ પામે છે. તેમને પરંપરા કહેવામાં આવે છે. આવી પરંપરાઓ દરેક સંસ્કૃતિમાં જુદી જુદી જાતની હોય છે અને તે સૌની પાછળ કંઇ ને કંઇ નૈતિક મૂલ્ય હોવાને કારણે તે ટકી રહે છે. આવું નૈતિક મૂલ્ય અને તેને લીધે ઉદ્‌ભવતી પરંપરાને દેશકાલાનુસાર અસર પહોંચે છે. આપણા દેશમાં વચનપાલનની તેમજ પિતૃભક્તિની પરંપરા છે, તે આપણી સંસ્કૃતિના ખાસ લક્ષણરૂપ છે. તુલસીદાસજીએ તેથી જ આ પરંપરાનું મહત્ત્વ ગાવા કહ્યું હતું કે,

'રઘુકુલ રીતિ સદા ચલી આઇ,
પ્રાણ જાય અરૂ વચન ન જાઇ.'

આ જ પ્રમાણે ઇસ્લામની ઐકયની ભાવના એટલી દૃઢ બની ગઇ છે કે મુસલમાનોમાં નમાજ વખતે ભેદભાવ વગર સૌને સાથે ઉભા રહેવાની પરંપરા ચાલી આવી છે[1]. બ્રિટનમાં બીજા દેશના ક્રાંતિકારીઓને આશરો આપવાની પરંપરા વર્ષોથી ચાલી આવી છે.

પરંપરાઓ પેઢી દર પેઢીથી ચાલી આવતી હોવાથી તે એક પેઢીને બીજી પેઢી સાથે સાંકળે છે. જેમ જૈવિક આનુવંશિકતામાં માબાપ તરફથી ફરજંદને કેટલાંક શારીરિક લક્ષણો વારસામાં મળે છે, તેમ પાછલી પેઢીના વિચારો, તેની માન્યતાઓ અને બીજી રીતરસમો ભાવિ પેઢીને સામાજિક વારસા રૂપે મળે છે, તેથી સમાજમાં એક પ્રકારનું સાતત્ય જળવાઇ રહે છે.

---

૧ 'એક હી સફમેં ખડે હો ગયે મેહમૂદો અય્યાઝ,
ન કોઇ બન્દા રહા ન કોઇ બન્દાનવાઝ.'
—મહંમદ ઇકબાલ

પરંપરાઓ દરેક ક્ષેત્રમાં ચાલતી આવી હોય છે એટલે સાહિત્ય સંગીત અને લલિતકળાઓનાં બધાં સાંસ્કારિક સ્વરૂપો પરંપરાઓ પ્રમાણે નિર્ધારિત થયાં હોય છે; એટલું જ નહિ, આવી પરંપરાઓને કારણે આ બધાં સાંસ્કારિક સ્વરૂપો દરેક સમાજમાં ભિન્ન રૂપે જોવા મળે છે.

પરંપરા અને રૂઢિ વચ્ચે તફાવત છે. પરંપરા કોઈ એક ગ્રાહ્ય કરાયેલા નૈતિક મૂલ્યની આસપાસ રચાય છે, જ્યારે રૂઢિની પાછળ ભાવનાઓ તેમજ લાગણીઓ હોય છે, જેની આસપાસ તે રચાય છે. પરંપરા વિશાળ કાર્યફલક દર્શાવે છે, જ્યારે રૂઢિ સંકુચિત મનોદશાની દ્યોતક છે. લોકોની જરૂરિયાતો જ્યારે બદલાય ત્યારે તેમનાં નૈતિક મૂલ્યો બદલાય છે અને અંતે તેમની આસપાસ યોજાયેલી પરંપરા પણ બદલાય છે. પરંતુ જો આવે વખતે પરંપરાનું સ્વરૂપ બદલાય નહીં અને સમાજ ઉપર તેની પકડ ઢીલી થાય નહીં, ત્યારે તે પ્રત્યાઘાતી બની જાય છે અને તે વખતે તેને રૂઢિ તરીકે ઓળખાવી શકાય. રૂઢિ જૂનવાણી વિચારો અને માન્યતાઓ દર્શાવનારી હોઇ તેનું સ્વરૂપ પરિવર્તિત કરતી નથી; અલબત્ત, આખરે તેનો અંત આવી જ જવાનો છે. આપણા દેશમાં વૈદિક કાળમાં ચાતુર્વર્ણ્ય નભી શક્યું, પરંતુ તેને હજુ ટકાવી રાખવા મથતા રૂઢિચુસ્ત લોકોને સફળતા મળવાની નથી, કેમ કે પલટાતા સંજોગોમાં મૂલ્યાંકનો પલટાયાં છે અને તેથી જૂની પરંપરાઓએ બદલાવું જ રહ્યું.

**રિવાજ :**

દરેક સમાજમાં અરસપરસ હળવામળવાની, વાતચીતની, ખાવાપીવાની અને બીજા સામાજિક સંબંધોની રીતરસમો ઠરેલી હોય છે. આવી ઠરેલી રીતરસમો દરેક સમાજની લાક્ષણિકતા સૂચવનારી હોય છે. વળી વ્યક્તિના જીવનવ્યવહારોને જાણ્યે અજાણ્યે અસર કરનારી હોવાથી તે વ્યક્તિની સ્વાભાવિક ટેવ સમાન બની ગઇ હોય છે: તે રિવાજ તરીકે ઓળખાય છે. આપણામાં આવા ઘણા

રિવાજ પ્રવર્તે છે, જેમ કે સૌભાગ્યવંતી સ્ત્રી કપાળમાં ચાંલ્લો કરે છે તે એક જાતનો રિવાજ સૂચવે છે, લગ્ન વખતે વરકન્યાને ફૂલનો ખૂંપ પહેરાવવાનો કેટલાકમાં રિવાજ છે અને વળી મરણને ઉજવતું બારમું પણ રિવાજ જ છે. આ અને આવા રિવાજ દરેક સમાજમાં જુદી જુદી રીતે પ્રવર્તતા હોય છે.

**રિવાજનો ઉદ્‌ભવ :** કેટલીક વ્યક્તિગત રીતરસમો અને ટેવો તેના જેવી બીજી રીતરસમો તથા ટેવોમાં ભળે છે: કેટલીક વાર બંને એક બીજી ઉપર અસર કરી ફેરફાર આણે છે એટલે નવા પ્રકારની પદ્ધતિ ઉદ્‌ભવ પામે છે જેને રિવાજ કહી શકાય.[૧] હોબહાઉસ રિવાજની ચર્ચા કરતાં કહે છે, 'વ્યક્તિગત કેંદ્રમાંથી ઉદ્‌ભવતા કેટલાક અભિપ્રાયો, કેટલાક મંતવ્યો અને કેટલાક નિર્ણયો, બીજા તેવાંજ મંતવ્યો સાથે ટકરાતાં તેમનું પરિવર્તન થાય છે અથવા તો તે પરિવર્તન આણે છે. આવા સંઘર્ષમાંથી કાયમને માટે ટકી રહે તેવો એક જાતનો નિર્ણય પેદા થાય છે, જે બીજા માણસોના વિચાર તેમજ વર્તન ઉપર અસર કર્યા કરે છે અને તેથી તે રિવાજ તરીકે ઓળખાય છે.'[૨]

**રિવાજ અને ટેવ :** રિવાજ વ્યક્તિગત ટેવ સમાન બની જાય છે એ ખરૂં, પણ તેથી રિવાજ અને ટેવને એક ગણવાં ન જોઈએ. ટેવ વ્યક્તિગત વર્તણૂક દર્શાવે છે, જ્યારે રિવાજ સમૂહગત માન્યતા તથા વર્તણૂક દર્શાવે છે. બીજું, રિવાજમાં એક પ્રકારનું ઉત્તરદાયિત્વ સમાયેલું છે, જે ટેવમાં નથી: ચાર માણસ કોઈને મળવા જાય ત્યારે તેમને ચા પીવડાવવાનો રિવાજ થઇ ગયો છે, પણ આપણે સવારમાં ચા પીએ છીએ તે ટેવને લીધે, એટલે કે રિવાજમાં એક પ્રકારનું ફરજનું ભાન સમાયેલું હોય છે, જે ટેવમાં નથી હોતું. વળી

---

૧. M. Ginsberg· Psychology of Society. P. 103

૨. L. T. Hobhouse : Morals in Evolution : P. 12

ઉપર જણાવેલા હૉબહાઉસના મત અનુસાર રિવાજમાં એક પ્રકારનું મંતવ્ય અને તેને લગતો અભિપ્રાય સમાયેલાં છે, જ્યારે ટેવ નર્યાં માનસિક કે શારીરિક કાર્ય ઉપર આધાર રાખે છે. રિવાજના પાલન પાછળ આજ્ઞાનો તથા અનુમતિનો ભાસ હોય છે–ટેવની પાછળ દરી આજ્ઞાનો અંશ માત્ર નથી હોતો.

રિવાજ અને પરંપરા : રિવાજ આકસ્મિક રીતે અસ્તિત્વમાં આવતા કાર્યને લીધે ઉદ્ભવી રફતે રફતે સામૂહિક વ્યવહારમાં ભળી જાય છે. એની પાછળ કોઇ મૂલ્યાંકનનું પીઠબળ હોતું નથી. પરંપરાની પાછળ જે તે સંસ્કૃતિના મુખ્ય લક્ષણ સમું મૂલ્યાંકન રહેલું હોય છે. રિવાજનું કાંઈ પણ ઐતિહાસિક મહત્ત્વ નથી, જ્યારે પરંપરા ઐતિહાસિક મહત્ત્વ ધરાવતી હોવાથી તેનું રાષ્ટ્રિય મહત્ત્વ પણ ઘણું હોય છે. રિવાજમાં પરિવર્તન આણવું એ વ્યક્તિ કે સમાજને માટે અઘરૂં નથી. જ્યારે પરંપરાનું પરિવર્તન રિવાજની સરખામણીમાં કઠિન છે. ઘણા રિવાજ એવા હોય છે, જે સમાજની એક યા બીજી પરંપરા દર્શાવે છે, એટલે કેટલાક વિદ્વાનોએ રિવાજ તથા પરંપરા વચ્ચેનો તફાવત પ્રમાણનો હોવાનું જણાવ્યું છે. તેમના મત અનુસાર આ તફાવત આત્મલક્ષી ( Subjective ) છે, નહી કે પરલક્ષી ( Objective ).

રિવાજ અને સામાજિક સંસ્થા : રિવાજની ચર્ચાની શરૂઆતમાં આપણે જોયું, કે દરેક સમાજમાં અરસપરસ હળવા મળવાની, વાતચીતની, ખાવાપીવાની અને બીજા સામાજિક સંબંધોની રીતરસમો ઠરેલી હોય છે. આ પરથી એવુ અનુમાન થાય કે રિવાજ અને સામાજિક સંસ્થા એક છે, પરંતુ વાસ્તવમાં તેમ નથી. સામાજિક સંસ્થાઓ તો સંગઠનો–મંડળોની કાર્યપદ્ધતિ નક્કી કરનારાં જાહેર તથા બાહ્ય લક્ષણો છે. તે દરેક સંગઠન પૂરતાં મર્યાદિત તેમજ લાક્ષણિક હોય છે. જયારે રિવાજ સમાજ સમગ્રના સમૂહોમાં પ્રવર્તતા હોય છે. વળી આવું વિસ્તૃત સ્વરૂપ હોવા છતાં

રિવાજમાં પરિવર્તન આવે ત્યારે તે કાંઈ ગંભીર બીના ન ગણાય, પણ જો સામાજિક સંસ્થામાં ફેરફાર થવાના ભણકારા વાગે તો આખો સમાજ ખળભળી ઉઠે. દાખલા તરીકે, લગ્ન વખતે ઘોડે ચઢીને જવાને બદલે કોઈ મોટરમાં બેસીને કે ચાલતું જાય તો તેથી બહુ બહુ તો થોડા ટીકા કરે, પણ જો લગ્નસંસ્થામાં ફેરફાર કરવાની કોઈ વાત કરે તો આખો સમાજ તેને પડકારે છે.

**રિવાજનાં કાર્યો :** જો રિવાજ ટકી રહે તો એક પેઢીની કાર્ય-પદ્ધતિઓ તે બીજી પેઢીને સોંપે છે. આ દષ્ટિએ તેને સામાજિક વારસાનું કાર્ય કરનાર પરંપરાની તોલે ગણાવી શકાય. વળી રિવાજને લીધે સમાજનાં ઘણાં કાર્યો સુગમતાથી કરી શકાય છે, જેથી માણસને દરેક વખતે વિચાર કરી નિર્ણય કરવો પડતો નથી. આ દષ્ટિએ રિવાજ શક્તિ બચાવનારા હોવાથી સમાજને કામના છે, એટલે વ્યક્તિ પણ વિના આનાકાની, કોઈ જાતની દલીલ કર્યા વિના રિવાજ પ્રમાણે વર્તે છે.

રિવાજ એક ઘરડમાં રહેતા નથી, તેમનું સ્વરૂપ બદલાતું રહે છે જે રિવાજ પલટાતી પરિસ્થિતિને અનુકૂલ થતા નથી, બદલાતા નથી, તેમને સમાજ ઉખેડીને ફેંકી દે છે. જેમ કે આપણા સમાજમાં કોઈના મરણ પ્રસંગે જાહેરમાં રડવા કૂટવાનો રિવાજ છે જે અત્યારના સંજોગોમાં અવાસ્તવિક લાગવાથી સમાજમાં તેની માત્રા ઘટી રહી છે. આવું જ બીજા ઘણા રિવાજોનું થયું છે.

આ ચર્ચાનો એવો અર્થ ન નીકળે કે રિવાજ એટલા બધા પ્રતિગામી છે અને તેથી ફગાવી દેવા જેવા છે. કેટલાક રિવાજ સંસ્કાર-સૂચક, શુદ્ધિસંચારક અને સામાજિક વ્યવહારો સરળ બનાવનારા હોઈ સમાજને હિતકર છે, એટલે તે ટકાવી રાખવા ઘટે. સ્ત્રીઓને ઉચ્ચસ્થાન આપવાનો રિવાજ અથવા કોઈની આગતાસ્વાગતા કરવાનો રિવાજ આપણા સમાજની વિશિષ્ટતા દર્શાવે છે અને તે ઉત્તેજનપાત્ર છે.

## શિરસ્તો ( Convention ) :

કેટલીક સામાજિક લાગણીઓનું બાહ્ય પ્રદર્શન કરવાની રીત એટલે શિરસ્તો. શિરસ્તો સામાજિક વ્યવહારનું ઔપચારિક સ્વરૂપ દર્શાવે છે. કેટલાક લોકવ્યવહારો એવા હોય છે, જેમની પાછળ તે લોકવ્યવહારનું સૂચન કરતી ભાવના હોતી નથીઃ ફક્ત સામાજિક અનુમતિ હોવાને કારણે, લોકોએ સંમતિ દર્શાવીને ગ્રાહ્ય કરેલા હોવાથી, તે વ્યવહારો સમાજમાં પ્રવર્તતા હોય છે અને ' શિરસ્તા ' તરીકે ઓળખાય છે. દાખલા તરીકે, કેટલીક કચેરીઓમાં અરજી કરવા માટે ચોથિયો કાગળ નહીં વાપરવાનો શિરસ્તો હોય છે; ન્યાતવરામાં શાક દાળ પહેલાં પીરસી મિષ્ટાન્ન છેવટે પીરસવાનો શિરસ્તો હોય છે. આ બધા શિરસ્તાની સામાજિક વ્યવહારોના સંચાલનમાં કે તેમને ટકાવી રાખવામાં ખાસ અગત્યતા નથી. શાક પહેલું પીરસાય કે મીઠાઈ, તે જમણવારની દૃષ્ટિએ ગૌણ છે. પણ લોકોને રુચ્યું હોવાથી, તેમને માફક આવી ગયું હોવાથી, અને તેમની અનુમતિ તે પ્રકારની હોવાથી તેમણે આવો શિરસ્તો માન્ય કરેલો હોય છે.

શિરસ્તો આમ સમાજના ઉપરછલ્લા વ્યવહારો સૂચવે છે, તેની પાછળ કોઇ સત્તાવાહી હૂકમ હોતો નથી. લોકોને ગમ્યું તે તેમણે કર્યું–કેમકે તેવું કરવાથી સામાજિક વ્યવહારો સરળ બનતા ગયા અને તેથી લોકોની માન્યતા મેળવતા ગયાઃ લોકોએ તેમના પ્રત્યે સહમતી દર્શાવી. આ રીતે સહમત થવાને લીધે લોકો જે વ્યવહાર કરે તે શિરસ્તો થઇ જાય છે.

શિરસ્તાનું વર્ણન કરતાં એક વિદ્વાને કહ્યું છે, ' કેટલાક ઉપલા ગણાતા વર્ગના લોકોમાં અમુક જાતની રીતિનીતિઓ પ્રવર્તતી હોય છે, તેને બીજા વર્ગોના લોકો માનપૂર્વક જુએ છે અને પોતાના વર્ગમાં પણ તેવીજ રીતિનીતિઓ દાખલ કરવાની નેમ તેઓ સેવતા હોય છે. આવી રીતિઓ સામાજિક વ્યવહારની દૃષ્ટિએ

રૂક્ષ ગણાય, છતાં તેમનું અનુકરણ થાય છે, એટલે તે ઉપલા વર્ગના શિરસ્તા સમાન છે[1].

શિરસ્તામાં અને રિવાજમાં તફાવત છે. રિવાજમાં આંતરિક વ્યવહારો અને તે પરત્વેનાં મંતવ્યો સમાયેલાં હોય છે. શિરસ્તામાં તેવાં આંતરિક મંતવ્યોની આવશ્યકતા નથી; એ તો ફક્ત બાહ્ય સંમતિ-દર્શક હોય છે. રિવાજનું આડકતરું તથા પ્રતીકસૂચક કાર્ય શિરસ્તો કરે છે. જેમ કે ફાઉન્ટનપેન અને શાહીથી લખવાનો રિવાજ થઇ પડયો છે, પણ અમુક લખાણ માટે અમુક જાતનો કાગળ વાપરવો કે અમુકજ શાહી વાપરવી એ શિરસ્તા પ્રમાણે નિશ્ચિત થાય છે.

કેટલાક શિરસ્તાને લીધે સામાજિક ઘર્ષણો અટકી જાય છે. કેટલીક વાર કોઇ મોટી ઉમરના માણસ કોઇનું અપમાન કરે તો પણ તેમની સામે નહીં બોલવાનો અને ગમ ખાવાનો શિરસ્તો ઘણા લોકોમાં હોય છે. આવા શિરસ્તાને લીધે ઘણું ઘર્ષણ અટકી જાય છે અને નિદાન બાહ્ય વ્યવહારો સરળતાથી ચાલ્યા કરે છે.

ફેશન :

સામાજિક વ્યવહારોમાં ઘણી વસ્તુઓ કેટલાક ઠરેલા રિવાજ પ્રમાણે થયા કરતી હોય છે. આવી રિવાજ પ્રમાણે થતી વસ્તુઓમાં થોડે થોડે વખતે ફેરફાર થયા કરે છે. ફેરફારોનો આ ક્રમ ફેશન તરીકે ઓળખાય છે. જેમકે સુધરેલા ગણાતા આપણા સમાજમાં પાટલુન પહેરવાનો રિવાજ છે. પણ તેની સિલાઇમાં થોડે થોડે વખતે ફેરફાર આવ્યા કરે છે. આવા ફેરફારના ક્રમને ફેશન કહેવામાં આવે છે. પહેલાં નાની બાંયનું પાટલુન પહેરાતું, ત્યાર બાદ તેનું સ્થાન મોટી પહોળી બાંયે લીધું અને આજે નેરોકટનું અમેરિકન જાતનું પાટલુન પહેરાય છે. આ બધાં પરિવર્તનોના ક્રમને ફેશન કહી શકાય.

ફેશન ફક્ત કપડાંલત્તાં કે પહેરવાની ઢબ પૂરતીજ મર્યાદિત નથી. લોકોની માન્યતાઓની, તેમનાં કેટલાંક મંતવ્યોની, તેમના

1. M. Ginsberg : Sociology. P. 152

આરામ અને આમોદપ્રમોદની રીતોની, રહેણીકરણીની, ઘર અને તેનું રાચરચીલું સજાવવાની, બોલચાલની, સાહિત્ય સંગીત અને બીજી લલિતકળાઓની આ બધીજ પ્રવૃત્તિઓમાં આવતાં પરિવર્તનોના ક્રમને ફેશન કહેવાય. આપણે ઘણીવાર કહીએ છીએ, 'આમ કરવાની ફેશન છે'' તેમ બોલવાની ફેશન છે'' આમ લખવાની ફેશન થઇ પડી છે' -તે આ અર્થમાં પરિવર્તનક્રમ સૂચક છે.

સુધરેલા ગણાતા અને ભદ્રવર્ગના લોકો પોતાનું વૈશિષ્ટ્ય ટકાવી રાખવા અમુક જાતની રીતરસમો અપનાવે છે. એટલે ફેશન શબ્દ ખાસ તો આવા ભદ્રલોક માટેજ વપરાય છે. પરંતુ ફેશનનો આધાર અનુકરણ હોઇ નીચલા વર્ગના ગણાતા લોકોમાં તે સીધી ઉતરી આવે છે. આવી રીતે નીચલા ગણાતા વર્ગના લોકો અનુકરણ કરવા માંડે ત્યારે ભદ્રલોકને ચિંતા થાય છે કે સૌએ તેમનું અનુકરણ કરવા માંડ્યું હોવાથી તેમનું આગવું મહત્ત્વ ડગમગી જશે, એટલે ભદ્રલોક નવી ફેશન અપનાવે છે અને જુની ફેશનને રૂખસદ આપી દે છે. આમ ફેશન પોતેજ પોતાનો અંત આણવામાં કારણભૂત બને છે. સ્ત્રીઓના પોષાકની ઘણી વિગતો આ હકીકતના ઉદાહરણ રૂપ છે.

ફેશન અને રિવાજમાં તફાવત છે. રિવાજ મનુષ્યજીવનની ખાસ જરૂરિયાતોને સ્પર્શે છે, જ્યારે ફેશન ફક્ત બાહ્ય સ્વરૂપને સ્પર્શે છે. રિવાજ ઘણું ખરું દૃઢ બનેલો હોઇ તેમાં એકદમ પરિવર્તન આવતું નથી, ફેશનમાં પરિવર્તન ડગલે ને પગલે થયા કરે છે. પરિવર્તન થાય છે, એટલે જ ફેશન નામ આપવામાં આવ્યુ છે. રિવાજ પ્રમાણે વર્તનારનો ઇરાદો ભૂતકાળની વિગતો પ્રમાણે વર્તવાનો હોય છે, જ્યારે ફેશન પ્રમાણે વર્તનાર તત્કાળની વિગતોનું અનુકરણ કરવાની નેમ રાખે છે. આવો તફાવત ફેશન અને રિવાજ વચ્ચે હોવા છતાં એક હકીકત ધ્યાનમાં રાખવા જેવી છે કે કેટલાક રિવાજ ઉપર ફેશનની અસર થયા કરે છે અને નવીનતાની ઇચ્છા તથા જે છે

તેનું અનુકરણ કરવાની ઈચ્છા ફેશનદ્વારા સંતોષાતી હોઈ ફેશન સમાજની ગતિશીલતાસૂચક છે. [1]

## શિષ્ટાચાર ( Etiquette ):

વર્તનમાં કેટલાક નિયમોનું પાલન કરવું જોઇએ એવી માન્યતા દરેક સમાજમાં પ્રચલિત છે. આ નિયમો દરેક સામાજિક વર્ગમાં તેમજ સમૂહમાં જુદા હોય છે. જેમ કે કેટલાક વર્ગોમાં જમતી વખતે રોગની કે દુઃખદર્દોની વાતચીત કરવી યોગ્ય મનાતી નથી; કેટલાક લોકોમાં કોઈનો પગાર પૂછવો ઠીક ગણાતું નથી; અંગ્રેજ સ્ત્રીઓને તેમની ઉમર પૂછવી કે તેમને કેટલા બાળકો છે એવું પૂછવું જરા અડવું મનાય છે આવી બાહ્ય સંબંધોની ઔપચારિકતા દર્શાવનારી રીતરસમો શિષ્ટાચાર કે સભ્યતા તરીકે ઓળખાય છે અને તે મુખ્યત્વે સામાજિક રીતભાતનો ઉલ્લેખ કરતાં વપરાય છે.

કેટલાક સામાજિક વર્ગોની રીતભાત એમનું વૈશિષ્ટય દર્શાવનારી હોવાથી તે તેમનો શિષ્ટાચાર કહેવાય છે. જેમ કે ઉપલા વર્ગના લોકોમાં બે માણસ વાત કરતા હોય તેમાં ત્રીજાએ વગર બોલાવ્યે બોલવું તે અશિષ્ટ–અસભ્ય–વર્તન લેખાય છે. સામાન્ય જનતામાં આવી રીતભાતની છોછ નથી હોતી. ત્રીજા વર્ગના ડબ્બામાં બેઠેલા લોકો નિખાલસતાથી વાતચીત કરે છે, જ્યારે પહેલા વર્ગના ડબ્બાના મુસાફરો ચોવીસ કલાક સાથે રહે તો પણ એક બીજાનું નામ પૂછવામાં નાનમ ગણે છે.

મતલબ કે શિષ્ટાચાર–સભ્યતા–એ સામાજિક વર્ગો વચ્ચેનો તફાવત દર્શાવે છે અને તેવા સામાજિક વર્ગો આવી સભ્યતાના નિયમો પ્રમાણે વર્તન કરી પોતાના સમાજનું મહત્ત્વ ટકાવી રાખે છે તેમજ પોતાનો વર્ગ બીજા વર્ગોથી ચઢિયાતો છે એવું સૂચન શિષ્ટાચારને જોરે ઠસાવવા માગે છે. અમુક માણસો પોતાનો વર્ગ અને

1. W. J H Sprott: Sociology P. 121

મોભો દર્શાવવા સભ્યતાના નિયમો પાળે છે, જેમ કે હોટલ રેસ્ટોરામા વેઇટરને ટીપ આપવી કેટલાક સભ્ય ગણાતા વર્ગની ખાસિયત છે.

જેમ દરેક વર્ગના શિષ્ટાચારના નિયમો જુદા હોય છે તેમ કેટલાક ધધાકીય શિષ્ટાચારના નિયમો પણ હોય છે. જેમ કે એક ડોકટર બીજા ડોકટરનુ રોગનિદાન કરવાની ફી ન લે તે તેનો ધધાકીય શિષ્ટાચાર છે આ જ પ્રમાણે એક વકીલ બીજા વકીલની સામે મુકદ્દમો ન સ્વીકારે તે તેનો ધધાકીય શિષ્ટાચાર સૂચવે છે. દરેક ધધામા શિષ્ટાચારના આવા ઠરેલા નિયમો હોય છે

શિષ્ટાચારના નિયમો જેમ વર્ગ પ્રમાણે અને ધધા અનુસાર ભિન્ન હોય છે તેમ તે પ્રસગો પ્રમાણે પણ જુદીજુદી જાતના હોય છે જેમકે જમતી વખતનો અને વાતચીતનો શિષ્ટાચાર જુદો અને કોઇને મળવા જવાનો જુદો. શિષ્ટાચાર આ રીતે જીવનના દરેક પાસાને સ્પર્શતો હોઇ તેનુ નિયંત્રણ તરીકેનું મહત્વ ગણવામા આવ્યુ છે

## લોકાચાર :

આપણે સામાજિક નિયત્રણોનો અભ્યાસ કરી રહ્યા છીએ. તે નિયંત્રણો એક બીજાથી કયા લક્ષણોને લીધે જુદા તરી આવે છે અને વળી તેમની વચ્ચે કેવા પ્રકારનો સબધ હોય છે તે આપણે તપાસવા માડયુ છે. આ દરમિયાન આપણે પરપરા, રિવાજ, શિરસ્તો, ફેશન અને શિષ્ટાચાર જોયા. આ બધા નિયંત્રણો સામાજિક વ્યવહારોને નિશ્ચિત કરવાનુ કાર્ય કરે છે અને સમગ્ર રીતે તે સમાજના લોકાચાર તરીકે ઓળખાય છે.

લોકાચાર આટલા વિસ્તૃત સ્વરૂપમા સામાજિક નિયત્રણ દર્શાવે છે એટલે તેમને આખા સામાજિક વર્તન માટે અપનાવવામા આવેલી પદ્ધતિઓ તરીકે ઓળખાવી શકાય. સમાજમા રહેનારા માણસો દરેક યુગમા અને દરેક સ્થળે જાતજાતના આચારવિચારમા માનતા હોઇ તેમના લોકાચાર પણ બદલાયા કરે છે અને તે લોકોની ભાષામાં

તેમની રહેણીકરણીમાં અને બીજા આચારવિચારોમાં જણાઈ આવે છે. વળી આવા લોકાચારને લીધે જુદા જુદા સમુદાયના લોકો પારખી શકાય છે. આ જાતના આચારવિચારનો ઉદ્‌ભવ ઘણા જુના કાળમાં થયો હોય છે, છતાં તે ટકી રહેવાની શક્તિ ધરાવતા હોવાથી તેમનું મહત્ત્વ અનેકગણું વધી જાય છે. જો કે લોકાચારનાં ઉચ્ચ સ્વરૂપો નીતિમત્તાની, ધર્મની અને બીજી બુદ્ધિની ચકાસણી પ્રમાણે પરિવર્તિત થયા કરે છે, પણ મુખ્યત્વે તે લાંબા ગાળા સુધી ટકી રહે છે અને તેથી સમાજે તેમને સ્વાભાવિક અને વાસ્તવિક ગણી ગ્રાહ્ય કરેલા હોય છે.[1]

**કાયદો :**

સામાજિક નિયંત્રણોની સામાન્ય ચર્ચા કરતાં આપણે જોયું હતું કે કેટલીક વાર સામાજિક નિયંત્રણોને રાજ્યની માન્યતા મળેલી હોય છે, એટલે બળપૂર્વક તે વ્યક્તિના જીવનવ્યવહારોનું સંચાલન કરે છે. આ હકીકત જરા વિસ્તારથી જોઈએ.

પરંપરા, રિવાજ, શિરસ્તો કે શિષ્ટાચાર જીવનવ્યવહારના આદર્શો રજુ કરે છે. એટલે તેમનું પાલન કરવાનું વ્યક્તિને સ્વાભાવિક મન થાય છે. જો તેને રુચતું ન આવે તો તે આવાં નિયંત્રણોની અવગણના કરે છે કે તેમને ફગાવી દે છે. પરંતુ ઉપર જણાવેલાં, બળપૂર્વક વ્યક્તિના જીવનવ્યવહારોનું સંચાલન કરનારાં નિયંત્રણો કશો આદર્શ રજૂ કરતા નથી. વ્યક્તિને ગમે કે ન ગમે, એને પોતાને માફક આવે કે ન આવે, તો પણ આ નિયંત્રણોનું પાલન એને કરવું જ પડે છે. આવાં નિયંત્રણો કાયદા તરીકે ઓળખાય છે.

કાયદો આ દષ્ટિએ 'કેટલીક વિશિષ્ટ વર્તણૂકોનું સંચાલન કરનાર, તેમને માન્યતા આપનાર અને તેવી વર્તણૂકો પરત્વે નિર્ણય આપનાર' નિયંત્રણ છે. કાયદાને રાજ્યની અનુમતિ મળે છે અને

1. W. G. Sumner : Folkways : MacIver and P--- Society P. 13.

વળી રાજ્ય તેનું પાલન કરાવવા માટે તેમજ જ્યાં તેનું પાલન ન થતું હોય ત્યાં બળપૂર્વક પાલન કરાવી, પોતાની હસ્તી છતી કરવા માટે સતત જાગૃત રહે છે. કાયદો, વિના ભેદભાવ, એક સરખી રીતે અને દરેક સમાજમાં લોકવ્યવહારને નિયંત્રિત કરે છે. કેટલીક વાર તે લોકવ્યવહારોને નકારાત્મક રીતે નિયંત્રિત કરવા માટે પ્રતિબંધો પણ મૂકે છે. બીજાં નિયંત્રણો ચાલુ રાખવાં કે ન રાખવાં તે વ્યક્તિના સંસ્કાર ઉપર આધાર રાખે છે, જ્યારે કાયદાનું નિયંત્રણ સ્વીકારવું કે ન સ્વીકારવું તે માણસની મરજી પ્રમાણે નક્કી થતું નથી. વ્યક્તિ જો કાયદાના નિયંત્રણની અવગણના કરે, તો મોડા વહેલો તે શિક્ષાને પાત્ર બને છે. બીજાં નિયંત્રણોનો ભંગ કરનાર બહુ બહુ તો એકલો પડી જાય છે અને તેને સમાજ પોતાનાથી અળગો કરી શકે છે, જો કે આવુ દરેક સમાજમાં બનતું નથી. જ્યારે કાયદાનું નિયંત્રણ અવગણનારને શારીરિક શિક્ષા પણ થાય છે.

નવી નવી પરિસ્થિતિઓમા જેમ બીજાં નિયંત્રણો બદલાય છે, તેમ કાયદો પણ બદલાતો રહે છે; પણ તે સમાજની જરૂરિયાત કરતાં જરા મોડો બદલાય છે. આપણા દેશમાં દારૂબંધીનો કાયદો થવો જોઇએ એવો જનમત પ્રવર્તે છે, છતા આખા દેશને આવરી લેતો દારૂબધીનો કાયદો થયો નથી. તે જ પ્રમાણે હિંદુઓમાં એક પર બીજું લગ્ન કરવાને મનાઇ ફરમાવતો કાયદો સમાજને જરૂર જણાઈ તેનાથી મોડો અસ્તિત્વમાં આવ્યો છે. 'Law lags behind public opinion' આ જ દષ્ટિએ કહેવાયુ છે.

મોટા ભાગના કાયદા રિવાજમાંથી ઉદ્‌ભવે છે, એટલે સમાજ સાથે તેમનો ઘણો ઘનિષ્ઠ સંબધ છે. આવા સંબંધને ધ્યાનમાં લેતું એક મંતવ્ય એવું છે જે અનુસાર 'કાયદાનુ સ્વરૂપ સામાજિક પરિબળો પ્રમાણે નિર્ધારિત થાય છે અને તેનું ધારાકીય અસ્તિત્વ એકલા રાજ્યને લીધે ઉદ્‌ભવતું નથી.' આ મતવાદીઓની દલીલ છે કે, 'રાજ્ય જેવું સંગઠન અસ્તિત્વમાં ન આવ્યું હોય તેવા આદિ-

માનવ સમાજેમા પણ વ્યવસ્થા ટકાવી રાખવા માટેના સાધનો તો હતા જ, જે અત્યારની દૃષ્ટિએ ધારાકીય (Juridical) ન ગણાય.[1] વળી રાજ્ય અને કાયદો બંનેનો વિકાસ સમાંતર થયો હોવાથી તે સામાજિક વ્યવહારના બે પાસા રૂપ જ છે આ મત વાળા વધુમા જણાવે છે, કે દરેક વ્યવસ્થિત સમાજમા જ્યારે જ્યારે વ્યક્તિ વ્યક્તિ વચ્ચેના તથા વ્યક્તિ અને બીજી કોઇ ચીજ પરત્વેના સંબધોને નિર્ધારિત કરનારા નિયમો પ્રવર્તતા હોય છે ત્યારે ત્યારે 'ધારાકીય' ગણાતા નિયંત્રણો અસ્તિત્વમા આવેજ છે એટલે જ તેવા નિયંત્રણોનુ ઉગમસ્થાન રાજ્ય છે, કે સમાજમા આવેલી બીજી કોઈ સત્તા, તે ચોક્કસ કરવુ મુશ્કેલ છે[2]

આ વિચારની સાથે અન્તમત ધતુંમેકાધવરનું વિધાન છે, કે કાયદો એટલે રાજ્ય દ્વારા અનુશાસિત નિયમોજ ગણાય, કેમ કે આવા નિયમો બધે એક સરખા લાગુ પડતા હોઇ, તે સમાજના સંરક્ષક તરીકે કામ કરે છે. આ બંને મત આપણે તો ફક્ત નોધવાનાજ છે. એમની વિસ્તૃત ચર્ચા આપણે માટે આવશ્યક નથી.

કાયદો અને રિવાજ ઘણી રીતે મળતા આવે છે, એટલે કેટલાક તો કાયદાને 'સત્તાવાહી રિવાજ' તરીકે ઓળખાવે છે. કાયદો જેમ સામાજિક વ્યવહારોની બાહ્ય વિગતોને સ્પર્શે છે, તેમ રિવાજ પણ માણસના મનના આચારને નહી પણ તેના બાહ્યાચારોને અસર કરે છે, કાયદામાં જે કાઇ પ્રતિપાદિત થયુ હોય તે લાબા ગાળાના અભિપ્રાયો અને મંતવ્યો દર્શાવે છે, રિવાજમા પણ તેવા મંતવ્યો–નિર્ણયોને વણી લેવાયા હોય છે. વળી, કેટલાક પ્રસંગોમા કાયદાને સહાયભૂત બનવાનું કાર્ય રિવાજ કરે છે, જેમકે શરાફી પેઢીઓમાં મૂંડીની લેવડ-દેવડ કાયદા પ્રમાણે થાય છે પણ તેમા કેટલાક એવા રિવાજ હોય છે,

૧. W J Sprott : Sociology P. 124.

૨ M Ginsberg · Sociology P. 154

રાજ્યવ્યવસ્થાનો ઉદ્ભવ માણુસોએ પોતે થઇને પારસ્પરિક સમજૂતીથી કર્યો અને તેમાંથી રાજ્યની સત્તા ઉદ્ભવી. રાજ્યના ઉદ્ભવ અંગેનાં આ બધાં અનુમાનો માણુસના સામાજિક જીવનના વિકાસક્રમમાં જુદે જુદે વખતે પ્રાધાન્ય ભોગવતાં હતાં. અને તે અનુસાર રાજ્યવ્યવસ્થાની રચનાઓ કરાતી તેમજ રાજ્ય અને વ્યક્તિ વચ્ચેના સંબંધો રચાતા. પણુ એમાંનું એક પણુ અનુમાન સો ટકા સત્યવાળું નથીજ એ ધ્યાનમાં રાખવા જેવુ છે. તેમ છતાં આ બધાં અનુમાનોએ રાજ્યના સ્વરૂપ અંગે કેટલીક અગત્યની વિગતો ઉપર પ્રકાશ પાડયો છે એ ભૂલવા જેવું નથી. જેમ કે બળ અંગેનું અનુમાન એ બળનેજ રાજ્યના ઉદ્ભવનું તથા તેના ટકી રહેવાનું કારણુ ગણે છે. એ અતિશયોક્તિ છે. પણુ આ અનુમાને બળને રાજ્યના એક ઘણુાજ અગત્યના લક્ષણુ તરીકે દર્શાવ્યું છે; રાજ્યના બળને તેમજ તેની સત્તાને મર્યાદાઓ છે, પણુ બળ તેમજ સત્તા રાજ્યને બીજા સંગઠનોમાં પ્રાધાન્ય અપાવે છે. તે જ પ્રમાણે રાજ્યના કુદરતી ઉદ્ભવનું અનુમાન એક હકીકત સ્પષ્ટ કરે છે કે માનવસ્વભાવની ઘણી બોધિત અને અબોધિત જરૂરિયાતો તેમજ તેનાં કેટલાંક હિતોને લીધે રાજ્યનો ઉદ્ભવ થયો છે. રાજ્યને ઇશ્વરી સંકેતમાંથી ઉદ્ભવ્યું હોવાનું અનુમાન રાજ્યવ્યવસ્થાનુ સ્વરૂપ દર્શાવે છે, તેમજ આદિમાનવ સમાજમાં ધર્મ કેટલો મહત્ત્વનો ભાગ ભજવતો હશે તે દર્શાવે છે. અને છેલ્લું કરાર અંગેનું અનુમાન ઐતિહાસિક દ્રષ્ટિએ ખોટું લાગે છે, પરંતુ પારસ્પરિક માનસિક ઐકય તેમજ એકબીજા વચ્ચેની સમજૂતી અને સહકાર રાજ્ય-વ્યવસ્થાના ઉદ્ભવમાં શો મહત્વનો ભાગ ભજવ્યો હશે તે દર્શાવે છે. વળી આ અનુમાનને લીધે ભૂતકાળમાં રાજાશાહી તેમજ તેના અમર્યાદિત અધિકારો પર કાપ મૂકાયો હતો. રાજ્યવ્યવસ્થામાં પ્રજાનો મહત્ત્વનો હિસ્સો છે એ હકીકત કરારવાદને લીધે સ્વીકારાઇ હતી.

**રાજ્યનાં કાર્યો :** રાજ્યને એક સંગઠન ગણીનેજ આપણે તેની ચર્ચા કરી રહ્યા છીએ. એક સગઠન તરીકે એનું સ્થાન વિશિષ્ટ છે એ આપણે જોયું આ વિશિષ્ટતા તે બળ વાપરવાની તેની શક્તિ છે. બીજાં સંગઠનોમાં સમજાવટ, પતાવટથી કામ ચાલે છે. જો કોઈ સભ્ય ગેરવર્તણુક કરે તો તેને બરતરફ કરવામાં આવે અને જો એને પીઠબળ હોય તો તે સગઠનને જ વેરવિખેર કરી નાખે. રાજ્યની બાબતમાં તેમ થતું નથી, એ તો ફક્ત પ્રચાર દ્વારા સમજાવટ કરવાનો યત્ન કરે છે પણ પ્રસંગ પડયે બળ વાપરી પોતાનો હેતુ સિદ્ધ કરી લે છે. જો કે બળ વાપરવાની તેની શક્તિને મર્યાદાઓ છે. દરેક પ્રસંગે તે બળ વાપરી શકતું નથી. એટલુંજ નહી પરંતુ કેટલાં કાર્યોમાં તે બળ વાપરે છે છતાં તે સફળ થતાં નથી. એટલે પ્રશ્ન થશે કે કયાં કાર્યો રાજ્યને કરવાં તેમજ કયાં કાર્યો તેને માટે ઉચિત નથી?

આ પ્રશ્નના બે ઉત્તરો અપાયા છે: એક છે મૂડીવાદી વિચારસરણીનો, જે સંપૂર્ણ મુક્તતામાં માને છે, જ્યારે બીજો છે સામ્યવાદી વિચારસરણીનો જે હાલ પુરતી બધી પ્રવૃત્તિઓ રાજ્ય દ્વારાજ થવી જોઇએ એમ માને છે. સામ્યવાદની વિચારસરણી પ્રમાણે રાજ્યનો ઉદ્ભવજ લોકોનું શોષણ કરવા માટે થયો છે એટલે શોષણ બંધ થતાં રાજ્યની જરૂરજ નહીં પડે. આ બને વિવાદો છતાં એક વસ્તુતો નિશ્ચિત છે કે કેટલાંક કાર્યો રાજ્યને કરવા જ પડે છે, જ્યારે કેટલાંક તે સારી રીતે કરી શકતુ નથી .અને કેટલાક કાર્યો કરવાં એ તેની મર્યાદા બહારની વસ્તુ છે.

રાજ્યને કરવાંજ પડે એવાં કાર્યોમાં સૌથી પ્રથમ કાર્ય કાયદો અને વ્યવસ્થા સાચવવાનું છે. આ કાર્ય કરવાનું એકલા રાજ્યને જ ફાવે તેમ છે કેમ કે એનામાં કાયદો ઘડવાની સત્તા અને તેનું પાલન કરાવવાનું બળ છે. એટલે લોકવ્યવહારની નાનીનાની બાબતોનું નિયમન કાયદા દ્વારાજ કરવુ તેમજ લોકોનું સંરક્ષણ કરવું તે રાજ્યનું અગત્યનું કાર્ય છે. વળી મુલકી વ્યવસ્થા ટકાવી રાખવા માટે દીવાની

કાયદાઓ ઘડી લોકવ્યવહારને સુગમ બનાવવાનું કાર્ય પણ રાજ્યનું જ છે. પણ આ રીતે કાયદો અને વ્યવસ્થા સ્થાપવાનું કાર્ય લોકોને ગુલામીની દશામાં રાખીને રાજ્ય કરવા જાય તો તેને નિષ્ફળતાજ મળે. રાજ્યે તો સર્વને સમાન તક મળે તેવો આદર્શ નજર સન્મુખ રાખીને તેમજ ન્યાયના સિદ્ધાંતને અનુસરીને જ કાયદો તથા વ્યવસ્થા જાળવવાનુ કાર્ય કરવુ જોઇએ.

બીજું, રાજ્યે કુદરતી સાધનસંપત્તિઓનો બચાવ કરવાનું કાર્ય કરવુ ઘટે. ઘણીવાર કુદરતે આપેલી અખૂટ દોલત જેવી કે ખનિજ સંપત્તિ ને જ ગલો ખાનગી હિતોના હાથમાં સરકી જાય છે. તેમનો ઉપયોગ કરનારા આવાં સ્થાપિત હિતો પોતાનો સ્વાર્થ સાધવાની ફિકરમાં હોય છે એટલે સામાન્ય હિત સચવાતુ નથી. આવે વખતે રાજ્યે સામાન્ય હિતને ખાતર તેમજ ન્યાયને ખાતર આવાં ખાનગી સ્થાપિત હિતોના કબજામાથી કુદરતી સાધનસંપત્તિ લઇ લેવી જોઇયે.

ત્રીજું, જેમ કુદરતી સાધન સંપત્તિનો બચાવ કરવાનું કાર્ય રાજ્યનું છે તેમ લોકોની શક્તિઓનો સદ્વ્યય કરવાનું કાર્ય પણ રાજ્યનું જ છે. એટલે રાજ્યે શૈક્ષણિક કે વૈદકીય રાહતનું કાર્ય ખાનગી માણસોને હસ્તક ન છોડવુ જોઇયે પણ તેણે નાણાં આપી તેનુ સંચાલન કરાવવુ જોઇએ. શિક્ષણને પગભર કરવાથી આખા સમાજમાં શિક્ષણનુ એક ધોરણ સચવાઈ રહેશે, અને દરેકને શિક્ષણ મળશે, જેથી તકની અસમાનતા જતી રહેતા લોકોની શક્તિઓ ખીલશે તેમજ સરવાળે રાજ્યને પણ લોકશકિતઓનો લાભ મળશે.

આ ઉપરાત રાજ્યે જનસુખાકારીનાં તેમજ લોકકલ્યાણના કાર્યો કરવાં એ એની ફરજ બનતી જાય છે. સમાજમાં વિજ્ઞાન, કલા અને સાહિત્યનો વિકાસ થાય એ રાજ્યે જોવુ રહ્યુ. દવાખાનાં, બાળઉછેર-કેન્દ્રો, પુસ્તકાલયો, અજાયબઘરો વગેરે દ્વારા જનકલ્યાણ કરવુ એ રાજ્યનું કાર્ય છે. પણ આ બધાં કાર્યો રાજ્યે કરવાં જોઇએ. એનો અર્થ એવો નથી કે રાજ્યે તે બધાં ઉપર પોતાનું સંપૂર્ણ વર્ચસ્વ

જમાવી દેવું. એનો અર્થ એવો પણ નથી કે રાજ્યે પોતાની ધૂનો સિદ્ધ કરવા માટે આ બધાં કાર્યોમાં મરજી પ્રમાણે વર્તવું. રાજ્યે તો ન્યાય, સમાન તક અને જન કલ્યાણને ધ્યાનમાં રાખીને આ બધાં ક્ષેત્રોને પ્રોત્સાહિત કરવાં જોઇએ. અને જરૂર જણાય તો જ પોતાની સત્તાનો ઉપયોગ કરવો જોઇએ; અને તે પણ સર્વોદયની દ્રષ્ટિએ જ. જો રાજ્ય વૈજ્ઞાનિક, સાહિત્યિક, કલાત્મક કે એવી બીજી કોઈ સાંસ્કારિક પ્રવૃત્તિમાં માથું મારવા જાય તો તે અનાધિકૃત ચેષ્ટા છે. રાજ્યે આ બાબતોમાં બને તેટલી ઓછી દખલગીરી કરવી ઘટે. આ બધી સાંસ્કારિક પ્રવૃત્તિઓને રાજ્યે મુક્તપણે ચાલવા દેવી જોઇએ. એમનું નિયંત્રણ કરવાનું કાર્ય રાજ્યનું નથી. એજ પ્રમાણે લોકોના અભિપ્રાયો પર રાજ્ય કાબૂ રાખી શકે નહીં. અભિપ્રાયોની મુક્તતા ઉપર તો રાજ્યનું સંગઠન ટકી રહ્યું છે. વળી લોકોની નીતિમત્તા પણ રાજ્ય ઠરાવી શકે નહીં. એ લોકોની બાહ્ય વર્તણુક પર નિયંત્રણ રાખી શકે પણ લોકોની એકબીજા પ્રત્યેની લાગણીઓનું તેમજ એક બીજા પ્રત્યેની ભાવનાઓનું નિયંત્રણ કરવાનું કાર્ય રાજ્ય કદી કરી શકે નહીં.

આમ છતાં જનકલ્યાણ અને જનસુખાકારી એ રાજ્યનું અંતિમ ધ્યેય છે એટલે એને આધીન રહીને લોકોના સામાજિક જીવનમાં રાજ્ય માથું મારી શકે છે. એ કોઇને એક કરતાં વધુ વખત લગ્ન કરવા દેતું નથી; કોની સાથે લગ્ન કરવું તેમજ કેટલી ઉમરે કરવું તે ઠરાવી આપે છે. અને વળી લગ્ન કરનારાં સ્ત્રી તેમજ પુરૂષને તેમની મરજી પ્રમાણે છુટાં પડવા દેતું નથી. એટલુંજ નહિ, સ્ત્રી અને પુરૂષ લગ્ન સંબંધથી જોડાયા બાદ એક બીજાને આર્થિક રીતે સહાય કરવા બંધાયલાં છે એવું ઠરાવનારૂં પણ રાજ્ય છે. આવું કરવામાં રાજ્ય જનકલ્યાણના અંતિમ ધ્યેયને લક્ષમાં રાખે છે. પોતાની સત્તાના કેફને નહીં. કુટુંબવ્યવસ્થા પ્રજોત્પત્તિ અર્થે છે એમ રાજ્ય માને છે. આ પ્રજોત્પત્તિ સારી થાય તો જ જનકલ્યાણનું

કાર્ય રાજ્ય પાર પાડી શકે. વળી બાળકોનું અહિત થાય તેવું કાંઈ પણ રાજ્યે થવા દેવું જોઇએ નહીં, એટલા જ માટે રાજ્ય કૌટુંબિક જીવનમાં માથું મારી લગ્ન જેવી વ્યક્તિ વ્યક્તિ વચ્ચેની અંગત બાબતનું નિયંત્રણ કરે છે, કેમ કે લગ્ન એ કૌટુંબિક જીવન તરફ અને પ્રજોત્પત્તિ તરફ લઈ જનારો સુમાર્ગ છે અને કૌટુંબિક જીવનમાં પેદા થનારાં બાળકોનું કલ્યાણ તે જનકલ્યાણ છે.



## પાયાની સામાજિક વ્યવસ્થાઓ

## (૩)

## ધાર્મિક વ્યવસ્થા

**ધર્મ અને સમાજ :**

સામાજિક જીવનનાં કેટલાંક પાયાનાં અંગોનો અભ્યાસ કરતાં આપણે પાયાની બે સામાજિક વ્યવસ્થાઓ–કુટુંબ અને રાજય–તપાસી ગયા. આ બંને સામાજિક વ્યવસ્થાઓ પાયાની એટલા માટે ગણાવાઇ છે કે તે માણસના જીવનને તેની શરૂઆતથી અંત સુધી અસર કરે છે. વળી માણસની ઇચ્છા હોય કે ન હોય તો પણ આ બને સામાજિક વ્યવસ્થાઓ તેના જીવન સમગ્રને સીધી કે આડકતરી રીતે આવરી લે છે. આ પ્રકારની એક વધારાની સામાજિક વ્યવસ્થા ધર્મ અંગેની છે. તેની અસર પણ માનવીના સમગ્ર જીવનમાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે, પણ એનું વર્ચસ્વ કુટુંબવ્યવસ્થા કે રાજયવ્યવસ્થા જેટલું પ્રબળ નથી. આનું કારણ એ છે કે માણસને તેની ધાર્મિક વ્યવસ્થામાંથી મુકત થવું હોય ત્યારે તે મુક્ત થઈ શકે છે. અને પોતાની મરજી મુજબ તેમાં જોડાઇ પણ શકે છે, એટલુંજ નહિ, માણસ ધારે તો તે ધાર્મિક વ્યવસ્થાની અસરનું પરિવર્તન કરી શકે છે અને વળી કેટલાક સંજોગોમાં તેનુ અસ્તિત્વ નહિવત્ કરી નાખે છે. આ જ કારણસર તેનું વર્ચસ્વ કુટુંબવ્યવસ્થા કે રાજ્યવ્યવસ્થા જેટલું પ્રબળ નહીં હોવાનુ જણાવાયું છે.

પણ જગતના ઈતિહાસમાં મોટા ભાગના લોકોએ ધાર્મિક-વ્યવસ્થાનું વિશિષ્ટ સ્થાન સ્વીકાર્યું છે. તેમનું આખું જીવન તેમણે અંગીકાર કરેલી ધાર્મિક વ્યવસ્થાને રંગે રંગાઈ જાય છે, તેમજ તેમના સમગ્ર જીવનની બધી પ્રવૃત્તિઓ તેમણે ગ્રાહ્ય કરેલી આ વ્યવસ્થા પ્રમાણે તેઓ કરે છે. અલબત્ત, દરેક દેશમાં અને દરેક કાળમાં માનવ જીવનને સ્પર્શ કરનારી આવી ધાર્મિક વ્યવસ્થાનું સ્વરૂપ કેટલીક ધાર્મિક માન્યતાઓ અનુસાર ફેરફાર પામે છે. વળી, જેટલી તીવ્ર તેમની ધાર્મિક માન્યતાઓ તેટલી તીવ્ર તેમની અસર થાય છે તેમજ જેટલી વ્યાપક આ ધાર્મિક માન્યતા તેટલી વ્યાપક તેની અસર માનવીના જીવન ઉપર થાય છે. આ દૃષ્ટિએ ધાર્મિકતાનાં બે પાસાં છેઃ એક વ્યક્તિગત અને બીજું સામાજિક. જ્યારે માણસની પોતાની ધાર્મિક માન્યતાઓ અને તે પરત્વેની તેની લાગણીઓ તેમજ ભાવનાઓ તેના માનસિક ક્ષેત્ર પૂરતી સીમિત રહી તેના અંતઃકરણમાં તેમજ તેના વ્યક્તિગત જીવન પૂરતી મર્યાદિત રહે ત્યારે તે ધાર્મિકતાની વ્યક્તિગત બાજુ કહી શકાય. જેમ કે કેટલાક પોતાની આંતરિક ધાર્મિક માન્યતાઓને લીધે યમ, નિયમ, ધ્યાન કરે અને કદીક ધાર્મિકતાના અતિરેકને લીધે ધૂનમાં આવી જાય અને તન્મય થઇ અલૌકિક આનંદ અનુભવે ત્યારે તે ધાર્મિકતાનું વ્યક્તિગત પાસું ગણાવી શકાય. આ વિષય સામાન્ય મનોવિજ્ઞાન તેમજ વ્યક્તિગત મનોવિજ્ઞાન ક્ષેત્રનો છે.[1]

પણ એજ માન્યતાઓ તથા લાગણીઓ અને ભાવનાઓ વ્યક્તિગત તેમજ સમૂહગત રીતે દર્શાવાય, એટલે કે વ્યક્તિની પોતાની અંગત ધાર્મિક લાગણીઓ જ્યારે લાંબા ગાળા સુધી ટકી રહે અને ધીરેધીરે તેમાં માનનારાઓની સંખ્યા વધતી જાય અને તે પૂજન, અર્ચન, ક્રિયાકાંડ કે બીજી કોઇ સમૂહગત પ્રવૃત્તિમાં પરિણમે ત્યારે તેનું સ્વરૂપ વ્યક્તિગત મટી સમૂહગત બની જાય છે. આ તેનું સામાજિક

1. William James · Varieties of Religious Experience.

પાડું ગણાવી શકાય. ² આવી ધાર્મિક માન્યતાઓ તેમજ તેમને લીધે જે અસર માનવીના જીવન ઉપર પડે તે બંનેનો સમન્વય થતાં સંપ્રદાય ઉદ્દભવે છે. બધા સંપ્રદાયો એકત્રિત રીતે ધાર્મિક વ્યવસ્થા તરીકે ઓળખાય છે. આપણે ધાર્મિક વ્યવસ્થાની જે ચર્ચા કરીશું તો આવા સંપ્રદાયની દષ્ટિએજ કરીશુ.

ધાર્મિક સંગઠન :

સંપ્રદાય સમાજશાસ્ત્રની દષ્ટિએ એક પ્રકારનું સંગઠન છે-જેમ કુટુંબ અને રાજય સંગઠન છે તેમ. અને જેમ બીજાં બધાં સંગઠનો કેટલાંક હિતોની આસપાસ રચાય છે તેમ આ સંગઠન પણ માનવીના માનસિક જીવનની લાગણીઓ તથા ભાવનાઓને લગતાં હિતો (Interests) ને લીધે રચાય છે. પરંતુ, આવી લાગણીઓ તેમજ ભાવનાઓની તીવ્રતા તેમજ તેમની વિવિધતા આવાં સંગઠનોનું સ્વરૂપ બદલે છે, એટલે કે ધાર્મિક માન્યતાઓ અને તેને લગતી લાગણીઓ તેમજ ભાવનાઓ એકજ પ્રકારની ન હોતાં જાતજાતની હોય છે તેથી તેમની આસપાસ રચાતા સંપ્રદાયો પણ જાતજાતના હોય છે. આ બધી વિવિધતા અને ભિન્નતાની પાછળ લાગણીઓ તેમજ ભાવનાઓનું એક પ્રકારનું ઐકય રહેલું હોય છે જેને આપણે ધર્મને નામે ઓળખીએ છીએ. એ ધર્મની વ્યાખ્યા શું છે તેમજ તેનો ઉદ્દભવ શી રીતે થયો એ જોવાથી જુદી જુદી ધાર્મિક માન્યતાઓનો ઉગમ સ્પષ્ટ થશે. અને તે સમજવાથી આ બધી માન્યતાઓએ માનવ જીવન ઉપર શી અસર કરી છે તે જણાશે. વળી, આ બધી ધાર્મિક માન્યતાઓ તેમજ તેમની જે અસર માનવી જીવન ઉપર પડી છે તે બંનેના સમન્વયથી ઉદ્દભવેલા સંપ્રદાયો તેમજ તેમનું સમાજશાસ્ત્રની દષ્ટિએ શું મહત્ત્વ છે તે સ્પષ્ટ થશે.

૨. Levy Bruhel: Primitive Mentality quoted by R. H. Thouless: 'General and Social Psychology.'

**ધર્મની વ્યાખ્યા :**

ધર્મનું સ્વરૂપ સમજાવવા માટે ઘણા વિદ્વાનોએ પ્રયાસો કર્યા છે. જુદા જુદા દેશોમાં, જુદે જુદે કાળે ધર્મની વ્યાખ્યાંમાં ફેરફાર થયા કર્યો છે. આપણે ત્યાં ધર્મ શબ્દ અનેક વિધ અર્થમાંવાપરવામાં આવ્યો છે અને તેથી ધર્મનું સત્ત્વ (Essence) શું છે તેમજ શાને ધર્મ તરીકે ઓળખાવી શકાય એ જાણવું જરા મુશ્કેલ બની ગયું છે. સાધારણ રીતે, ધર્મ એટલે હિંદુધર્મ, ખ્રિસ્તી ધર્મ, ઇસ્લામધર્મ, જૈનધર્મ, એમ આ કે પેલો ધર્મ એમ સમજાય છે. વળી એને હજુયે સંકુચિત અર્થમાં વાપરનારા વૈષ્ણવધર્મ પ્રોટેસ્ટંટ ધર્મ કે શ્વેતાંબર યા તો સ્થાનકવાસી ધર્મ, એમ કહે છે. જયારે હાલમાં કેટલાક ધર્મને ફરજના અર્થમાં સમજે છે. તેમની દૃષ્ટિએ જે ટકાવી રાખે છે તે ધર્મ છે. ( धारयति इति धर्मः) વળી આથીયે વિશાળ અર્થમાં કેટલાક 'માનવ ધર્મ' એમ કહે છે. આટલાજ માટે ધર્મ શબ્દની સર્વસ્વીકાર્ય વ્યાખ્યા કરવી સહજ નથી.

આપણે જે અર્થમાં 'ધર્મ' સમજીશું તે અર્થમાં તે માનવીની એક માનસિક સ્થિતિ છે જેનો તેના બાહ્ય જીવનમાં આવિષ્કાર થાય છે. માનવીના મનમાં જે અવૈયક્તિક અને અલૌકિક તત્ત્વની કલ્પના છે તે તત્ત્વની સાથે તેનો માનસિક સંબંધ થતાં તેના પ્રત્યે તેના મનમાં કેટલીક લાગણીઓ તેમજ ભાવનાઓ ઉદ્દભવે છે. આ લાગણીઓ તેમજ ભાવનાઓને તે આચરણમાં મૂકી કેટલીક પ્રવૃત્તિ કરે છે.

આ લાગણીઓ તેમજ ભાવનાઓ અને તેમનું આચરણ એને આપણે 'ધર્મ' ને નામે ઓળખીશું. જે અલૌકિક તત્ત્વની કલ્પના માનવીએ કરી છે એને તે જોઈ શકતો નથી, કે નથી તે એને જાણી શકતો, પરંતુ એની કલ્પના માત્ર તે કરી શકે છે. તેની કલ્પનામાં એ તત્ત્વ ઇશ્વર, અલ્લાહ, ગોડ કે વીતરાગ-અરિહંત તરીકે આવે છે અને એના પરત્વેની, તેની લાગણીઓ અને ભાવનાઓને અનુસરીને તે કેટલીક પ્રવૃત્તિ આચરે છે. આ તેનો ધર્મ કહેવાય છે. ફરીવાર જોતાં, 'ધર્મ' એટલે કોઈક અલૌકિક, અવૈયક્તિક અને અગમ્ય

તત્ત્વ પ્રત્યે માનવીના માનસિક જીવનમાં ઉદ્ભવતી લાગણીઓ અને ભાવનાઓનો, તેના આંતરિક તેમજ બાહ્ય જીવનમાં થતો આવિષ્કાર' એમ કહી શકાય.

## ધર્મનો ઉદ્ભવ :

આ વ્યાખ્યામાં આપણે, અવૈયક્તિક અને અગમ્ય અગોચર તત્ત્વની 'કલ્પના' ને અનુસરીને માનવી જે પ્રવૃત્તિ આદરે છે તેને ધર્મનું નામ આપ્યું છે. એટલે હવે ધર્મનો ઉદ્ભવ કેવી રીતે થયો હશે તે જાણવા માટે માનવીના મનમાં આવી અલૌકિક અને અગમ્ય તત્ત્વની કલ્પના કેવી રીતે ઉદ્ભવી અને શરૂઆતમાં તે શા પ્રકારે ઉદ્ભવી તે જોવું ઘટે.

માનવશાસ્ત્રીઓએ કરેલાં અનુમાનો પરથી જણાય છે કે આદિ-માનવની મગજશક્તિ એટલી બધી અણવિકસિત હતી કે તેની ચોપાસ આવેલી જડ અને ચેતન વસ્તુઓ શું છે તે તેને સમજાતું નહીં. વળી તેની આજુબાજુ નિરંતર બનતા બનાવો તથા કુદરતી ફેરફારો તેની સમજમાં આવી શકતા નહીં. તેને નવાઈ લાગતી કે કદીક અંધારું તો કદી અજવાળું કેમ થાય છે! રાત પછી દિવસ શી રીતે થાય છે? ઘડીમા આવતો વંટોળીઓ અને ઘડીમાં આવતો વરસાદ, કોઇવાર હાહાકાર મચાવતો, ધરતીકંપ અને કોઇનાર તેને તાણી જતું પૂર એ બધું શું છે? કેમ છે? એ એની સમજની બહાર હતું. એની ચારેતરફ ઝાડપાનની સૃષ્ટિ અને જનજનાવરની દુનિયા તેમજ તેમાં થતાં પરિવર્તનો એ બધું એનાથી સમજી શકાતું નહીં. એને આશ્ચર્ય ઘણું થતું, પણ એની જીજ્ઞાસા સંતોષાતી નહીં. એ મુંઝાઇ જતો. એની સાથે રહેતા એના જેવાં બીજાં માનવીઓમાં કદી કોઇ બાળકનો જન્મ થતો તો ઘણીવાર કોઈ માંદુ થઈ મરી જતું ત્યારે તે ગભરાઈ જતો; અને ક્યારે તેને સ્વપ્નો આવતાં તેમજ જાતજાતની ભાવનાઓ અને વેદનાઓ થતી ત્યારે તે ઘણી મુંઝવણ

અનુભવતો કે આ બધું શું બની રહ્યું છે એની ચોતરફ ! એની જિજ્ઞાસા વધતી જતી—એની ઇંતેજારી એને અકળાવી મૂકતી.

આવી જાણવાની ઇંતેજારી તેમજ જિજ્ઞાસાને સંતોષવા માટે તેણે જાતજાતની કલ્પનાઓ કરવા માંડી. જો કે આવી કલ્પનાઓ કરવાની તેની શકિત તેના માનસિક વિકાસ ઉપર આધાર રાખતી. એનામાં કારણ અને પરિણામને સાંકળવાની શકિત વિકસિત થઇ ન હતી એટલે તત્કાળ જેમ સૂઝયું તેવી કલ્પનાઓ તે કરતો ગયો અને પોતાની જિજ્ઞાસાઓનું તથા આશ્ચર્યનું તે સમાધાન કરતો ગયો આવી કલ્પના કરતાં તેને કોઇ હેરત પમાડનારા અદ્‌ભૂત, અલૌકિક, અવૈયકિતક અને અગમ્ય તત્ત્વને લીધે રાત, દિવસ, ટાઢ, તાપ, જન્મ, મરણ એ બધું બને છે એમ લાગ્યું. એના જીવનને પોષનારી બીનાઓને તે આ તત્ત્વની મહેરબાની રૂપે ગણતો અને તેના જીવનને હાનિ-કર્તા વસ્તુઓને તેના કોપ તરીકે જોતો. વળી કેટલીક ઘટનાઓને તે એમ તે ચીજની સાથે કાકતાલીય ન્યાયે જોડી દેતો અને તે લાભદાયી કે નુકસાનકર્તા નીવડે તે અનુસાર તે ચીજોને તે શુભ કે અશુભ ગણતો. આવી અદ્‌ભુત, અલૌકિક, અવૈયક્તિક અને અગમ્ય તત્ત્વની શક્તિઓમાં એની માન્યતાઓનો જ્યારે ઉદ્‌ભવ થયો ત્યારે 'ધર્મ'નો પ્રારંભ થયો ગણાય.

''જુદા જુદા દેશોના વિચારકોએ ધર્મના પ્રારંભ અંગે જુદાં જુદાં કારણો આપ્યાં છે. એ બધામાં પાશ્ચાત્ય ચિંતકોના મત અનુસાર ભય, આશ્ચર્ય, સ્વપ્ન, જન્મ, મૃત્યુ જેવા ભાવ અને પ્રસંગોમાં તેમજ આપણી આસપાસ વ્યાપેલી કુદરતનો પરિચય સાધવાના પ્રયત્નમાં ધર્મનાં મૂળ રહેલાં છે. જીવનમૃત્યુના રહસ્ય માનવીને કોઇ અગમ્ય સત્તાનો ખ્યાલ આપે તે સહજ છે. આશ્ચર્ય ઉપજાવતી ભૌતિક તથા માનસિક ઘટનાઓનો માનવજીવનમાં પાર નથી. એ આશ્ચર્ય ઘટનાઓના ઉકેલપ્રયત્નોમાંથી દેવદેવીઓ ઉપસી આવે છે. એક વિચારક ધર્મપ્રેરક આશ્ચર્યોને ૭ તત્ત્વોમાં વહેંચી દે છે.

(૧) આકાશી તત્ત્વો (૨) પાર્થિવ તત્ત્વો (૩) જાતીય (Sex) તત્ત્વો (૪) પશુ પક્ષીની આસપાસ આશ્ચર્ય વાતાવરણ ઉપજાવતાં તત્ત્વો (૫) માનવ તત્ત્વો (૬) દિવ્ય તત્ત્વો. આ છ પ્રકારનાં તત્ત્વોમાંથી આપણે–સમગ્ર માનવ જાતે–આપણા પ્રાથમિક દેવ દાનવો ઉપજાવ્યાં છે.'[1] આ બધાં આશ્ચર્ય પ્રેરક તત્ત્વોને લીધે માનવીને પોતાની ક્ષુલ્લકતા સમજાઇ અને એમનો વિશાળતાથી પ્રભાવિત થતાં તેનામાં ભયની લાગણી પેદા થઇ. વળી ભય ઉપરાંત તેના મનમાં વિસ્મય, આશા, નિરાશા અને ચિંતા, વિષાદ તેમજ પ્રેમ અને આનંદની લાગણીઓ ઉદ્ભવી. આ બધી લાગણીઓ કડીબધ્ધ થતાં ભાવના (Sentiment) રૂપે તેમનો આવિષ્કાર થયો અને માનવીને એક એવી અગમ્ય, અલૌકિક, અગોચર અને મહાન શક્તિની ઝાંખી થઇ, જેને તે પોતાની અંતરની લાગણીઓને સંતોષ આપનાર તથા તેને તેના ક્ષુદ્ર જીવનમાં આશ્વાસન આપનાર એક માત્ર આધાર ગણવા લાગ્યો.

આ અલૌકિક શક્તિ તેને ચોતરફ દેખાવા લાગી અને તેથી દરેક ચીજમાં પોતાના જેવું ચેતન તેને દેખાવા લાગ્યું. તેણે જડ, ચેતન દરેકમાં સજીવારોપણ કરવા માંડયું અને જડ, ચેતન સર્વત્ર રહેલી આ શક્તિની શુભભાવના મેળવવા તેણે જાતજાતના પ્રયત્નો કરવા માંડયા આવા પ્રયત્નો કરવામાં કોઈ નિશ્ચિત નિયમ ન હતો. જે તત્કાળ જેમ સૂઝયું તેમ ગમે તે ઘટનાને ગમે તેવી ચીજ સાથે સાંકળી લઇ તેણે જાત જાતની ક્રિયાઓ કરવા માંડી આવી ક્રિયાઓ પ્રાથમિક અવસ્થામાં જાદુના નામે ઓળખાવી શકાય.

જાદુ: જાદુ અને ધર્મ બંને તાત્ત્વિક રીતે ભિન્ન હતાં પણ આદિકાળમાં તે બન્ને વચ્ચે તફાવત ગણાતો નહીં. અલૌકિક શક્તિને નિયંત્રિત કરીને તેના ઉપર અધિકાર જમાવી પોતાના ઉપયોગમાં

1 રમણલાલ વસંતલાલ દેસાઇ : ભારતીય સંસ્કૃતિનું એક વિહંગાવલોકન પાન ૩૩, ૩૪

લેવા માટે આદિમાનવે જુદુંઇ ક્રિયાઓ રચી હતી. આવા અધિકાર દ્વારા પોતાના કાર્યો સિદ્ધ થઈ શકશે એમ આદિમાનવને લાગતુ હતુ, તેથી તે જાતજાતના ટુચકા કરતો આજે પણ ઘણા લોકોમા આની જાદુઈ ક્રિયાઓ અજમાવવાનો ચાલ છે, જેમ કે કોઈની નજર ઉતારવા માટે થાળીમા વાડકો ઉંધો વાળવામા આવે તાવ તરિયાના માદળિયા કે દોરાધાગા બનાવી બાધવામા આવે છે અને એવા કેટલાક ટુચકા કરવામા આવે છે, જેથી આવેલી કે આવનારી આપત્તિ નિવારી શકાય આ બધી જુદુઇ ક્રિયાઓ મેલી વિદ્યાના જાણકારો, ભૂવા જાગરિયા અને તાત્રિકવિદ્યાના જાણકારો અજમાવી શકે છે, અને તેને માટે તેમણે સાધના કરી હોય છે, એવી માન્યતા આજના વૈજ્ઞાનિક જમાનામા પણ પ્રવર્તે છે. તેમની ચકાસણી શાસ્ત્રીય રીતે થઇ શકતી નથી, એટલે તે આટલા વર્ષો થયા ટકી રહી છે. જ્યારે વૈજ્ઞાનિક અનુમાનો શાસ્ત્રીય ચકાસણી દ્વારા ચકાસી શકાય છે એટલે એ લાબો કાળ ટકતા નથી અને પરિવર્તિત થયા કરે છે.[૧]

જાદુ અને ધર્મમા ફરક છે જાદુમા અલૌકિક શક્તિને બળજબરીથી વશ કરવાનો પ્રયત્ન કરવામા આવે છે. તેને સાધવામા આવે છે જ્યારે ધર્મમા તો એ અલૌકિક શક્તિ ઇશ્વરને શરણે જઇ એની અરાધના કરવામા આવે છે, ધર્મમા એ શક્તિની ઇશ્વર તરીકે પૂજા-અર્ચના કરવામા આવે છ. જાદુ દ્વારા માનવી પોતાનો સ્વાર્થ પ્રાપ્ત કરવા અને કદી બીજાને નુકસાન કરવા માટે અલૌકિક શક્તિને સાધે છે જ્યારે ધર્મમા તો આ સર્વોપરી અલૌકિક શક્તિની સાથે પ્રેમસબધ બાધી એનુ શરણુ સ્વીકારી માનવી પોતાનુ અને વળી બીજાઓનુ કલ્યાણુ વાચ્છે છે જાદુમા તે શક્તિ સાથેનો સબધ કૃત્રિમ તેમજ ક્ષણજીવી હોય છે જયારે ધર્મમા તો તે સબધ નિરંતર ચાલનારો કલ્પવામા આવે છે.

૧ Faul Augur Indian Science Congress 1955 Baroda Session, One lecture.

જીવન ટકાવી રાખનારા સત્ત્વ તરીકે તેમણે જેવું છે તે આ જ દષ્ટિએ.[1] આવી ઇશ્વરીય કલ્પનાઓમાંથી ઉદ્‌ભવેલી માન્યતાઓ તેમજ નૈતિક મૂલ્યોની જે અસર માનવજીવન પર પડી તેને લીધે જુદા જુદા સંપ્રદાયો નિકસ્યા.

આ સંપ્રદાયોની પશ્ચાદ્ ભૂમિકા ધર્મ અને ધાર્મિક માન્યતાઓ ઉપરજ રચાઇ છે. પણ ધર્મનાં સ્વરૂપોની કલ્પનામાં દરેક સ્થળે તેમજ દરેક સમયે ભેદ પડતા ગયા તેમ તેમ તેમની સામાજિક અસરોમાં ફેરફાર થતો ગયો, અને વળી સંપ્રદાયો પણ જુદા જુદા રચાવા લાગ્યા.

**સંપ્રદાયનું સામાજિક મહત્વ :** ધર્મ અંગેની માન્યતાઓ અને તેની માનવી જીવન ઉપર પડતી અસરોને લીધે રચાતા ધાર્મિક સંગઠનોને આપણે સંપ્રદાય તરીકે ઓળખ્યા છે. આ સંપ્રદાયને આપણે પાશ્ચાત્ય દેશોમાં ( Church ) તરીકે ઓળખાતાં સંગઠનો સાથે સરખાવી શકીએ.

જો કે પાશ્ચાત્ય સમાજમાં ચર્ચનું જેવું સ્થાન અને જેવું મહત્વ છે તેવું આપણા સમાજમાં સંપ્રદાયની બાબતમાં કહી શકાય નહીં; એટલે જે સરખામણી કરાઇ છે તે વિવાદાસ્પદ છે જ. આપણે સંપ્રદાયની ચર્ચા કરીશું તે આપણા સમાજની દષ્ટિએજ કરીશું, અને તેની અસરો તપાસી ધાર્મિક વ્યવસ્થા સમાજશાસ્ત્રની દષ્ટિએ કેટલે અંશે 'પાયાની વ્યવસ્થા' છે તે જોવાનો પ્રયત્ન કરીશું.

હિંદુ ધર્મની માન્યતાઓ ઇશ્વર અંગેની અને નીતિમત્તા અંગેની -વિવિધ પ્રકારનીછે. તે સૌની વ્યક્તિના સમગ્ર જીવન ઉપર ઘણી પ્રબળ અસર પડેછે. આવી અસરોને લીધે રચાતા ધાર્મિક સંગઠનને આપણે 'હિંદુ સંપ્રદાય' તરીકે ઓળખીશું. અને ઇસ્લામની માન્યતાઓ તથા તેની મુસલમાનના જીવન ઉપર પડતી અસરોને

1. Mathew Arnold : ' Religion is Morality, touched with emotion '

## : ૬ :

## જનમત

**જનતા :**

જનમત એટલે જનતામાં પ્રવર્તતો–જનતાનો અભિપ્રાય: જનતાનું મંતવ્ય. પ્રશ્ન એ થશે કે જનતા એટલે શું ? જનતા કોને ગણવી ? આ પ્રશ્નનો સર્વમાન્ય ઉત્તર આપવો મુશ્કેલ છે. મુશ્કેલ એટલા માટે છે કે જનતા શબ્દ ઘણી રીતે વપરાયો છે, એટલે તેનો અર્થ બદલાતો રહે છે; તેની નિશ્ચિત વ્યાખ્યા થઈ શકતી નથી. કેટલીક વાર 'જનતા' શબ્દને 'સમાજ' ના અર્થમાં વાપરવામાં આવે છે: જેમ કે 'ભારતીય જનતામા મહેમાનોની આગતાસ્વાગતા કરવાનો રિવાજ છે'. તેવી જ રીતે, એકાદ સમુદાયનો નિર્દેશ કરવા કેટલાક જનતા શબ્દ વાપરે છે, જ્યારે કેટલાકની દૃષ્ટિએ એકાદ ટોળું જમા થઈ જાય તે 'જનતા' ગણાય છે.

જનતા અને સમાજમા તફાવત છે. સમાજ શબ્દ બહોળા અર્થમાં વપરાતો હોઈ તેમા રહેની વ્યકિતઓના સર્વે પ્રકારના સંબંધોમાંથી નીપજતી વ્યવસ્થા 'સમાજ' કહેવાય છે. એટલે કે સમાજ શબ્દનો ઉપયોગ વિશાળ માનવ સંબંધો સૂચવવામાં કરાય છે. જનતા શબ્દને આ ટલા બહોળા અર્થમાં વાપરી શકાય નહીં

જાદુ અને ધર્મ વચ્ચે એક બાબતની સમાનતા છે. બંનેમાં એક અલૌકિક તત્ત્વની કલ્પના કરાઇ છે : બંનેમાં તેની સિદ્ધિ ઇચ્છવામાં આવે છે. આ કારણસર તથા આદિમાનવના સમયમાં જાદુ વિદ્યા જાણનાર તેમજ ધાર્મિક ક્રિયાઓ કરાવનાર બંને વચ્ચે તફાવત ન હતો તેથી, જાદુ અને ધર્મ તાત્ત્વિક રીતે જુદાં હોવા છતા એક ગણાઇ ગયાં હોવાં જોઇએ. વળી તે વખતે જે ક્રિયા શુભ ફળદાયી તથા લાભકારક નીવડે તે ધાર્મિક ક્રિયા રૂપે ઓળખાતી હશે અને જે અશુભ ફળ આપનારી અને બીજાને નુકસાન કરનારી નીવડે તેવી હોય તે જાદુના નામે ઓળખાતી હશે. આ રીતે જાદુ અને ધર્મ વચ્ચેનો સૂક્ષ્મ તફાવત સામાજિક કારણસર ઉદભવ્યો હોય તેમ લાગે છે. જેમ જેમ આદિમાનવ સુસંસ્કૃત થતો ગયો તેમ તેમ તેને કાર્યકારણના ભેદો સમજાતા ગયા અને તેથી જાદુ તથા ધર્મ વચ્ચે ફરક પડતો ગયો અને આજે ધર્મનું શુદ્ધ સ્વરૂપ જાદુથી ઘણું ભિન્ન થઇ ગયુ છે. જાદુમાં શક્તિસંચાલનની ભાવના રહી છે. જયારે ધર્મમાં તો ઇશ્વર સાક્ષાત્કારની કામના સમાયેલી છે

## ધાર્મિક માન્યતાઓ :

ધર્મનું શુદ્ધ સ્વરૂપ જાદુથી ભિન્ન થવામાં જેમ મનુષ્યની કાર્યકારણ ભેદ જોવાની શક્તિએ ભાગ ભજવ્યો તેમ જડ ચેતનમાં માનવીએ કલ્પેલી શક્તિઓ અને તેણે કલ્પેલા અલૌકિક તત્ત્વો વચ્ચેના ભેદ જયારે તેને સ્પષ્ટ થયો ત્યારે ધાર્મિક માન્યતામાં નવું પરિવર્તન આવ્યું. તેની કલ્પનાનું આ અલૌકિક તત્ત્વ જુદે જુદે સ્થળે અને જુદે જુદે સમયે અનેક પ્રકારનાં સ્વરૂપોમાં વસેલું હોય તેમ તેને લાગ્યું. આથી તેણે ઘણાં તત્ત્વોનું પૂજન અર્ચન કરવા માંડયુ અને આ તત્ત્વોને ' ઇશ્વર ' તરીકે ઓળખાવી તેણે ઘણા ઈશ્વરો કલ્પ્યા. દરેક ઇશ્વર જુદી જુદી રીતે તેને સહાયભૂત થતો લાગ્યો અને તે દરેકનું કાર્ય પણ તેણે આ દષ્ટિએ જુદું કલ્પ્યું.તેની કલ્પનાંના

આ જુદા જુદા ઈશ્વરો તેણે એકબીજા સાથે સબંધવાળા ગણ્યા અને આખી દુનિયાનો વ્યવહાર તે સૌ મળીને ચલાવી રહ્યા છે એમ તેણે માન્યું.[1]

આવા બહુ ઈશ્વરવાદનું એકેશ્વરવાદમાં પરિવર્તન કરનારા કારણ તરીકે માનવીની બુદ્ધિશક્તિને આપણે ગણાવી શકીએ. આ ઉપરાંત ઘણા ઈશ્વરોમાં એકને મુખ્ય ગણવાની તેની ઇચ્છાએ પણ એકેશ્વરવાદને જન્મ આપ્યો. વળી જુદા જુદા સ્વરૂપ તરીકે ગણાયેલા આ દેવોની પાછળ એકજ તત્ત્વ રહેલું છે એ જાતની પ્રતીતિ જ્યારથી માનવીને થઈ ત્યારથી તેના મનમા એકેશ્વરવાદનાં બીજ રોપાયાં ગણાય. આ ઈશ્વરને તેણે સૃષ્ટિના સર્જક તરીકે ગણ્યો છે; સૃષ્ટિના વ્યવહારો ચલાવનાર સર્વ શક્તિમાન ઈશ્વરની મરજી વિના કાંઈજ થઇ શકે તેમ નથી એમ તેણે માન્યું છે.[2]

આવી ધાર્મિક માન્યતાઓ સાથે સાથે નૈતિક ભાવનાઓનો જન્મ એ માનવજીવનની સૌથી મોટી બીના ગણાવી શકાય. માનવીના મનમાં ઈશ્વરતત્ત્વ પ્રત્યે જે ભાવના જન્મી તેમાંથી પ્રેમ, સહાનુભૂતિ અને શરણાગતિની ભાવના પેદા થઇ. આ સહાનુભૂતિ ઉપરાંત માનવીની ટેવ, તેની બુદ્ધિ અને પરંપરાગત માન્યતાઓમાથી પણ તેની નૈતિક માન્યતાઓ ઉદ્ભવી. આ નૈતિક માન્યતાઓને ધાર્મિકતાનું સ્વરૂપ આપી તેણે ધાર્મિકતા અને નીતિમત્તા વચ્ચે ખાસ ભેદ ન ગણ્યો. મેથ્યુ આર્નોલ્ડે ભાવનાઓથી અંકિત થયેલી નીતિમત્તાને ધર્મનું નામ આપ્યું છે અને ધર્મને ફરજ, કર્તવ્યપાલન તેમજ

1 સરખાવો ગીતા અધ્યાય ૭ શ્લોક : ૮–૯

रसोऽहमप्सु कौन्तेय प्रभास्मि शशिसूर्ययोः
प्रणवः सर्ववेदेषु शब्दः खे पौरुषं नृषु ।
पुण्यो गन्धः पृथिव्यां च तेजश्चास्मि विभावसौ ।
जीवनं सर्वभूतेषु तपश्चास्मि तपस्विषु ॥

૨ L. T. Hobhouse, Morals in Evolution P. 418, 489

કેમ કે તે દરેક પ્રકારના સામાજિક સંબંધો સૂચવતો નથી. જનતા અને સમુદાય વચ્ચે પણ આવો જ તફાવત છે. સમુદાયમાં જે વ્યક્તિઓની ગણના થાય છે તેમના પારસ્પરિક સંબંધો ઉપરાંત તેમના સહવાસનો નિર્દેશ સમુદાયમાં કરાય છે. જ્યારે જનતા સ્થળમર્યાદાઓથી પર છે. એને અમુક એક જગ્યા સાથે ઝાઝી નિસ્બત નથી. જનતાને ટોળાના અર્થમાં વાપરવાથી ક્ષતિ થવાનો સંભવ એટલા માટે છે કે ટોળામાં એકદમ ઘણાં માણસો જમા થઇ જાય છે અને તેમની હિલચાલ સામૂહિક રીતે થતી હોવાથી તે જનતા સ્વરૂપે દેખાય, પરંતુ તે બંને વચ્ચેનો તફાવત કેટલીક નિશ્ચિત કક્ષાનો હોઇ ટોળું અને જનતા એક નથી. આ આપણે આગળ વિસ્તારથી જોઇશું.

**જનતાની વ્યાખ્યા :** જનતા શું નથી એ જોયા બાદ જનતા કોને કહી શકાય તે સમજવા માટે આપણે જનતાની એક વ્યાખ્યા તપાસીએ. ગીંસબર્ગની માન્યતા અનુસાર, ' જ્યારે ઘણાં માણસો એક જાતનાં મંતવ્યો, સામાન્ય લાગણીઓ, ઇચ્છાઓ તેમજ આકાંક્ષાઓને લીધે સંકળાયેલાં હોય ત્યારે તેવાં માણસોનો સમૂહ " જનતા ' તરીકે ઓળખાવી શકાય. આવા એક-મતી સમૂહનું કદ નિશ્ચિત ન હોય, તેમાં સુવ્યવસ્થા ન હોય અને તેમાં જેમની ગણના થાય છે તેવા માણસોની સંખ્યા મોટી હોવાને લીધે તેમની વચ્ચે પ્રત્યક્ષ તથા વ્યક્તિગત સંબંધ ન હોય તેમ છતાં કાયમી, સરખાં મંતવ્યોને કારણે તેમાં એકતા તો હોય છે જ. '

આ વ્યાખ્યા પરથી જનતાનાં લક્ષણો નીચે પ્રમાણે તારવી શકાય:

૧. મંતવ્યો, વિચારો, આકાંક્ષાઓ તથા લાગણીઓનું સામ્ય.
૨. પ્રત્યક્ષ તથા અપ્રત્યક્ષ સંબંધો; શારીરિક નિકટતા હોય કે ન હોય છતાં સંબંધ હોય.
૩. સંખ્યા કે સ્થળની મર્યાદાઓથી રહિત.
૪. સાધારણ તથા દીર્ઘકાલીન અસ્તિત્વ.

૧, ૨. જનતામાં વિચારો તથા લાગણીનું સામ્ય સહમતી સૂચક હોય કે વિરોધાત્મક; પરંતુ કેંદ્રસ્થ વિચાર કે લાગણી હોવી આવશ્યક છે. વળી તેનો આધાર પ્રત્યક્ષ અને વ્યકિતગત સંબંધ ઉપર નથી. આધુનિક વ્યવહારનાં સાધનોએ દૂરદૂર રહેતી વ્યકિતઓને એક બીજાની સાથે પરોક્ષ રીતે સંપર્કમાં આણી છે. રેડિયો, વર્તમાનપત્રો અને બીજાં સંદેશાવ્યવહારનાં સાધનોને લીધે દુનિયાના એક ખૂણેથી બીજા ખૂણા સુધીનાં માણસો એક બીજાના અપ્રત્યક્ષ તેમજ અવ્યકિતગત સંબંધમાં આવી શકે છે અને તે દ્વારા સામાન્ય મંતવ્યો, અભિપ્રાયો અને લાગણીઓ પ્રદર્શિત કરી શકે છે. ૩. જનતા ઘણી વિશાળ હોય છે. તેમાં જેમની ગણના કરાય છે તેમની સંખ્યા નિશ્ચિત નથી. જેટલી વ્યકિતઓને એક અથવા બીજો પ્રશ્ન સંબંધકર્તા નીવડે અને તેથી તેમનાં મંતવ્યો બંધાય, તે બધી વ્યકિતઓ જનતામાં ગણાય. ૪. જનતા એ ક્ષણજીવી સમૂહ નથી. એનું અસ્તિત્વ ઠીક ઠીક સમય સુધી ટકી રહે છે.

**જનતા અને ટોળું :** જનતાનું ચોથું લક્ષણ એને ટોળાથી જુદું પાડે છે. ટોળું કોઇ એક તત્કાળના ક્ષણજીવી પ્રસંગે જમા થઇ જાય છે એટલે તે આકસ્મિક હોય છે અને પ્રસંગ વહી જતાં તે વીખરાઇ જાય છે જેમ કે પરીક્ષાનું પરિણામ જાણવા છાપાની ઓફિસની બહાર જમા થએલું ટોળું પરિણામ બહાર પડયા પછી વીખરાવા માંડે છે. જનતાનું અસ્તિત્વ ઉપર જણાવ્યું તેમ ઝાઝુને માટે હોય છે. એના હેતુઓ તત્કાલીન નહીં હોવાથી જનતાનું અસ્તિત્વ લાંબા સમય સુધી ટકે છે. બીજું, ટોળું હાજરાહજુર, પ્રત્યક્ષ નિકટતાને લીધે અસ્તિત્વમાં આવે છે, જ્યારે જનતામાં આવી પ્રત્યક્ષ નિકટતા અને હાજરીની આવશ્યકતા હોતી નથી, કેમ કે સંપર્કનાં સાધનો દ્વારા માનસિક-નિકટતા ઉદ્ભવી શકે છે. ત્રીજું, ટોળું શાંત ન રહેતાં તેમાં રઘવાટ, બુમબરાડા અને અરાજકતા પ્રવર્તતાં, ટોળામાંની વ્યકિતઓ પોતાનું વ્યકિતતત્ત્વ ખોઇ બેસે છે અને ટોળાની સાથે સાથે બિનજવાબદારીભર્યું

વર્તન કરવા માંડે છે. જનતામાં આમ બનતું નથી. તેમાં દરેક વ્યકિત સંમિલિત હોવા છતાં તે પોતાનું આગવાપણું સ્થાયી રાખી શકે છે. ચોથું, ટોળામાં બધાં શારીરિક નિકટતામાં હોવાને લીધે તેમજ તેમને એક બીજાની હાજરીનું ભાન હોવાને લીધે આઘાત–પ્રત્યાઘાતોની અસર તત્કાળ થાય છે. જ્યારે જનતામા શારીરિક નિકટવર્તીપણું નહીં હોવાને લીધે જનતાના સભ્યો તત્કાળ સૂચનને વશ થઇ જતા નથી અને તેમનાથી આત્મનિર્ણય કરી શકાય છે.

જનમત :

આત્મનિર્ણય લેવાની તેમની શકિત જનમતને લીધે મર્યાદિત થાય છે. પણ જનમત કોને ગણવો ? જનમત એટલે બે પાચ કે પાચસો માણસોનો મત નહીં. જનમતના અસ્તિત્વ માટે જનતાની સંખ્યા નિશ્ચિત કરવી પડતી નથી. જનમત એટલે વળી વધુમતી પણ નહી. મોટાભાગના લોકો અમુક મત પ્રદર્શિત કરે છે, માટે જનમત પણ તે જ પ્રકારનો છે એવુ માનવાને કશું કારણ નથી. લોકશાહીમાં ઘણીવાર વધુમતી અને જનમત વચ્ચે વિચારોનું સામ્ય નથી હોતું. વળી જનમત એટલે જનતાના મતનો સરવાળો પણ નહીં. તો પછી જનમતની વ્યાખ્યા શી ?

ડાઇસીએ જનમતની વ્યાખ્યા કરતાં કહ્યું છે, ' કેટલીક ઠસી ગયેલી માન્યતાઓ, કેટલાક મનોભાવો, ગ્રાહ્ય કરાયેલા સિદ્ધાંતો તથા જડીભૂત થએલા તિરસ્કારો એકત્રિત રીતે જનમત તરીકે ગણાવી શકાય. "[1] એટલે કે જનતા તેમજ જનમતના ઉદ્ભવ માટે ચોક્કસ પ્રકારના મંતવ્યો, માન્યતાઓ અને લાગણીઓ આવશ્યક છે.

આ જ હકીકતને ગીંસબર્ગે અગત્યતા આપી છે, કેમ કે તેમની વ્યાખ્યા પ્રમાણે, સમાજમાં પ્રવર્તતાં ચોક્કસ રીતે ઘડાયેલાં મંતવ્યો

1. Dicey : Law and opinion in England : Quoted by W. J. H. *Sprott: Sociology:* p. 114.

અને વિચારો જે ઠીક ઠીક સમય માટે ટકી રહે છે, તે જનમત તરીકે ઓળખાય છે; આવા વિચારો તથા મંતવ્યો ધારણ કરનારાઓ માને છે કે બીજાઓના વિચારો પણ તેમના જેવા જ એટલે કે તે દૃષ્ટિએ સામાજિક છે. જનમત આ રીતે જોતાં ઠીક ઠીક કાયમ રહેનારો હોય છે એ ખરૂં, પરંતુ તે શાસ્ત્રીય રીતે ચકાસાયેલો અભિપ્રાય પણ નથી, તેમજ તે તત્કાલીન આઘાત પ્રત્યાઘાતોની અસરોને લીધે ઉદ્‌ભવેલો ક્ષણજીવી વિચાર પણ નથી. તે ઘણા માણસોનાં મન વચ્ચે આંતર-ક્રિયા થવાથી ઉદ્‌ભવેલો હોઇ તેનો આવિષ્કાર સામાજિક ગણ્યો છે: તેનું સ્વરૂપ પણ સામાજિક પરિબળો પર અવલંબે છે. આ હકીકત દર્શાવવા સ્કમોલરે જનમતનું વર્ણન કરતાં કહ્યું છે: જનમત એ તો લાખો તારવાળું તંતુવાદ્ય છે, જે ચારે દિશાઓના પવનથી ઝણઝણી ઉઠે છે. આ ઝંકાર એક સુરાવટવાળો કે સમતરંગી નથી હોતો પણ અપ્તરંગી હોય છે, છતાં તેમાં અજબ સ્વરમાધુર્ય હોય છે. આ ઉપમાનો અર્થ આપણે એમ ઘટાવી શકીએ કે જે માનસિક તત્ત્વોને લીધે જનમત પેદા થાય છે તેમાં, તેમજ જે હકીકત પરત્વે જનમત પેદા થાય છે તેમાં પરિવર્તન આવતાં જનમત પણ ફેરવાતો રહે છે. કદીક તે એક વસ્તુ કરવાનો આદેશ આપે છે તો કદીક બીજી ઘણીવાર જનમત આવેશમય બની જાય છે, ત્યારે ઘણીવાર તે શાંત અને ગંભીર વિચારણા પ્રદર્શિત કરે છે.

**જનમતનું કાર્ય :** ફેરફાર પામતો હોવા છતા જનમત સમાજમાં ચોક્કસ પ્રકારનું કાર્ય કરે છે. એના બળનો પરિચય પણ એનાં કાર્યો દ્વારા જ થાય છે. એ સારાનરસાં બન્ને જાતનાં પરિણામો લાવી શકે છે. એની સામે ટક્કર ઝીલનાર કોઇ અવધૂત જોગી અથવા તો કોઇ મહાનફ્ફટ વ્યક્તિ જ હોઇ શકે. જનમતને વળી કેટલાક ઇશ્વરના આદેશ સમાન ગણી ‘ પંચ ત્યાં પરમેશ્વર ’ એમ કહે છે.

એનું સૌથી અગત્યનું કાર્ય સામાજિક નિયંત્રણ તરીકેનું છે. સમાજમાં ચાલી આવતી પરંપરાનો ભંગ કરવાની ઇચ્છા રાખનાર

પર ' લોકો શું કહેશે ? ' એવો પ્રશ્ન ઘણુ દબાણુ લાવી શકે છે. ઘણા રિવાજો તોડવાની જરૂર જણાય છે અને તેમ કરવા ઘણા માણુસો અંતઃકરણુપૂર્વક તૈયાર થયા હોય છે. પણ ' જગબત્રીસી ' ના ડરથી તેઓ સામાજિક રિવાજોનો ભંગ કરતાં અચકાય છે. આ જ પ્રમાણે ઘણાં એવા નિયંત્રણો છે, જેમની સફળતા જનમત ઉપર નિર્ભર હોય છે. જો જનમતનું આવું દબાણુ ન હોત તો સામાજિક વ્યવહારોમાં સાતત્ય ન રહી શકત અને સૌ પોતપોતાનો આગવો ચોકો રચત.

આ તો થયું જનમતનું નિષેધાત્મક કાર્ય. જનમત હકારાત્મક રીતે પણ સામાજિક નિયંત્રણ કરીને માનવ વ્યવહારોને ઘડે છે. ઘણી રૈશનો, માન્યતાઓ અને શિષ્ટાચારની પ્રથાઓ જનમત દ્વારા આપણી બોધનાવસ્થામાં આવે છે. જનમતને લીધે સમુદાયને અને સમુદાય દ્વારા રાષ્ટ્રને પોતાની અસ્મિતાનું ભાન થાય છે. વળી જનમત દ્વારા જ કેટલાક કુરિવાજો અને ખોટા ચાલોને દેશવટો આપી શકાશે. હરિજનોદ્ધારના, દારૂબંધીના કે ન્યાતનો ત્રાસ નિવારવાના ગમે તેવા કાયદા ઘડાશે પણ તે પરત્વે જ્યાં સુધી જનમત જાગૃત નહિ થાય ત્યાં સુધી આવી સામાજિક સમસ્યાઓ ઉકલવાની નથી જ.

જનમતની વિશિષ્ટ અસર રાજકીય ક્ષેત્રમાં વરતાય છે. રાજ્ય-સંચાલન કરનાર સરકારની કામગીરીની સફળતા-નિષ્ફળતાનો જનમત જ નિર્ણય આપી શકે, જો સત્તાધારીઓ તેની અવગણના કરે તો મોડાવહેલા જનમત તેમને ખુલ્લા પાડી દે એ નિર્વિવાદ છે. આ દૃષ્ટિએ રાજકીય ક્ષેત્રે જનમત એક લાલબત્તી તરીકે કાર્ય કરે છે. જો કે ઘણીવાર જનતાને સત્તાધારીઓનાં કાર્યોની ખબર જ પડતી નથી અથવા તો જનતાને તે જાણવાની ફુરસદ નથી હોતી. આમા પહેલી મુશ્કેલી હલ કરવા માટે વિસ્તૃત કેળવણી અને પ્રબળ વર્તમાનપત્રોની આવશ્યકતા રહે છે. જો વર્તમાનપત્રો મુક્ત

અને કશાજ દબાણુ રહિત હશે તો તેમની મારફત જનમતની પ્રબળતા જણાશે. આમાંની બીજી મુશ્કેલીના નિવારણ અર્થે ગીંસબર્ગ સત્તાનું વિભાગીકરણ તેમજ તેનું વિકેંદ્રીકરણ કરવાનું જણાવે છે. તેમના મત અનુસાર સત્તાને દરેક માણસ સુધી પહોંચતી કરવાથી જનમતનું બળ આપોઆપ દેખાઇ આવશે.[૧]

જનમતના કાર્યોનું વર્ણન ઘણુંજ સરસ રીતે મેકાઇવરે કર્યું છે. તેઓ કહે છે, ' શરૂઆતમાં જનમત ઉંધે રસ્તે દોરી જઇને છેતરનારો લાગે છે, પરંતુ અંતે તે તેના સાચા સ્વરૂપમાં પ્રગટ થયા વિના રહેતો નથી. શરૂઆતમાં તે ખોટા દેવોની પૂજા કરનારો અને બંધનમાં જકડાયેલો લાગે છે, પરંતુ તેને મુક્ત થતાં વાર નથી લાગતી. તે મુકત થાય છે અને ખોટા દેવનું પોલ બહાર પાડી દે છે. જનમતની ચકાસણીમાં શરૂશરૂમાં ખોટાખરાનો ભેદ વરતાતો નથી પણ સરવાળે જનમત નીરક્ષીરન્યાયે દૂધ તે દૂધ અને પાણી તે પાણી જુદાં પાડી દે છે, કેમ કે તેનામાં એક વ્યકિતના કરતાં વધુ ડહાપણ અને ભરોસો ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે.'[૨]

આ વર્ણન જરા અતિશયોકિતભર્યું છે. જનમતનું આટલું સ્થાયી અને પ્રબળ સ્વરૂપ કલ્પવામાં એક હકીકત વિસરાઇ જતી લાગે છે કે જેમ બધાં જ સામાજિક નિયંત્રણોને મર્યાદા હોય છે, તેમ જનમતને પણ મર્યાદા હોય છે. વળી જનમત ઉપર આધુનિક જમાનાનાં બીજાં ઘણાં પરિબળો અસર કર્યાં કરે છે એટલે જનમતની સ્થિરતા જ શંકાસ્પદ છે; અને તે ખરું માર્ગદર્શન કરે છે એવું માનવાને કંઇ કારણ નથી, ઉલટ જનમત બહુધા અવળે માર્ગે દોરી જનારો હોય છે, ધૂર્ત હોય છે. [૩]

૧. M. Ginsberg : Psychology of Society.

૨ R. M. MacIver : Elements of Social Science.

૩......तव विहस बोली जसोदा जनमन हीको धूत ......

सूरदास.

સ્પ્રોટના મત અનુસાર જનમત અંગેની આપણી ચર્ચા બે વિભાગમા વહેંચી શકાય. જનમતના પ્રવર્તતા મંતવ્યોના વિસ્તાર-ક્ષેત્રની દૃષ્ટિએ જનમતનો પહેલો વિભાગ अ ગણાય. અને કયા પ્રશ્ન પરત્વે જનમત પ્રવર્તે છે તે દૃષ્ટિએ જનમતનો બીજો વિભાગ ब ગણાય.

(अ) પ્રવર્તતા મંતવ્યોના વિસ્તારની–ક્ષેત્રની દૃષ્ટિએ.

(૧) જનમતને લીધે લોકોમા જે વલણ ઉદ્ભવ્યું હોય તે આખા સમાજને સ્પર્શતુ હોય છે અથવા તો જનમત સમાજના એકાદ નાનકડા સમૂહને અસર કરતો હોય છે જેમકે કુટુંબ નિયોજન તથા સંતતિનિયમન અંગેનો જનમત આખા સમાજને સ્પર્શે છે. તે જ પ્રમાણે યુદ્ધ નિવારી શાંતિ પ્રસરાવવા અંગેનો જનમત આખી દુનિયાને અસર કરી શકે છે. વળી, 'ખેડે તેની જમીન' પરત્વેનો જનમત સમાજના એક વિભાગને જ સ્પર્શે કરે છે. આમ જનમતનુ કાર્યક્ષેત્ર જેટલું હોય તેટલા વિભાગમા તેની અસર પહોચે છે

(૨) બીજું, આવા ક્ષેત્રો પૂરતો મર્યાદિત જનમત સહમતી દર્શાવતો હોઈ શકે જેમ કે આગગાડીના અકસ્માતની કે ગોળીબારની તપાસ માગતો જનમત જે તે વિસ્તારના લોકોની અનુમતિ સૂચવતો હોઈ શકે.

(૩) ત્રીજું, આવો જનમત ભિન્નતા સૂચવનારો હોઇ શકે. જેમકે મુમ્બઇના ધારા હેઠળ દુકાનો રવિવારે બંધ રાખવી કે બીજા કોઈ દિવસે એ બાબતમાં જનમતના વિસંવાદી સૂર હોઇ શકે. તેવી જ રીતે વિશ્વવિદ્યાલયના માધ્યમ તરીકે અંગ્રેજીના સ્થાને હિંદી ભાષા રાખવી કે પ્રાદેશિક ભાષા રાખવી તે અંગે જુદાજુદા જનમત હોઈ શકે છે.

(ब) જનમત અંગેનું બીજું વિભાગીકરણ, કઇ બાબત અંગે જનમત ઉદ્ભવ્યો છે તે બાબતને અનુલક્ષીને કરી શકાય

(૧) જનમત તત્કાલીન પ્રશ્નો પરત્વે ઉદ્દભવ્યો હોઈ શકે, જેમ કે રેડિયો ઉપર સીનેમાનાં ગાયનોને સ્થાન આપવું કે નહિ: લોકોના એવા તત્કાળના પ્રશ્નો પરત્વેનો જનમત જે તે વખતના બનાવો ઉપર જનતાનો અભિપ્રાય દર્શાવે છે અને જનતાને એકાદ નિર્ણય ઉપર આવી જવું પડે છે.

(૨) જનમત લાંબા ગાળાની નીતિ પ્રત્યેનું મંતવ્ય પણ દર્શાવે છે. જેમકે ખાનગી સાહસોને દેશના રાષ્ટ્રીય કાર્યક્રમમાં કેટલું મહત્ત્વ આપવું જરૂરી છે: આવક ઉપર મર્યાદાઓ મૂકવી કે નહીં: તે અંગેનો જનમત લોકોના સમાજવાદ તરફ ઢળતા વલણની લાંબા ગાળાની પ્રતીતિ કરાવે છે. જનમતના આ બધા વિભાગો જનતાનાં જુદાંજુદાં દૃષ્ટિબિંદુઓ દર્શાવે છે–સરવાળે તો જનમત જનતા સમગ્રને અસર કરે છે. આવી અસરોની તારવણી કરીએ તો માલમ પડશે કે જનમત, કેટલીક ઘટનાઓ તથા કેટલાક સિદ્ધાંતો પરત્વેનો અને કેટલાક પ્રકારની નીતિ સૂચવનારો હોઇ અંદર અંદર સંકળાયેલો હોય છે. એટલે જનતાનો દરેક સભ્ય તેની આસપાસ જે જનમત પ્રસરતો હોય તેની અસર હેઠળ આવી જાય છે. આવી અસરો તેની ઉપર ચાર પ્રકારે પડે છે:

(૧) દરેક ઉપર તેના નાનકડા સમુદાયની રોજિંદી બાબતોની, તેના માન્ય કરાયેલા સિદ્ધાંતોની અને તેની નીતિની અસર પડે છે.

(૨) તેના ઉપર તેના સમાજમાં પ્રવર્તતાં જુદાં જુદાં મંતવ્યોની અને તેમાંથી જન્મતા ઘર્ષણની અસર પડે છે.

(૩) તેના સમાજમા વારંવાર પલટાતા જનમતની અસરને લીધે ઉપજતી આશા, નિરાશા અને ચિંતાઓની અસર તેની ઉપર પડે છે.

(૪) તે જે સમાજનો–જે રાષ્ટ્રનો–સભ્ય છે તેને લીધે તેનામાં ઉદ્દભવતાં મંતવ્યોની અસર તેના ઉપર પડે છે. જેમ કે ભારતીય

ત રીકે અંગ્રેજો પ્રત્યેના વલણની અસર હેઠળ તે આવે છેઃ એક ભારતીય તરીકે ગોવાના કે કાશ્મીરના પ્રશ્ન પરત્વેના જનમતની અસર તેની ઉપર થાય છે.

જનમતનું ઘડતર :

ગીસંબર્ગે જનમતની જે વ્યાખ્યા કરી છે તે આપણે જોઇ છે. તે અનુસાર સમાજમાં પ્રવર્તતાં, ચોક્કસ રીતે ઘડાયેલાં મંતવ્યો અને વિચારો જે ઠીક ઠીક સમય માટે ટકી રહે છે તે જનમત તરીકે ઓળખાય છે. આવાં મંતવ્યો અને વિચારોનું ઘડતર કરનારાં, તેમને એક યા બીજી રીતે વાળનારાં તેમજ સમાજમાં તેમને ટકાવી રાખનારાં કે તેમનો અંત આણનારાં ઘણાં પરિબળો હોય છે. એમાનાં થોડાંક આપણે તપાસીશું.

(૧) વર્તમાનપત્રો : જનસમુદાય ઉપર એક સામટી અને ઘણીવાર એક સરખી અસર કરનાર પરિબળ તરીકે વર્તમાનપત્રોને અગત્યનું સ્થાન આપવું ઘટે. વર્તમાનપત્રોના અગ્રલેખો તેમની નીતિ સૂચવનારા હોઇ તે તો જનતા ઉપર સીધી અસર કરે એ બનવા જોગ છે. પરંતુ અત્યારના ઉતાવળિયા જીવનમાં છાપાંના અગ્રલેખો વાંચવાની ફુરસદ ઘણા થોડા માણસોને હોય છે એટલે તેઓ છાપાંના સમાચાર અને બીજી તરત નજરે પડે તેવી બાબતો વાંચી નાખે છે. આથી વર્તમાનપત્ર કઇ જાતની ભાષા વાપરે છે, તેનો ઉઠાવ કેવો છે, તે ટયા સમાચારોને કેવી રીતે રજૂ કરે છે તે સર્વની જનતાનાં મંતવ્યો ઉપર વિશિષ્ટ અસર પડે છે. આવી વિશિષ્ટ અસર થવાનું કારણ એ છે કે જનતાના મોટા ભાગના લોકો છાપાંવાળાઓને સમાચારક્ષેત્રના પારંગત ગણે છે, અને તેથી છાપાં જે સમાચાર આપે તેને ચકાસી જોયા વગર ગ્રાહ્ય કરી લે છે, આથી છાપાં જે હકીકતને જે રીતે રજૂ કરે તે અનુસાર જનમત કેળવાતો રહે છે એમ માની શકાય.

આપણે એક દાખલો લઈએ. સમાજમા ઢોગી અને ધૂતારા માણસો ફૂંક માગીને કે પાણી મંત્રીને રોગો મટાડવાના તૂત લઇ બેઠા હોય છે. તેમનાં આ તૂતના સમાચાર જે રીતે રજૂ થાય, તે રીતે જનમત ઉપર અસર થશે. જેમકે:

## કઠોદરાના અવધૂત જોગીનો ચમત્કાર
## હજારો દર્દીઓએ લીધેલો લાભ

એવા સમાચાર જો છાપામા આવે તો કંટાળેલા અને અધશ્રદ્ધાળુ લોકો પોતાનાં દુઃખદર્દોના નિવારણ અર્થે આવા ઢોંગીઓ પાસે જાય અને જગતમા જે વહેમનું પ્રમાણ છે તે વધે. પરંતુ આ જ સમાચાર જો,

## જનતાની અંધશ્રધ્ધાનો લેવાતો લાભ !
## કઠોદરામાં ચાલી રહેલું પાખંડ

એ રીતે આવે તો ઘણા વહેમી લોકોને પ્રતીતિ થાય કે ચમત્કારથી દુઃખદર્દો મટાડનારા 'મહાત્માઓ' પાખંડી ધૂતારા હોઇ તેમની જાળમા ફસાવા જેવું નથી.

આ જ પ્રમાણે વર્તમાનપત્રો તેમની ભાષા દ્વારા રાજકીય મતની, કોઇ યોજનાની કે કોઇ રિવાજની હિમાયત કરીને કે તેની ટીકા કરીને જનમત કેળવી શકે છે.

વર્તમાનપત્રની ભાષા ઉપરાત તેમા આવતા હાસ્યચિત્રો, વ્યંગચિત્રો અને જાહેરાતોની અસર પણ જનમત ઉપર પડતી રહે છે. જનતાના મોટા ભાગના લોકો, સમયના અભાવે કે વર્તમાનપત્રના સંચાલકોને નિષ્ણાતો માની લીધેલા હોવાને કારણે, વર્તમાનપત્રમા આવતી વિગતોને સાચી માની લે છે, એટલે જ વર્તમાનપત્રો જનમતને ગમે તે બાજુએ વાળી શકે છે. આ અંગે મહાન પત્રકાર પૂ. ગાંધીજીના વિચારો નોંધવા જેવા છે:

'......વર્તમાનપત્ર એ ભારે શક્તિ છે, પણ જેમ નિરંકુશ પાણીનો ધોધ ગામનાં ગામ ડૂબાવે છે ને પાકનો નાશ કરે છે, તેમ નિરંકુશ કલમનો ધોધ નાશ કરે છે. એ અંકુશ જો બહારથી આવતો હોય તો તે નિરંકુશતા કરતાં વધારે ઝેરી નીવડે છે. અંદરનો અંકુશ જ લાભદાયી હોઇ શકે. આ વિચારસરણી સાચી હોય તો દુનિયામાં કેટલાં વર્તમાનપત્રો નભી શકે? પણ નકામાંને કોણ બંધ કરે? કોણ કોને નકામું ગણે? કામનું ને નકામું સાથે ચાલ્યાં જ કરવાનાં, તેમાંથી મનુષ્યે પોતાની પસંદગી કરવાની રહી.'

(૨) રેડિયો : જનમત ઉપર અસર કરનારૂં બીજું પરિબળ રેડિયો છે. રેડિયો દ્વારા માત્ર સાંસ્કારિક કાર્યક્રમો જ રજૂ થતા નથી. રેડિયો પર રજૂ થતા સાંસ્કારિક કાર્યક્રમો તો સમાચારો અને બીજાં મંતવ્યોને લોકભોગ્ય બનાવવામાં મદદકર્તા બને છે. તેનું પ્રચારના અને જનમત કેળવવાના સાધન તરીકેનું મહત્ત્વ દરેક દેશ માં સમજાયું હોવાથી રાજ્યે તેનું નિયંત્રણ કરવા માંડયું છે.

આપણા દેશમાં ૧૯૨૫ માં રેડિયો કેંદ્ર શરૂ થયા બાદ અંગ્રેજી સત્તાએ તેનું પ્રચારના સાધન તરીકેનું મૂલ્ય સમજી લઈને તેને ૧૯૨૮–૨૯ માં પોતાને હસ્તક લઇ લીધું, ત્યારથી અત્યાર સુધી રેડિયો તત્કાળ સમાચાર ફેલાવવાના સાધન તરીકે જ વપરાતો આવ્યો છે.

ભારતીય રેડિયો કેંદ્રો તરફથી હાલમાં રોજનાં ૭૧ સમાચાર-પત્રો વહેતાં મૂકાય છે. ભારતની ૨૮ ભાષાઓ ઉપરાંત બીજી પરદેશી ભાષાઓમાં સમાચાર આપતું ભારતીય રેડિયોનું સમાચારતંત્ર આખી દુનિયામાં સૌથી મોટું ગણાય છે. ૧

કુલ્લે ૨૧ રેડિયો કેન્દ્રો આપણા દેશમાં છે, જે લગભગ નવ લાખ રેડીઓ સેટસને સતત સમાચાર, સંગીત અને બીજી સામગ્રી આપી

૧ India To-day : 1956 Publications Division Govt. of India.

જનમતનું ઘડતર કરવામાં મોટો ફાળો આપે છે. છેલ્લાં ૨૮ વર્ષના ગાળામાં ૮,૮૭,૦૭૭ રેડિયો સેટસ વધી ગયા તે આપણા દેશમાં રેડિયોની લોકપ્રિયતા દર્શાવે છે. [૧]

પુસ્તકો : જનમત ઉપર લેખિત વસ્તુઓની અસરમાં વર્તમાન-પત્રની કક્ષાએ પુસ્તકોને પણ ગણવાં જોઈએ. વર્તમાનપત્રની અસર દૈનિક હોય છે, જ્યારે પુસ્તકની અસર લાંબાગાળા સુધી નભનારી હોય છે, કેમ કે પુસ્તક જળવાઇ રહે છે. પુસ્તકના લેખકોની પ્રતિષ્ઠા, તેમનાં મંતવ્યો પાછળની પુખ્ત વિચારસરણી અને દાખલા દલીલ સાથે વિગત રજૂ કરવાની રીતને લીધે પુસ્તકો જનમત ઉપર અસર કરી શકે છે.

પશ્ચિમના દેશોમાં, વોલ્ટેઇર, રૂસો અને ટોમસ પેઇન જેવા લેખકોએ તેમનાં પુસ્તકો દ્વારા જનમતમાં ક્રાંતિકારક ફેરફારો આણી દીધા હતા. વિકટર હ્યુગોએ 'લામિઝરેબલ' જેવા પુસ્તક દ્વારા અપરાધનાં કારણોનું યથાર્થ પૃથક્કરણ કરીને લોકોનાં મંતવ્યો બદલી નાખ્યાં હતાં. અને ઇબ્સનની અસરો તો હજુએ વરતાય છે. 'ડૉલ્સ હાઉસ' (ઢીંગલીઘર) જેવાં તેમનાં પુસ્તકોનો સ્ત્રીઓ પરત્વેના વલણમાં ફેરફાર આણવામાં મહત્ત્વનો ફાળો છે એ કબૂલવું જ રહ્યું.

આપણી ભાષામાં, 'ભદ્રંભદ્ર' સમા પુસ્તકે જુનવાણી વિચાર-સરણીની જે ટીકા કરી હતી, તેને લીધે ઘણા ઢોંગ ઉઘાડા પડયા હતા. વળી ગાંધીજીની 'આત્મકથા' એ તો 'સત્યના પ્રયોગો'ની જીવનકથા લખીને આપણને આંતરખોજના પાઠ ભણાવ્યા છે. આ ઉપરાંત સદ્‌ગત શ્રી. રમણલાલ દેસાઇએ 'દિવ્યચક્ષુ' દ્વારા અને શ્રી. મુનશીએ 'કાકાની શશી' દ્વારા આપણાં મંતવ્યો ઉપર ઉંડી અસરો કરી છે એ નકારી શકાય તેમ નથી.

[૧] India To-day : 1956. Publications Division Govt. of India.

**નાટકસીનેમા :** જનમતને અસર કરનારાં આ બે પરિબળો આજે તો આપણી જીવન જરૂરિયાત સમાં બની ગયાં છે. આ બન્ને પરિબળોની અસર રીતભાત, ફેશન અને બીજાં સાંસ્કારિક ક્ષેત્રોમાં ઘણી પડે છે એટલે નાટકને 'પ્રજાજીવનની આરસી' સમું વર્ણવ્યું છે તે આજ દૃષ્ટિએ.

**પ્રચાર :** પ્રચારને લીધે પણ જનમત એક યા બીજી તરફ ઢળે છે. પ્રચાર કેવળ જનતાને ઉંધે રસ્તે દોરનારો હોય છે એવું માનવાને કશું જ કારણ નથી. દારૂબંધી અને નાની બચત-યોજના અંગે પણ પ્રચાર હોઇ શકે અને કોઇ રાજકીય વિચારસરણી ફેલાવવાનો અથવા તો ગોહત્યા અટકાવવા અંગેનો પ્રચાર પણ હોઇ શકે. ડૂબ નામના વિચારકે પ્રચારની વ્યાખ્યા કરતાં જણાવ્યું છે, 'કોઇ પણ બાબતમાં સમાજનાં માણસોની લાગણીઓ તથા તેમના મંતવ્યોને સૂચન દ્વારા નિયંત્રિત કરવાનો રસ ધરાવતાં માણસોનો વ્યવસ્થિત પ્રયત્ન એટલે પ્રચાર,[1] એટલે કે રસ ધરાવતાં માણસો જેમ ઇચ્છે તેમ અર્ધસત્ય અથવા તો ભ્રમણા ફેલાવી શકે અને ધારે તો એકના એક અસત્યનું વારંવાર ઉચ્ચારણ કરીને તે લોકોના મગજમાં ઠસાવી જનમત કેળવી શકે.

**જનમત અને અફવા :**

મેકાઇવરે કરેલા જનમતની સચોટતાના વર્ણન અંગે આપણે કહ્યું હતું કે જનમતને મર્યાદાઓ હોય છે અને તે સદાસર્વદા ખરો જ હોય છે એમ માનવાને કારણ નથી, કેમ કે જનમત ઘણીવાર અફવાઓને લીધે નિયંત્રિત થાય છે. એકાદ ગપગોળો આવે તેને લોકો સાક્ષાત્ બનાવ તરીકે-પોતે જોયું હોય તેમ-વર્ણવીને અફવાઓને વેગ આપે છે. અફવાઓને લીધે જનમત ચોક્કસ સ્વરૂપ લઇ શકતો નથી. ઘણી વાર અફવાઓ જનમતને કલુષિત કરે છે.

1. Leonard. W. Doob: Propaganda

જનમત અંગેની આપણી ચર્ચા અહીં આપણે પૂરી કરીશું. તે પહેલાં એક બે હકીકતો નોંધવી ઘટે. એક તો એ કે સામાજિક નિયંત્રણ તરીકે સમાજ ઉપર જનમત જેટલી અસર કરે છે, તેટલીજ અસર બીજાં સામાજિક નિયંત્રણો પણ જનમત ઉપર કરી શકે છે. જનમતનો ઉદ્દભવજ સમાજમાં થાય છે એટલે જનમતનું સ્વરૂપ અને તેની અસર બીજાં સામાજિક પરિબળો પ્રમાણે નિર્ધારિત થશે. બીજું, કોઈ પણ બાબત પર ત્વેનો જનમત કાયમ રહી શકતો નથી. એનું સ્વરૂપ હંમેશાં બદલાયા કરે છે અને તેથી એને કેટલાકે કાચીડા સાથે સરખાવ્યો છે. ત્રીજું, જનમતને વેગ આપવા માટેની ભૂમિકા રચવા માટે હંમેશાં કોઈ નેતાની અથવા તો બીજા કોઈ કેન્દ્રની આવશ્યકતા રહે છે. જો જનમતને કેળવી તેનું ધ્યાન કેન્દ્રિત

:૭:

# ગેરવર્તન અને અપરાધની સમસ્યાઓ

## સામાજિક સમસ્યાઓનો ઉદ્ભવ :

દરેક સમાજને ટકી રહેવા માટે તેના સામાજિક વ્યવહારોમાં સમતુલા હોવી આવશ્યક છે. લોકોના પારસ્પરિક વ્યવહારોમાં સુયોગ ( Adjustment ) હોવો જોઇએ. દરેકને જોઇતી ચીજ વસ્તુઓ પૂરતા પ્રમાણમાં મળવી જોઇએ. સામાજિક સંસ્થાઓ, સામાજિક સંગઠનો અને સામાજિક નિયંત્રણો એકત્રિત રીતે મનુષ્ય જીવનને પ્રોત્સાહિત કરનારાં નીવડવાં જોઈએ અને આમ લોકોનું તનનું તથા મનનું આરોગ્ય જળવાવું જોઇએ.

જો આ બધી સિદ્ધિઓમાં વિક્ષેપ પડે કે તેમાં ન્યૂનતા આવે તો સમાજમાં જાતજાતનાં દૂષણો ઉદ્ભવે. આવાં દૂષણો લોકોની સુખાકારીને તથા તેમની જિંદગીને અને સરવાળે સમાજ સમસ્તને માટે ક્ષય રૂપ બની જાય છે. તેમના નિદાનમાં તથા તેમને દૂર કરવામાં સમય, શક્તિ અને નાણાંનો ઘણોજ વ્યય થાય છે. આવાં દૂષણો 'સામાજિક સમસ્યાઓ' તરીકે ઓળખાય છે.[1]

---

1. Contemporary Social Pro blems-Phells and Henderson p. 8

આ બધી સામાજિક સમસ્યાઓ માનવીએ પોતેજ પોતાના જીવનવ્યવહારોને લીધે સર્જેલી હોય છે, એટલે તેમનો નિકાલ કુદરત કરી આપતી નથી; એ તો એણે પોતેજ કરવો રહ્યો.[1] આ અર્થે માનવીએ સર્જેલાં શાસ્ત્રો તેને મદદરૂપ બની શકે તેમ છે કેમ કે કોઇ પણ શાસ્ત્રનું કાર્ય ફક્ત સત્યોની શોધ કરીને બેસી રહેવાથી સમાપ્ત થઈ જતું નથી. મનુષ્ય જીવનમાં અનેક પ્રકારની સમસ્યાઓ ઉદ્દભવે છે એટલે તેમનો ઉકેલ શોધી આપવા માટે દરેક શાસ્ત્રે યત્ન કરવો પડે છે. જો સમાજ સંપૂર્ણપણે એકતાનતાથી ચાલતો હોત તો સમાજ-શાસ્ત્ર કે બીજા કોઇ શાસ્ત્રને સમસ્યાઓ હલ કરવાની માથાકૂટ કરવી પડત નહીં. આવી પરિસ્થિતિમાં સમાજશાસ્ત્ર સામાજિક વ્યવહારોનો અને બહુ બહુ તો સામાજિક પરિવર્તનનાં સ્વરૂપો અને તેમના નિયમોનો અભ્યાસ કરીને પોતાનું કાર્ય સંપૂર્ણ થઇ ગયું માનત. પરંતુ સમાજમાં એકતાનતા નથી: સમાજમાં રહેતી વ્યક્તિઓનું જીવન અનિશ્ચિતતાને લીધે ઉદ્દભવેલ બીક અને ગભરાટને કારણે ક્ષુબ્ધ બની ગયું છે; સમાજમાં રહેતા સમૂહો અંદર અંદરના અને એક બીજા પ્રત્યેના વ્યવહારોને ભેદભાવની અને કદીક વહેમની તો ઘણીવાર વેરભાવની નજરે જુએ છે;[2] અને તેથી સામાજિક વ્યવહારોમાં દુર્યોગ ( Maladjustment ) ઉદ્દભવે છે, જેને કારણે વ્યક્તિનું જીવન વેરવિખેર બની જતાં સમાજમાં વિઘટન થવાની શકયતાઓ ઉભી થાય છે. આવું વિઘટન સામાજિક શાસ્ત્રોને પડકાર રૂપ છે. એ હકીકતને મૂલવીને સમાજશાસ્ત્રનું વિષયવસ્તુ તથા તેની વિષયમર્યાદાઓ નક્કી કરતી વખતે આપણે ત્રીજા પ્રકરણમાં જોયું હતું કે સમાજશાસ્ત્ર, સમાજની અંદર ચાલી રહેલી પ્રક્રિયાઓનો નર્યો સૈદ્ધાંતિક અભ્યાસ કરીને બેસી રહી શકે નહીં. એની જવાબદારી

૧. MacIver : Community : page 242

૨. W. J. H. Sprott :Sociology : p. 172.

એથી વિશેષ છે. એણે તો સમાજમાં ઉદ્‌ભવતા આવા દુર્યોગોનો અભ્યાસ કરી તેમનું નિદાન કરવા માટેની શાસ્ત્રીય વિગતો પૂરી પાડવી જ પડશે.

## દુર્યોગ ( Maladjustment ) કેમ ?

સામાજિક દુર્યોગની સાથે સામાજિક નિયંત્રણો સંકળાયેલાં છે. સમાજમાં રહેતી વ્યક્તિઓની રહેણીકરણી તેમજ તેમનો બીજો સામાજિક વ્યવહાર આ સામાજિક નિયંત્રણો નિશ્ચિત કરે છે એ હકીકત આપણે પાંચમા પ્રકરણમાં જોઇ હતી. આ નિયંત્રણો દ્વારા વ્યક્તિના સામાજિક વ્યવહારનાં ધોરણો ઠરેલાં હોય છે. વ્યક્તિએ કેમ બોલવું ચાલવું, કેમ બીજાઓ સાથે વર્તવું અને કેવી રીતે પોતાના જીવન-વ્યવહારોમાં વ્યવસ્થા લાવવી તે બધું નિયંત્રણો દ્વારા ઠરાવાયેલું હોવાથી સર્વને પોતાના જીવનના આદર્શો રૂપ ગણીને વ્યક્તિ તે અનુસાર પોતાનો જીવનવ્યવહાર કરે છે. આ આદર્શોને ધ્યાનમાં રાખીને વ્યક્તિ પોતાની હરવાફરવાની, મનોરંજનની, કૌટુંબિક જીવનની, આર્થિક જીવનની અને સાંસ્કારિક જીવનની મર્યાદાઓ બાંધે છે. આવી મર્યાદાઓનું ઉલ્લંઘન તે સાધારણ રીતે નહીં કરે, પરંતુ જો વ્યક્તિ પોતાના જીવનવ્યવહારોને સમાજની અપેક્ષાઓ પ્રમાણે ગોઠવી ન શકે અને પોતાના જીવન પૂરતા આગવા-વ્યક્તિગત-આદર્શો પ્રયોજીને પોતાના મનને ફાવે તેવું વર્તન કરે અને મનગમતું જીવન જીવે ત્યારે સમાજની દષ્ટિએ તેનું જીવન અયથાવત્ ( Abnormal ) બની જાય છે. જેનું જીવન આવું અયથાવત્ થઈ જાય છે તેને સમાજમાં ગોઠતું નથી; તેને સમાજ સાથે બનતર રહેતું નથી; સમાજ તેને ખારો લાગે છે અને તે સમાજ પ્રત્યે મનમાં દ્વેષ કેળવે છે, વેરભાવના પોષે છે, લાગ મળતાં પોતાનો ગુસ્સો હળવો કરવા તે સમાજને હાનિકારક કામ કરી બેસે છે અને પોતાની જાતને તથા બીજાઓને દુઃખિત કરે છે. આવા જીવનવ્યવહારો કરનાર વ્યક્તિ અને સમાજ વચ્ચે દુર્યોગ થઇ જાય છે.

**ગેરવર્તન ( Delinquency ):**

જેને સમાજ સાથે દુર્યોગ થયો હોય છે તેને જાણે કે સમાજ સાથે નિસ્બત ન હોય તેમ ખરાખોટાના અને સારાનરસાના માપદંડ તે પોતાને મન ફાવતા રાખે છે; એટલે સમાજ સાથે તેના કાર્યોનો સૂમેળ બેસતો નહીં હોવાથી તેનો જીવનવ્યવહાર 'ગેરવર્તન' તરીકે ઓળખાય છે. આ દષ્ટિએ વિચારતાં, 'ગેરવર્તન' સાપેક્ષ છે. કયા સમાજમાં શું ગેરવર્તન લેખાશે અને શું નહીં તે નિશ્ચિત થઇ શકે નહીં. દાખલા તરીકે, આપણા સમાજમાં કોઇ નવસ્ત્રું ફરવાની જીદ પકડે તો તે ગેરવર્તન ગણાશે; જ્યારે આદિવાસી સમાજોમાં હજુ યે સ્ત્રી અને પુરૂષોનાં વસ્ત્રો અપૂરતાં હોવાથી નવસ્ત્રાપણું ત્યાં ગેરવર્તન દેખાશે નહીં. આપણા સમાજમાં કોઇ નાનાં બાળકો બીડીઓનાં ઠૂંઠાં ફૂંકે તો તે ગેરવર્તન ગણાશે જ્યારે કેટલાક ગ્રામ્યસમાજોમાં બાપ અને નાનો દીકરો સાથે બેસીને બીડી પીતા જોવા મળે છે.

ગેરવર્તન આમ સાપેક્ષ છે, છતાં બધું જ ગેરવર્તન દરેક સમાજ નભાવી લેશે નહીં. કોઇ જૂઠું બોલવાની આદતવાળું હોય, કોઇને રખડયા કરવાની ટેવ પડી હોય, કે કોઈ બીડી સિગારેટનાં ઠૂંઠાં વીણીને પીતું હોય તેની ખાસ નોંધ સમાજ ન લે તે જુદી વાત છે, પણ કોઇ ચોરી કર્યા કરે, કે ગમે તેની ઉપર વારંવાર હુમલા કર્યા કરે ત્યારે તેવુ ગેરવર્તન સમાજ નિભાવી લેશે નહીં, કેમ કે તે 'અપરાધ' ગણાય છે. આવા અપ રાધો કરનારની સુધારણા કરવી કે તેને સજા કરવી તે સમાજનાં સંગઠનોનું કાર્ય છે.

**ગેરવર્તન અને અપરાધ ( Crime ):**

અપરાધને સમાજ સજાની દષ્ટિએ એટલે કે કાયદાની દષ્ટિએ જં નિહાળે છે. જ્યારે ગેરવર્તન અપરાધ તો છે જ પણ તેને થોડે ઘણે અંશે કાયદાની તથા મુખ્યત્વે માનસશાસ્ત્રની દષ્ટિએ જોવામાં આવે છે

એટલે તેની સુધારણા શી રીતે કરી શકાય તે સમસ્યા તેમાં અધ્યાહાર હોય છે. વળી બધાજ અપરાધો ગેરવર્તન ગણાય છે, પણ બધાં જ ગેરવર્તનો એ અપરાધ ન કહેવાય.

ગેરવર્તન કરનાર તથા અપરાધ કરનાર બન્નેએ પોતપોતાની આગવી માનસિક દુનિયામાં મન પસંદ ધોરણો ઠરાવ્યાં હોવાથી 'આ થઇ શકે' અને 'આ ન થઇ શકે' તે છોછ તેમને હોતી નથી. આપણને જે વિચિત્ર જણાય તે તેમને સ્વાભાવિક લાગે, જ્યાં આપણે અનુકંપા અને સહાનુભૂતિની લાગણી અનુભવીએ, ત્યા તેમનું માનસ કોઇ જાતની લાગણીઓ ન અનુભવતાં બુઠ્ઠું બની જાય છે.

ગેરવર્તન અને અપરાધ એ વ્યક્તિના સ્વભાવની નબળાઈઓ ગણાય છે. બન્નેનાં કારણો વ્યક્તિની માનસિક નબળાઇ અને અસ્વસ્થતા છે; પણ એ બન્નેને જુદાં પાડનારાં લક્ષણો અંગે સર્વાનુમતિ નથી. ઘણાનું એવું માનવુ છે કે જ્યાં ગુનાઈત જવાબદારી નિશ્ચિત ન થઈ શકે તેવા બાળ–ગુનેગારોનો તેમજ અપસ્માર કે ગાંડપણ જેવા બીજા માનસિક રોગોને લીધે સમાજવિરોધી વર્તન કરનારાઓનો સવાલ હોય છે, તે 'ગેરવર્તન' ગણાય છે અને જ્યાં ગુનાઇત જવાબદારી નક્કી થઈ શકે તેવાં પુખ્ત વયના માણસો જે સમાજવિરોધી વર્તન કરે તો તે 'અપરાધ' ગણાય છે, કેમ કે તેઓ સજાને પાત્ર છે. ભારતના ફોજદારી ધારામાં આવો તફાવત બતાવનારી કલમો ૮૨, ૮૩ અને ૮૪ છે[1] બ્યાસીમી કલમ અનુસાર સાત વર્ષની નીચેનું કોઇ પણ બાળક જે કોઇ પણ ગુનો કરે તો તેને ગુનાની જવાબદારીમાથી મુક્ત ગણવામા આવે છે. જ્યારે ત્યાસીમી કલમ સાતથી બાર વર્ષની અંદરના બાળકોને કાચી બુદ્ધિનાં ગણાવે છે. ભારતના ફોજદારી ધારાની ચોરાસીમી કલમ 'માનસિક નબળાઈવાળાં'ઓને ગુનાની જવાબદારીથી પર ગણાવે છે. બ્રિટનમાં પણ મેકનેટોન્સના કિસ્સા અનુસાર 'માનસિક

1. Indian Penal Code.

વિકૃતિવાળાઓ ' ગુનાઇત જવાબદારીમાથી બાકાત રહે છે. આ સિવાયના બીજા બધા, જો સમાજવિરોધી પ્રવૃત્તિ કરે તો કાયદા પ્રમાણે સજાને પાત્ર થાય છે, માટે તેમના સમાજવિરોધી કાર્યો 'અપરાધ' ગણવા જોઈએ એવો મત કેટલાકનો છે.

આ ચર્ચા પરથી ફલિત થાય છે કે ગેરવર્તન અને અપરાધ વચ્ચેનો તફાવત માનસિક કારણો અંગેનો છે. બન્નેના પ્રેરક કારણો એકજ જાતનાં હોય છે અને બન્ને પ્રતિ સમાજની દષ્ટિ એકસરખી એટલે કે રોગિષ્ઠ દશાવાળા પ્રત્યે હોય છે તેવી સહાનુભૂતિપૂર્ણ હોવી જોઇએ.

## ગેરવર્તન અને અપરાધનાં કારણો:

ગેરવર્તન કરનાર તેમજ અપરાધ કરનારની સમાજવિરોધી પ્રવૃત્તિઓ કયા કારણોને લીધે ઉદ્દભવે છે અને પોષાય છે તે અંગે જાત-જાતના મત પ્રવર્તે છે. કેટલાક એમ માને છે કે ગેરવર્તન અને અપરાધવૃત્તિ આનુવંશિક કારણોને લીધે હોઈ તે જન્મજાત છે. બીજો મત ગેરવર્તન તથા અપરાધવૃત્તિના કારણો વાતવરણમા તેમજ વ્યક્તિના બીજા સામાજિક સંજોગોમાં જુએ છે, જ્યારે ત્રીજો મત વ્યક્તિની વ્યક્તિ-ગત શારીરિક અને માનસિક સ્થિતિને ગેરવર્તન તથા અપરાધનાં કારણભૂત ગણાવે છે. આપણે આ ત્રણે ય મતો વારાફરતી જોઇએ.

**(અ) આનુવંશિક કારણો :** પહેલા એવી માન્યતા પ્રવર્તતી હતી કે ગેરવર્તન અને અપરાધ કરનારાઓના માતાપિતા પણ આવી સમાજવિરોધી વૃત્તિવાળા હોવાને લીધે તેમના બાળકોમા તેમના આ માનસિક દોષો વારસામા ઉતરતા, આનુવંશિક કારણોને લીધે તેઓ ગુનાઈત પ્રવૃત્તિ કરનારા જન્મે છે. આવી માન્યતા ઘણા લાંબા સમય સુધી રહી.

ઇટાલીના પ્રસિદ્ધ વિદ્વાન લોમ્બ્રોસોએ ઓગણીસમી સદીમાં જાહેર કર્યું હતુ કે અપરાધીઓ જન્મે છે–બનતા નથી. એમણે પ્રયોગો દ્વારા સિદ્ધ કરવાનો યત્ન કર્યો કે મોટા ભાગના અપરાધીઓમાં તેમના

પૂર્વજોનાં શારીરિક લક્ષણો ઉતરી આવે છે, જેને લીધે તેમનામાં ગુનાઇત વૃત્તિ પેદા થાય છે. આવાં લક્ષણોમાં તેમણે કેટલીક શારીરિક વિકૃતિઓ ગણાવી હતી.

હૂટન નામના બીજા વિદ્વાને 'Crime and the Man' નામના પોતાના પુસ્તકમાં આવા વિચારનું પ્રતિપાદન કરતાં જણાવ્યું હતું કે અપરાધી વૃત્તિવાળાઓમાં કેટલીક શારીરિક તેમજ માનસિક ખાસિયતો હોય છે, જેને લીધે તેમને ગુનાઇત વૃત્તિવાળા તરીકે સહેજે ઓળખી શકાય છે.

આ માન્યતા હવે બદલાતી જાય છે. માનસિક લક્ષણોજ જ્યાં આનુવંશિક હોતાં નથી, ત્યાં વળી અપરાધવૃત્તિ જેવું લક્ષણ જૈવિક આનુવંશિકતામાં શી રીતે ઉતરી શકે ?[1] એવા મતવાળાઓએ તેમનાં મંતવ્યોની યથાર્થતા સિદ્ધ કરવા માટે જોડિયાં બાળકોનો અભ્યાસ કર્યો હતો. ડો. કાલામાન અને તેમના સાથીઓએ એકજ જીંડવાનાં જોડિયાં બાળકો, જે જુદા જુદા વાતાવરણમાં ઉછેરવામાં આવ્યાં હતાં, તેમની ચિકિત્સા કરીને સાબિત કરી બતાવ્યું છે, કે 'અપરાધવૃત્તિ-ઉત્તેજક કારણો આનુવંશિક નહીં હોતાં વાતાવરણપ્રેરિત હોય છે'. આવોજ અભ્યાસ ન્યુમેન, ફ્રીમેન અને હોલઝીંગર નામના ત્રણ વિદ્વાનોએ કર્યો હતો. તેમણે પણ આનુવંશિક પરિબળો પર વાતાવરણનાં પરિબળોના આધિપત્યને સિદ્ધ કરી બતાવ્યું છે.

આમ હવે આનુવંશિકતા અને ગુનાઈત પ્રવૃત્તિને સાંકળનારાઓનો મત ખોટો મનાવા લાગ્યો છે અને હવે વાતાવરણમાંજ ગુનેગાર-વૃત્તિનાં કારણો શોધાવા લાગ્યાં છે.

## (બ) વાતાવરણ અને બીજા સામાજિક સંજોગો :

ભૌગોલિક વાતાવરણ : આધુનિક સમાજશાસ્ત્રીઓ ભૌગોલિક વાતાવરણ સાથે અપરાધવૃત્તિ સાંકળે છે. આમાના કેટલાકના મત

1. સરખાવો : The born criminal invented by Lombroso does not exist : Alexis Carrell P 137

અનુસાર 'ઋતુઓની અસર અપરાધવૃત્તિ ઉપર થતાં ઉનાળામાં વધુ ગુના બને છે અને શિયાળામાં થોડા. વળી ઉનાળામાં બીજાને શારીરિક ઈજા પહોંચાડવાના ગુના વધુ બને છે અને શિયાળામાં ચોરીના'. આ મતવાળાઓએ રીતસરના ગુનાઓનાં પંચાંગ બનાવી એવું સિદ્ધ કરવાનો યત્ન કર્યો છે, કે જાન્યુઆરીથી એપ્રિલ સુધીમાં બાળહત્યાના ગુના વધુ બને છે, જુલાઈમાં સામાન્ય મનુષ્યહત્યાઓ વધુ બને છે. બાળકો પર બળાત્કાર મે, જુલાઈ અને ઑગસ્ટ મહિનામાં વધુ બને છે અને મોટી ઉંમરની સ્ત્રીઓ પરના બળાત્કાર જૂનમાં વિશેષ થાય છે.

આવો જ બીજો મત ભૂસ્તરરચના અને અપરાધવૃત્તિને સાંકળે છે. એ મત અનુસાર પહાડી પ્રદેશવાળા લોકો ઝનૂની હોઈ વાતવાતમાં ખૂન કરી બેસે તેવા હોય છે, જયારે સપાટ મેદાનના ફળદ્રુપ પ્રદેશમાં રહેતા લોકો નરમ પ્રકૃતિના અને ઈશ્વરપરાયણ હોવાને લીધે ભયંકર ગુનાઓથી દૂર રહે છે.

આ બન્ને મત ધ્યાનમાં લેવા પૂરતા જ છે. એમાંના એકને પણ સો ટકા સત્ય માની શકાય નહીં, કેમ કે આપણે હવે પછી જોઈશું તેમ બીજાં ઘણાં કારણો એવાં છે, જે અપરાધવૃત્તિ તેમજ ગેરવર્તનનાં પ્રેરક બને છે.

**સામાજિક સંજોગો :** દરેક અપરાધ અને ગેરવર્તનનું પ્રભવ-સ્થાન સમાજ છે, કારણ કે અપરાધને ઉત્તેજન આપનારાં પરિબળો સમાજ પોતે જ પેદા કરે છે–પુરાં પાડે છે. અપરાધ કે ગેરવર્તન કરનાર તો આવાં પરિબળોના ફકત નિમિત્ત રૂપે છે, એટલે દરેક સમાજવ્યવસ્થામાં થોડાક ગુનેગારો તો હોવાના જ.[1] કવેટલેટ નામના વિદ્વાને વિધાનો કરીને ગુનાઈતવૃત્તિ તથા ગેરવર્તન પરત્વેના નવા દ્રષ્ટિકોણનું સમર્થન કર્યું છે. આ દ્રષ્ટિકોણ અનુસાર ગરીબી, બેકારી, આર્થિક મંદી, ગીચ વસ્તી, વેરવિખેર કૌટુંબિક

1 Dyson Carter : Sin and Science.

જીવન, રિસ્તનો અભાવ, નઠારી સોબત, શિક્ષણનો અભાવ, તથા સિનેમા અને છાપા જેવા સામાજિક કારણોને લીધે અપરાધવૃત્તિ અને ગેરવર્તન પેદા થાય છે.

**ગરીબી:** ગરીબીને લીધે માણસ જાતજાતના અપરાધ કરે છે એ માન્યતા ઘણી જુની છે.[1] ગરીબીને લીધે પેટનો ખાડો પૂરવા માટે માણસને ચોરી કરવી પડે છે, કેમ કે તેને બીજે કોઇ સ્થળેથી પેટ પૂરતી રોજી મળી શકતી નથી. ગરીબીને લીધે જ લોકોમા શિક્ષણ તેમજ સંસ્કારનો અભાવ હોય છે. એટલે ગરીબીને અપરાધવૃત્તિ તેમજ ગેરવર્તનના અંતિમ તેમજ સમગ્ર કારણ તરીકે ગણાવી શકાય.

**બેકારી :** ગરીબીની સાથેજ સંકળાયેલું એક પરિબળ બેકારી છે બોગર નામના વિદ્વાનનું માનવું છે, કે બેકારી જ અપરાધવૃત્તિનું સૌથી સમર્થ પ્રેરક પરિબળ છે. બેકારીની સાથે સંકલિત વ્યાપારચક્ર અને આર્થિક ઉથલપાથલ એ બીજુ પરિબળ છે. જેમને પેટ પૂરતું ખાવાનુ ન મળે અને રોજગારી ન મળે તે નિરાશ થતા કંટાળીને ચોરીનોજ આશ્રય લે ને ! બેકાર માણસ લાંબો વખત નવરો હોવાને કારણે તેના મનમા જાતજાતના તુક્કા ઉઠે છે, જેથી અંતે તે સમાજવિરોધી પ્રવૃત્તિઓ તરફ આકર્ષાય છે કેમ કે તેમા તેને ઓછી મહેનતે અને ટુંકા વખતમા ફાયદો મળે છે. તુરાતી નામના વિદ્વાને તો કહ્યું છે કે અત્યારની સમાજવ્યવસ્થામા આર્થિક અસમાનતા હોવાને કારણે જે અન્યાય થઇ રહ્યો છે તે જ અપરાધવૃત્તિજનક છે. વળી આર્થિક અસમાનતાને લીધે બજારોમા હરીફાઈ જાગતા ચીજ વસ્તુઓના ભાવોમા ઉછાળો આવે છે જેને લીધે લોકોમાં વધી પડતી અસમાનતા ફેલાતા બેરોજગારી ફેલાય છે અને આમ અપરાધવૃત્તિ તેમજ આર્થિક કારણો વચ્ચેનો સંબંધ મૂડીવાદી સમાજવ્યવસ્થામા સતત ચાલ્યા કરે છે.

---

१ बुभुक्षित किं न करोति पापम् . पंचतन : ४–१५.

**ગીચ વસ્તીઃ** ગીચ વસ્તીને લીધે બાળકોમાં ગેરવર્તન પોષાય છે. મોટાં શહેરોના ગંદા વસવાટને લીધે બાળકોને ઘરમાં રમવાની પૂરતી જગ્યા મળતી નહિ હોવાથી તેઓ રખડપટ્ટીએ ચઢી જઈ ગમે તેવા માણસોના સંસર્ગમાં આવી ખિસ્સાકાતરૂનો અને ચોરીનો ધંધો આદરે છે. વળી ગીચ વસવાટોમાં રાત દહાડો ખરાબ સંસ્કારો બાળકના માનસ પર પડે છે, જેને લીધે બાળક માનસિક વિકૃતિઓનો ભોગ બને છે અને અંતે તે ગેરવર્તન કરે છે જેમાંથી આગળ જતાં તે અપરાધી બની શકે છે.

**વેરવિખેર કૌટુંબિક જીવન :** કુટુંબવ્યવસ્થાની ચર્ચા કરતી વખતે આપણે જોયું હતું, કે એને સબળ બનાવવાથી સમાજ સમસ્ત સબળ બને છે અને જો કૌટુંબિક જીવન વેરવિખેર બની જાય, એમાં નબળાઇ આવી જાય, તો સમાજને હાનિ પહોંચે છે. આનું કારણુ એ છે કે કૌટુંબિક જીવનનાં બંધનો ઢીલાં પડતાં બાળક રૂપી ધન બહારની ગમે તેવી દૂષિત અસર હેઠળ આવે અને તેથી તેનામાં ગેરવર્તનનાં બીજ રોપાય.

કુટુંબમાં માતાપિતાની હૂંફમાં બાળકનું ઘડતર થઇ શકે છે, પણ જો એ બેમાંથી એક પણ ન હોય તો બાળક નિરાધાર બને છે. કદીક સાવકી માના જુલમનો ભોગ બને છે તો કદીક સાવકા બાપને હાથે હડધૂત થાય છે. આવું બાળક સુયોગ સાધી શકતું નથી, તેથી તેથી તેનામાં માનસિક વિકૃતિઓ પેદા થતાં તે સમાજ સાથે પ્રતિકૂળ બની જાય છે અને તેને સૌ કોઇ પોતાનું શત્રુ લાગે છે, જેથી તે ગેરવર્તન કરવા માંડે છે અને અંતે અપરાધી વૃત્તિ તરફ વળે છે. પ્રોફેસર સીરીલ બર્ટ નામના અંગ્રેજ વિદ્વાને કરેલા અભ્યાસ પરથી ફલિત થાય છે, કે ૬૦ ટકા બાળગુનેગારો ખંડિત કૌટુંબિક સંબંધોને લીધે ગેરવર્તન તરફ વળ્યા હોય છે.[1] પુના શહેરના બાળ ગુનેગારોનો ૧૯૪૭ માં કરાયેલો અભ્યાસ દર્શાવે છે, કે મોટા ભાગના બાળગુનેગારો

1 Prof Cyril Burt: The Young Delinquent.

ખંડિત ઘરોમાંથી આવે છે, કેમ કે તેમનો ઘરમાં જીવ ચોંટતો નથી.[1] અત્રે એક વસ્તુ નોંધવી ઘટે છે, કે ભારતમાં મોટા ભાગના ગેરવર્તન કે અપરાધવૃત્તિવાળાઓ ફક્ત ખંડિત ઘરોને લીધે જ નથી ઉદ્‌ભવતા અને જે ઉદ્‌ભવે છે તે ફક્ત શહેરોમાંજ ઉદ્‌ભવે છે. ભારતીય કુટુંબ ઘણુંખરૂં સંયુક્ત હોય છે એટલે નાનાં નિરાધાર બાળક તેનાં નજીકનાં સગાંવહાલાંની દેખરેખ હેઠળ રહી શકે છે, પણ જો તેનાં માબાપ શહેરમાં વસતાં હોય અને જો બાળક ત્યાં નિરાધાર બની જાય તો ઘણીવાર તેની ઉપર સગાંવહાલાંની દેખરેખ રહી શકતી નથી અને તેથી તે આડે રસ્તે દોરવાઇ અંતે અપરાધ તરફ વળે છે. ખંડિત ઘરોને લીધે પેદા થતાં ગેરવર્તન અને અપરાધવૃત્તિનો પ્રશ્ન પશ્ચિમના સમાજમાં ખાસ ઉદ્‌ભવે છે, કેમ કે ત્યાંની કુટુંબ વ્યવસ્થા જ તેવી છે.

**શિસ્તનો અભાવ :** નાનેથી મોટાં થતાં સુધી બાળકોમાં કૌટુંબિક તેમજ સામાજિક શિસ્ત હોવી ખાસ જરૂરી છે. પરંતુ ગરીબ દેશમાં માતાપિતાને પોતાના બાળકની કાળજી લેવાની ફુરસદજ ક્યાં હોય છે? એટલે બાળકની શી શી પ્રવૃત્તિઓ છે, તે કોના સંસર્ગમાં આવે છે, તેના હરવા ફરવાના સમયો અને સ્થળો કયાં છે તેની માબાપને ખબરજ હોતી નથી. એટલે તેઓ બાળક પર ખાસ કાબૂ ધરાવતાં નથી. અલબત, વખતો વખત તેઓ બાળકને ધોલધપાટ કરી કાબૂમાં રાખ્યાનો સંતોષ માને છે અને બાળક તેમના મારની બીકને લીધેજ ડહાગરૂં બને છે એવી માન્યતા રાખે છે, પરંતુ વાસ્તવમાં તેમ નથી. કૌટુંબિક શિસ્ત મારની બીકને લીધે પેદા થતી નથી, એ તો આનંદી કૌટુંબિક જીવનમાંથી આપોઆપ પ્રસરે છે, જેથી બાળકને પોતાના સ્થાનનું અને પોતાની જરૂરિયાતોનું ભાન થતાં તે યથાવત્ વર્તન કરે છે. જો તેનુ વર્તન રોકટોક વિનાનું અને

1. Mrs. Ruttonsha G N. Juvenile Delinquency and Destitution in Poona : P. 60, 61

શિસ્તવિહીન બની જાય તો સરવાળે તે નાની મોટી ગેરવર્તણુકો કરતો કરતો મોટો અપરાધી બની જાય તેમાં નવાઈ નથી.

**નઠારી સોબતઃ** શિસ્તનો અભાવ અને નઠારી સોબતો અરસપરસ સંકળાયેલાં છે. બાળક કે મોટાં સૌ કોઈ નઠારી સોબતના સંસર્ગમાં આવે તો તેની અસર તેમના પર પડયા વિના રહે નહીં. માણસના જીવનમાં જો શિસ્તનો અભાવ હોય અને તેને ખરાબ સંગત થાય તો તેનો પાસ લાગ્યા વિના રહે નહીં. કેટલાકની રીતભાત કે તેમનો સ્વભાવ બીજા લોકોને ગમતાં નથી. એટલે સારા માણુસો તેમને સંઘરતા નથી. આથી તેમની સંગત ઉતરતી કક્ષાના માણુસો સાથે થાય છે. આવા કિસ્સાઓમાં નાના નાના દોષોથી શરૂઆત થઇને નાની નાની ચોરીઓ કરતાં માણુસ શીખે છે અને અંતે તે સ્વતંત્ર રીતે કે ટોળકીમાં જોડાઇને ગુનાઇત કૃત્યો કરતો થઇ જાય છે. સંગતનો પાસ લાગવામાં અનુકરણુ, પોતા જેવા બીજા પણુ છે એવો ખ્યાલ અને બહાદુરી કરવાની તમન્ના એ ત્રણુ હકીકતો માનસિક સ્તર પર કામ કરતી હોય છે અને તે સૌને પશ્ચાદ્ભુમિકા પૂરી પાડે છે શિસ્તનો અભાવ !

**શિક્ષણુનો અભાવ :** શિક્ષિત માણુસો અપરાધ નથી કરતા એમ તો ન જ કહી શકાય. ઉલટ. જે શિક્ષિત અપરાધીઓ હોય છે તે ઘણી સિફતથી અપરાધો કરી પકડાતા નથી. પરંતુ આવા માણુસો ઘણુા થોડા હોય છે. મોટા ભાગના અપરાધીઓ અને ગેરવર્તન કરનારાં બાળકોને પૂરતુ શિક્ષણુ મળ્યું નહીં હોવાથી તેમના જીવનમાં આની અયથાવતતા ( Abnormality ) આવી જાય છે. જેમને શિક્ષણુ મળ્યુ હોય છે, તેમનામાં મૂલ્યોનું ભાન હોય છે અને સારૂં નરસું પારખવાની તેમની શક્તિઓ કેળવાઇ હોય છે, એટલે ઝટ દઇને તેઓ અપરાધી વર્તન કરતા નથી. બીજું, શિક્ષણુને લીધે વ્યક્તિમાં અપરાધની સજાનો અને આબરૂ જવાનો ભય વધુ હોવા સંભવ છે, એટલે પણુ તે અપરાધ કરતાં અચકાય છે. જ્યારે

અશિક્ષિત વ્યક્તિમાં આવી ભાવનાઓ ન હોય તે બનવા સંભવ છે. આવી ભાવનાના અભાવે વ્યક્તિને મન બધું સરખું હોય છે, એટલે તે અપરાધ કરતાં અચકાશે નહીં આવી પણ એક માન્યતા છે. પરંતુ શિક્ષણ કોણ લઇ શકે તે આપણે પુનઃ વિચારીએ તો સમજાશે કે જેની પાસે પૂરતા પૈસા હોય તેને જ શિક્ષણ લેવું પાલવે તેમ છે. એટલે વળી પાછા આપણે અ રાધનાં મૂળ કારણ–ગરીબી, બેકારી અને આર્થિક અસમાનતા પર આવી ગયા.

**સીનેમા અને વર્તમાનપત્રો :** ગેરવર્તન તેમજ અપરાધજનક કારણોની આ નામાવલીમાં સીનેમા તથા વર્તમાનપત્રોને પણ ગણાવવાં ઘટે. સીનેમા તેમજ વર્તમાનપત્રો નાનાં મોટાં સૌની કલ્પનાને ઉત્તેજિત કરે છે વર્તમાનપત્ર લખાણ દ્વારા અપરાધની ખૂબીઓ જાહેર કરે છે: સીનેમા તો તાદૃશ્ય બતાવીને અપરાધપ્રેરક વર્તનની તાલીમ આપી શકે છે. થોડાં વર્ષો પહેલાં 'કિસ્મત' નામનું આવું એક ચલચિત્ર જોઈને ઘણા લોકો પોતાની જાતને એના નાયક 'શેખર' સાથે સરખાવતા થયા હતા ! સીનેમામાં એક સાથે પ્રેમ, બહાદુરી અને ઉત્તેજના વણાયેલાં હોવાને લીધે કુમળાં મગજો ઉપર તેની માઠી અસર થતાં નાનાં છોકરાં એક પ્રકારનો રોમાંચ અનુભવે છે જેમાંથી ગેરવર્તન નીપજાવવાની શકયતાઓ રહેલી હોય છે.[1] વળી નાનાં બાળકો બહુધા સીનેમા જોવા જવા માટે જ માબાપનાં ગજવાં ફ ફોસીને નાની ચોરીઓ કરવાની શરૂઆત કરે છે. હોટલમાં કે બજારમાં બીજે કયાંક ખાવા માટે તેઓ આવી ચોરીઓ જૂજ પ્રમાણમાં કરતાં જણાયાં છે.

વર્તમાનપત્રોમાં આવતાં અપરાધોનાં વર્ણનોને લીધે અપરાધી માનસનું અહમ્ સંતોષાય છે અને તેથી તેને પોતાનું ગેરવર્તન નિંદનીય લાગતું નથી કે નથી તે પશ્ચાતાપ અનુભવતો. ભારતનાં વર્તમાનપત્રો તો છડેચોક એક ગુનાઇત કૃત્યનું સંચાલન કરી રહ્યાં

૧. O H. B Starte: A Handbook for the use of Workers amongst Delinquents in India

છે. તે છે અમેરીકન રૂના આંકફરકનો જુગાર ! સરકારે જાહેર જુગારને ગેરકાયદે ઠેરવ્યો છે, પણ જાહેર જુગારની અગત્યની કડી રૂપ આંકફરક છાપાં છાપી શકે છે તે એક કરૂણતા નથી ?

બધાંજ છાપાં અને બધાંજ ચલચિત્રો આવી માઠી અસર ફેલાવી શકતાં નથી. સરકારે ચલચિત્રો ઉપર સેન્સરની ગોઠવણ કરી હોવાથી હવે અપરાધપ્રેરક ચિત્રો ઘણાં ઓછાં ઉતરવા માંડયાં છે અને સીનેમાનો ઉપયોગ શિક્ષણાત્મક દષ્ટિએ થઇ રહ્યો છે.[1]

ગેરવર્તન અને અપરાધનાં કારણો તપાસવામાં આપણે બે જાતનાં કારણો જોયાં : એક આનુવંશિકતાનું અને બીજું વાતાવરણ તેમજ વ્યક્તિના બીજા સામાજિક સંજોગોનું. આનુવંશિક કારણોને લીધે ગેરવર્તન કે અપરાધ ઉદ્ભવતો નથી એ સિદ્ધાંત આપણે તપાસ્યો. વાતાવરણ તેમજ બીજાં સામાજિક કારણો વિચારતાં આપણે ભૌગોલિક અને વ્યક્તિની આસપાસના સામાજિક વાતાવરણનાં પરિબળો જોયાં. એ સૌમાં સૌથી પ્રબળ કારણ તે ગરીબીનું છે. એ હકીકત અહીં ફરીથી નોંધીશું. ગરીબીને લીધે જ–આર્થિક કારણોને લીધે જ–સમાજમાં ગેરવર્તન કે અપરાધ ઉપરાંત બીજાં ઘણાં દૂષણો ઉદ્ભવે છે. જો આર્થિક સમાનતા પ્રવર્તે અને દરેકને સમાન તક મળતી હોય તો સમાજમાંથી આ બધાં દૂષણો દૂર કરવાનું કામ ઘણું સહજ બની જાય એ નિર્વિવાદ છે.

## (ક) વ્યક્તિની શારીરિક તેમજ માનસિક સ્થિતિ:

**વ્યક્તિના શરીરનું ઘડતર :** જો વ્યક્તિનું શરીર નબળું હોય કે તેને કશી ખોડખાંપણ હોય તો તેને આંતરિક રીતે શરમ, વ્યથા. અને ગુસ્સો આવ્યા કરે છે અને તેની જાત ઉપરનો તેનો કાબૂ ઘટી જઈ તે લોભલાલચને વશ જલદી બની જાય છે. આવી વ્યક્તિને પૂરતી તાલીમ ન મળી હોય તો તે ગેરવર્તન તરફ અને લાંબેગાળે

૧. Cyril Burt : The Young Delinquent.

અપરાધવૃત્તિ તરફ વળે છે એની એક માન્યતા છે. આ માન્યતા પાશ્ચાત્ય દેશોમાં વાસ્તવિક ગણાતી હોય તે બનવા જોગ છે. ભારતમાં ખોડખાંપણવાળા અશિક્ષિત અને ગરીબ માણસો મોટે ભાગે ભીખ માગે છે અને આપણો સમાજ ભીખને નભાવે છે. એટલે તેમની અપરાધવૃત્તિ તરફ ઢળવાની શકયતાઓ ઓછી છે.

અપસ્માર કે ફેફરા જેવાં માનસિક દર્દોવાળાઓને પૂરતી રોજી કોઈ આપતું નથી. તેવાં માણસોની માનસિક સમતુલા રહે નહીં એ સ્વાભાવિક છે. એટલે એવા દર્દીઓ જગત પ્રત્યે ખુન્નસની લાગણી પોષે છે અને અયોગ્ય પ્રવૃત્તિઓ કરે છે. જો કે આવાં દર્દોને લીધે અપરાધવૃત્તિ તરફ ઢળેલા માણસો ભારતમાં થોડા છે.[૧]

**બુદ્ધિની અપકવતા :** ગેરવર્તન કરનારા કિશોરો અને સારા કિશોરોની માનસિક શક્તિઓ સરખાવીને સિદ્ધાંત પ્રતિપાદન કરવાના પ્રયાસો ઘણા માનસશાસ્ત્રીઓ કરી રહ્યા છે. લાંબા પરિશ્રમ પછી એમણે જોયું છે, કે કાર્યદક્ષતામાં કિશોર અપરાધીઓ બીજા કિશોરો કરતાં આગળ હોય છે.[૨] પરંતુ તેમનો સરેરાશ બુદ્ધિનો આંક નીચો હોય છે. આ હકીકતની વાસ્તવિકતા ભારતમાં તપાસવામાં આવી હતી. ઉમરખાડીના રીમાન્ડ હોમના કિશોર અપરાધીઓના પરીક્ષણ પરથી જણાયું હતું કે, આવી માનસિક કુશળતાનો કોઈ પણ આંક ભારતના કિશોર અપરાધીઓ માટે સ્થાપિત કરી શકાય તેમ નથી.[૩] વળી જે કુશળતા–પ્રયોગો કરવામાં આવે છે તે જ પડકારને પાત્ર છે, એટલે તેમનાં પરિણામોનું તો પૂછવુંજ શું ? બીજું, માનસિક રીતે પછાત મનાતા કિશોરો કરતાં હોંશિયાર કિશોરો જ અપરાધ કરવામાં સફળ

૧. O. H. B. Starte: A hand book for the use of workers amongst Delinquents in India.

૨. Alexis Catrell: Man the Unknown p. 137.

૩. Mrs Ruttonsha G. N. Juvenile Delinquency and Destitution in Poona.

બની શકે માનસિક દૃષ્ટિએ પછાત હોય તે બાળુ બાળુ તો વિનાશક પ્રવૃત્તિ કરી શકે પણ ચોરી જેવા અપરાધો કરવા જેટલી કાબેલિયત તેમનામા હોતી નથી એમ લાબા પરીક્ષણ પછી પ્રોફેસર સીરીલ બર્ટનું મંતવ્ય છે.

અસત્ય વાણી જૂઠું બોલવુ એ ગેરવર્તન ગણાય, અપરાધ નહિ, પણ બાળપણથી જો આવી લતે કિશોર ચઢી જાય તો તેનું ઉડું કારણ શોધવુ ઘટે આવા કિશોરો સ્વજાતીય કામપ્રિયતા, હસ્તદોષ અને બીજી નાની જાતીય ટેવોવાળા હોય છે જે અંગે સમાજનું વલણ અસહિષ્ણુ અને નિંદાખોર હોવાને લીધે તેમનામા ગુનાનું ભાન (Guilt Consc ousness) ઉદ્ભવ પામે છે જેને લીધે તેઓ ગભરાટ અને અસ્થિરતાની લાગણીઓ અનુભવે છે અને ધીરે ધીરે જાતજાતનાં જૂઠાણા શોધતા તેઓ શીખી જાય છે, જેથી અ તે તેમને જૂઠું બોલવાની આદત પડી જાય છે પ્રોફેસર બર્ટનું માનવુ છે, કે નાના મોટા જૂઠાણાને એકજ જૂઠાણા તરીકે ન ગણતા તેમને સમગ્ર રીતે જોવા ઘટે. આમ કરવાથી તેમનુ મૂળ કારણ સમજાઇ શકે છે.

**ગેરવર્તન તેમજ અપરાધવૃત્તિની સુધારણા :** આપણી આ ચર્ચા પરથી બે હકીકતો નિષ્પન્ન થઇ છે એક તો એ કે ગેરવર્તન કરનારા અને અપરાધવૃત્તિ તરફ ઢળેલા જન્મતા નથી–બને છે એટલે કે આ પ્રશ્નો પરત્વે નિશ્ચિતવાદી અને તેથી નિરાશાજનક વલણ કેળવવાની જરૂર નથી. ગમે તેવુ ગેરવર્તન કરનાર કિશોરને જો યોગ્ય તાલીમ મળે અને જો તેની વિનાશક શક્તિઓને સન્માર્ગે વાળી તેનું ચિત્ત જો કોઇ મનગમતા કામમા પરોવવામા આવે તો તેની ખતરનાક પ્રવૃત્તિઓ અટકી જાય. તે મોટો અપરાધી બનતા અટકી જાય અને તે સારા નાગરિક તરીકે સમાજમા જીવી શકે. બીજુ એ નિષ્પન્ન થઇ શકયુ છે કે ગેરવર્તન કે અપરાધ નર્યા એકજ કારણને લીધે ઉદ્ભવતાં નથી. અનેક કારણો ભેગા થતા વ્યક્તિ આડે માર્ગે ચઢી જાય છે અને તે સૌમા આર્થિક અસમાનતા તો મહત્ત્વનું અને નિર્ણાયક કારણ છે.

આ બને હકીકતોને ધ્યાનમાં રાખીને હવે આપણે ગેરવર્તન કે અપરાધવૃત્તિની અટકાયત અને સુધારણા અર્થે બીજાં શાં શાં પગલાં લઈ શકાય તે તપાસીયે.

## આદિ માનવસમાજમાં અપરાધો પ્રત્યે વલણ :

આપણી ચર્ચાને જરા વિસ્તૃત બનાવવા માટે આપણે આદિ માનવસમાજમાં અપરાધો પ્રત્યે શું વલણ અખત્યાર કરાતું હતું તે જોઇએ. આવી ઐતિહાસિક ઉપગતિ દ્વારા અત્યારના સંજોગોમાં ગેરવર્તન કે અપરાધો પરત્વે શું વલણ હોવું ઘટે અને તે બન્ને સમાજવિરોધી પ્રવૃત્તિઓ શી રીતે કમી કરી શકાય તે સમજવું સુગમ પડશે.

આદિ માનવસમાજમાં અપરાધ પ્રત્યેનું વલણ અત્યારના જેવું ન હતું, અપરાધ કરનાર અને જેને નુકસાન થયું હોય તે અંદર અંદર સમજી લેતા; ઘણી વાર વળતર આપીને કજિયા નિવારવામાં આવતા; અથવા તો બધા અરસપરસ વેર વાળતા. આવો વેર લેવાની પદ્ધતિ લોહી તરસી (Blood Feud) હોવાથી આદિ માનવ-સમાજમાં સતત ઘર્ષણ ચાલ્યા કરતું.

પરંતુ કેટલાંક કૃત્યોને આદિ માનવસમાજ પાપ તરીકે ગણતો અને તેમના પ્રત્યે ઘૃણાની નજરે જોતો. તદ્દન નજીકનાં સગાં જો જાતીય સંબંધ કરે તો જો કોઇ નિષિદ્ધ લગ્ન કરે અથવા તો મનુષ્યહત્યા કરે તો તેના પ્રત્યે આખો સમાજ વેરની લાગણી અનુભવતો, કેમ કે આવાં કૃત્યોથી સમાજમાં અપશુકન થાય, દેવતાઓ નારાજ થઇ જાય અને તેથી સમાજની પડતી થાય એમ આદિમાનવ માનતો.[1] એટલે આવાં કૃત્યોથી સમાજમાં ફેલાયેલા અપશુકનિયાળ હવામાનને વિશુદ્ધ કરવા માટે તે આવાં કૃત્યો કરનારને સમાજનો અપરાધી ગણીને સજા કરતો.

1. Lowie : *Primitive Society* : p. 399-400.

## અપરાધ પ્રત્યેનું આધુનિક વલણ :

અપરાધ કરનારને સજા કરવી જોઇએ એ જાતની માન્યતા આધુનિક સમાજની છે. આદિમાનવ શુધ્ધી-કરણ અર્થે અપરાધીને સજા કરવાની હિમાયત કરતો, જ્યારે આપણો સમાજ આવી ધાર્મિક શુદ્ધિ અર્થે નહિ, પણ અપરાધીને પોતાને સજા કરવા અને તે દ્વારા સમાજને સુધારવા માટે સજા કરવાની હિમાયત કરે છે. સજા કરવાનો હેતુ આધુનિક સમાજમાં ત્રણ પ્રકારનો ગણાવી શકાય. એમાંનો પહેલો વેરવૃત્તિનો ( Retributive ) છે, બીજો અટકાયતનો તેમ જ ધાક બેસાડવાનો (Deterrent) છે અને ત્રીજો અપરાધીની સુધારણાનો (Reformative) છે. એ ત્રણેને આપણે હવે તપાસીશું.

વેરવૃત્તિ ( Retribution ) : એ સૌથી પુરાણી માન્યતા છે અને તે હમ્મુરાબીના ધારાગ્રંથમા તેમજ ખ્રિસ્તી લોકોના જૂના કરારમાં પણ જોવા મળે છે. અપરાધીએ અપરાધની વસૂલાત કરવી જોઇએ અને તેણે શો અપરાધ કરી નાખ્યો છે, એનું તેને ભાન થવું જોઇએ, એવી ભાવના ઉપર આ માન્યતા રચાઈ છે. બીજું, અપરાધ કરનારાએ એક જાતનું નકારાત્મક મૂલ્ય સર્જ્યું છે માટે તેનો તેને તેવો જ બદલો મળવો જોઈએ એવી ભાવના પણ આ જાતની સજાની માન્યતા પાછળ રહેલી છે. આ માન્યતાને જરા ઉંડાણથી જોઈએ તો તે આદિ માનવસમાજની જાદુની માન્યતાથી જુદી નથી. 'કોઇએ અપરાધ કર્યો એટલે કે એક વસ્તુ અહી બની એટલે બીજી તેવીજ વસ્તુ ત્યાં થાય તો તેની અસર સરભર થઈ જાય' એવી જાદુ જેવી અસરોની જે માન્યતા આદિ માનવમા હતી તે જ માન્યતા સજાની વેરવૃત્તિની માન્યતાની પાછળ રહેલી છે.[1]

1. J. A. C. Brown : The Evolution of Society : P. 133

પણ આ જાતની માન્યતા અપરાધી પ્રત્યેના વલણમાં રાખવી એ અમાનુષી અને તર્કવિહીન લાગે છે. કોઈથી અપરાધ થઈ ગયો તેથી તેને સુધારવા માટે અથવા તો તેણે કરેલા અપરાધની અસરો ભૂંસવા માટે તેને સજા કરવી એ નૈતિક દૃષ્ટિએ ખોટું છે. વળી તાર્કિક દૃષ્ટિએ જોતાં કોઈપણ અપરાધ માપી શકાય તેવી ચીજ નથી. એટલે અમુક અપરાધની દશ વર્ષ કેદની સજા, અને અમુક અપરાધની બે વર્ષની સજા એ તાર્કિક જણાતું નથી, પણ મન ફાવતું જણાય છે. એટલે જ આધુનિક સમયમાં અપરાધોની સજાઓ પાછળ આ જાતની માન્યતા સેવાતી નથી.

અટકાયત મૂલક (Preventive or Deterrent): કેટલાકની માન્યતા અનુસાર અપરાધ અને ગેરવર્તનની સજા કરવા પાછળનો હેતુ અપરાધીને ભવિષ્યમાં અપરાધ કરતો અટકાવીને બીજાઓ ઉપર ડરપ બેસાડવાનો છે, જેથી બીજાઓ અપરાધ કરતાં ડરે. એક જણ અપરાધ કરી થોડો સમય જેલ ભોગવી આવે તો તે જેલની ધાકે ફરીથી અપરાધ કરતાં અચકાશેઃ એટલું જ નહીં, બીજાઓ પણ 'અપરાધ કરીશું તો આવી સજા ભોગવવી પડશે' એવી બીકના માર્યા અપરાધ કરતાં અચકાશે જેથી સમાજમાં ધડો બેસે અને અપરાધ અટકી જાય. આવી વિચારસરણી અનુસાર અપરાધોની સજાને માન્યતા આપનાર વિદ્વાનોમાં સ્પ્રોટ પણ છે.[1] પરંતુ આવી માન્યતા વાસ્તવિક જણાતી નથી. એક તો અપરાધ કે ગેરવર્તનનું પ્રેરકબળ સામાજિક છે. સમાજ-વ્યવસ્થા આવી અયથાવત્તાઓને જન્મ આપી પોષે છે, એટલે ખરો અપરાધ સમાજવ્યવસ્થાનો છે. અપરાધી તો એક નિમિત્ત માત્ર છે, માટે તેને સજા કર્યે અર્થ સરવાનો નથી. બીજું, ખૂનના અપરાધની સજા ફાંસી છે એ ઘણા જુએ જાણે છે, છતાં ખૂનના અપરાધ અટકયા નથી. ખૂનનો અપરાધ કરનાર હત્યા કરતી વખતે પકડાઈ

૧. W. J. H. Sprott: It is quite absurd to deny the *deterrent effect of punishment.* P. 179.

જવાના કે સજા પામવાના વિચારો કરવા બેસતો નથી. ત્રીજું, એવાં ઘણાં માણસો છે, જેમને જેલમાં જ ગોઠી ગયું હોય છે અને જો ગમે તે જેલના કેદીઓનો અંદાજ કાઢવામાં આવે તો તેમા બીજી કે ત્રીજી વાર સજા ખાઈ ચૂકેલા પણ મળી આવશે. એટલે કે સજા કરવા પાછળ આવી માન્યતા રાખવી એ વાસ્તવિક ગણાશે નહીં.

સુધારણાત્મક (Reformative): અપરાધીની સજા કરવા કરતાં અપરાધીને સુધારવાનો મુખ્ય હેતુ હોવો જોઇએ, એ જાતની માન્યતા અત્યારે મોટા ભાગના લોકોએ ગ્રાહ્ય કરી છે. ગેરવર્તન અને અપરાધ કરનારા બીજા રોગીઓના જેવા દર્દીઓ જ છે માટે તેમના તેવા રોગોનું નિદાન કરી તેમને યોગ્ય તે સારવાર આપી સુધારવા જોઇએ અને જો તેમને જેલમા રાખવાનો પ્રસંગ ઉપસ્થિત થાય તો તેની પાછળ ઉપરોક્ત હેતુ હોવો જોઇએ, એ જાતનું ઘણાનું મંતવ્ય છે. આ વિદ્વાનો અપરાધવૃત્તિને તેમજ ગેરવર્તનને તો ખાસજ, માનસશાસ્ત્રની દૃષ્ટિએ અવલોકી તેમનું તે રીતે નિદાન કરી તેમને માનસિક સારવાર આપવાની હિમાયત કરે છે. તેમનું માનવુ છે કે જો ગેરવર્તન કરનાર કે અપરાધીને યોગ્ય માનસશાસ્ત્રીય સારવાર મળે તો તેના માનસમાં જે વિકૃતિઓ હોય, જે ગ્રંથિઓ બંધાઇ ગઇ હોય તે બધી હલ થઇ જતાં તે યથાવત્ જીવન જીવી શકે અને સમાજને સહાયભૂત પણ બની શકે.

આ માન્યતા એક ત્રુટિ સૂચવે છે. બધાજ ગેરવર્તનો કે બધા જ અપરાધો નરી માનસિક વિકૃતિમાથી જન્મતાં નથી. મોટા ભાગનાં ગેરવર્તનો તેમજ અપરાધોની પાછળ સામાજિક કારણ હોય છે અને તેમાં યે મુખ્યત્વે આર્થિક નિરાશાજ અરાધવૃત્તિને પોષે છે. એટલે જો એ રીતે અપરાધોનું નિદાન થાય તો જ આ સામાજિક દૂષણો અટકશે. બાકી નરી માનસશાસ્ત્રીય ઉપગતિથી અપરાધો અટકવા મુશ્કેલ છે; અને તે પણ ભારત જેવા દેશમાં.

આપણા દેશમાં અપરાધો તેમજ ગેરવર્તન પરત્વે અટકાયત મૂલક ( Deterrent ) વલણ અખત્યાર કરાયું છે. આપણો ફોજદારી કાયદો અપરાધો તેમજ ગેરવર્તનોને સજાનાં ત્રાજવામાં તોળે છે. હિંદના ફોજદારી કાયદામાં એકંદરે ૫૧૧ કલમો છે. આ કલમો જોતાં એવું જણાય છે કે સૌથી વધુ આકરી સજા દેહાંતદંડની છે, જ્યારે સૌથી ઓછી સજા પૈસાથી ભરપાઈ કરી શકાય તેવા દંડની છે. ફોજદારી કાયદા અનુસાર અપરાધો ત્રણ કક્ષામાં વહેંચી શકાય. (૧) રાજ્યને અસર કરે તેવા અપરાધો. (૨) લોકલાગણીને અસર કરે તેવા અપરાધો. અને (૩) મનુષ્યના શરીરને અસર કરે તેવા અપરાધો. હિંદના ફોજદારી કાયદામાં આ બધા અપરાધો માટે નાની યા મોટી સજાઓ કેવી, કેટલી અને કેવી રીતે કરવી તેની ઇયત્તા અને તેનાં ધોરણો ઠરાવાયાં છે. છતાં અપરાધો ઘટયા તો નથી જ. એટલે આપણા દેશમાં અપરાધો ટાળવા સજાનો નહીં પણ સામાજિક બુદ્ધિનો ઉપયોગ થવો ઘટે.

### કિશોર ગેરવર્તન અને અપરાધો અંગેના કાયદા :

ગેરવર્તન કરનારા કિશોરોને જો સવેળા યોગ્ય માર્ગે વાળવામાં ન આવે તો તેઓ આગળ જતાં રીઢા અપરાધીઓ બની જાય. બોંગર નામના એક અપરાધશાસ્ત્રીનું કહેવું છે, કે સમગ્ર અપરાધોમાં સૌથી મોટો હિસ્સો કિશોર અપરાધીઓનો તથા જુવાન અપરાધીઓનો છે, ઘણા પુખ્ત ઉમરના અપરાધીઓના કિસ્સા તપાસીએ તો માલમ પડશે કે તેમાંના મોટા ભાગનાઓએ બાળપણથી જ અપરાધો કરવાની શરૂઆત કરી હોય છે. તેથી જો કિશોર અપરાધીઓના અપરાધોનું તલસ્પર્શી વિશ્લેષણ કરવામાં આવે તો રીઢા અને મોટા અપરાધો કરનારાઓનાં ગેરવર્તનનો ખ્યાલ સહેલાઇથી આવી જાય.[1] એટલે જો કોઇ કિશોર-વયનું બાળક અવળે રસ્તે જતું માલમ પડે અગર તેના વર્તનમાં અયથાવત્તા

1. W. A. Bonger : Introduction to Criminology P 83-84

જણાય તો સત્વરે તેનો ઇલાજ થવો જોઇએ એવી વિચારસરણી આજે દરેક દેશમાં પ્રચલિત છે. આ દિશામાં પાશ્ચાત્ય દેશોમાં તો સરકારી અને બિનસરકારી ધોરણે મોટા પાયા પર હિલચાલ થઈ રહી છે. ગેરવર્તન કરનારા કિશોરોને રાજ્ય સંચાલિત સુધારણાગૃહ ( Reformatories ) કે એવી જ બીજી કોઇ તાલીમ સંસ્થાઓમાં દાખલ કરી તેમની સમાજ વિરોધી પ્રવૃત્તિઓને સુમાર્ગે વાળવામાં આવે તો તે પુનઃ વફાદાર નાગરિક બની શકે. આવી માન્યતા આપણા દેશમાં પણ છેક ૧૮૫૦ ની સાલથી પ્રવર્તિ રહી છે. ૧૮૫૦ ના ઉમેદવારોના કાયદા ( Apprentices Act of 1850 ) અનુસાર નાના અપરાધો કરનારા તેમજ નિરાધાર હોય તેવા દશથી અઢાર વર્ષની અંદરના કિશોરોને કોઈ સ્થળે નોકરીની ઉમેદવારી કરવા મોકલવાની સત્તા મેજિસ્ટ્રેટને અપાઇ હતી. આ પછી ભારતના ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા ( Criminal Procedure Code ) ની કલમ ૩૯૯ માં એવુ સૂચવાયું હતું, કે ૧૫ વર્ષની નીચેના કિશોર અપરાધીઓને સ્થાનિક સરકારે સ્થાપેલાં સુધારણાગૃહોમાં મોકલી આપવા, જ્યાં તેમને શિસ્તની અને બીજી તાલીમ મળી શકે. ૧૮૯૭ નો રેફર્મેટરી સ્કૂલ્સ એકટ પસાર થયા પછી કિશોર અપરાધીઓને જેલમાં મોકલવાને બદલે ૨ થી ૭ વર્ષ સુધી રેફર્મેટરી સ્કૂલમાં રાખવાનું ઠરાવવામાં આવ્યું હતું.

### મુંબઇ રાજ્યના બાલ સંરક્ષણ કાયદાઃ

ગેરવર્તન કરનારા કિશોરો અને બાળ અપરાધીઓની સુધારણાની દિશામાં બંગાળ, મદ્રાસ, અને મુંબઇ સરકારો હંમેશાં મોખરે રહી છે. પશ્ચિમ ભારતમાં બાળકોનું સંરક્ષણ કરનારી સસ્થાની જહેમતને લીધે ૧૯૨૪નો બાળ સંરક્ષણ કાયદો ( Bombay Children Act : 1924 ) પસાર કરાયો હતો અને તેનો અમલ થોડાક વિસ્તારમાં ૧૯૨૭ ની સાલથી શરૂ થયો હતો. ત્યારબાદ ઉત્તરોત્તર તેનો અમલ બીજા જીલ્લાઓમાં પણ કરવામાં આવ્યો

હતો. અમદાવાદ જીલ્લામાં ૧૯૩૭ ની સાલમાં આ ધારો અમલી બન્યો હતો, જ્યારે સુરત જીલ્લામાં ૧૯૪૦ અને ભરૂચ જીલ્લામાં છેક ૧૯૪૫ ની સાલમાં આ ધારો લાગુ પાડવામાં આવ્યો હતો. વડોદરા રાજ્યમાં તો એ જ ધોરણ ઉપર બાળસંરક્ષણ કાયદો કેટલાં યે વર્ષો અગાઉથી લાગુ પાડવામાં આવ્યો હતો, જ્યારે મુંબઇ રાજ્યમાં વિલીન થયેલાં રાજ્યોના પ્રદેશમાં આ અગર આવા કોઈ પણ કાયદાનો અભાવ હતો.

પરંતુ આ કાયદાના અમલમાં ક્ષતિઓ હતી. એટલે સ્વાતંત્ર્ય પછી ૧૯૪૮ની સાલમાં મુંબઇનો બાળ સંરક્ષણ કાયદો (*Bombay* **Children Act** *1948*) પસાર કરવામાં આવ્યો છે અને મુંબઈ રાજ્યના સમગ્ર વિસ્તારમાં તેનો અમલ પણ શરૂ થઇ ગયો છે.

મુંબઇના બાળ સંરક્ષણ કાયદા અનુસાર ૧૬ વર્ષથી નીચેની ઉમરનું કોઇ નિરાધાર અથવા કોઇ પણ જાતના હેતુ કે લક્ષ વિનાનું બાળક ભટકતું નજરે પડે અને જો કોઈ તેનું વાલી ન હોય તો તેને રીમાન્ડ હોમમાં લઇ જવામાં આવે છે. વળી જે બાળકને નિર્વાહ માટે કોઈ પણ જાતનું દેખીતું સાધન પણ ન હોય અગર જે બાળક ભીખ માગતું કે બાળવિરોધી પ્રવૃત્તિ કરતું જણાય તેને પણ રીમાન્ડ હોમમાં દાખલ કરવામાં આવે છે. આ ઉપરાંત જે બાળકને તેનાં માબાપે તરછોડી દીધું હોય, અને તેઓ તેને રાખવા રાજી ન હોય અથવા કોઇ વેશ્યા અગર ગુનાઇત રીતે દારૂની લતવાળા માણસ સાથે ફરતું જણાય, કે વેશ્યાગૃહ હોય તેવી જગ્યામાં જો કોઇ બાળક જતું આવતું નજરે પડે, કે બીજી કોઇ જાતની નઠારી સોબતમાં પડેલું જણાય અથવા ગુનો કરવા પ્રેરાય તેવું વલણ અખત્યાર કરતું જણાય તો તેવા ગેરવર્તન કરનારા બાળકને રીમાન્ડ હોમના પ્રોબેશન અધિકારી મારફત બાળ કોર્ટ સમક્ષ રજુ કરી તેને સર્ટિફાઇડ સ્કૂલમાં તાલીમ માટે મોકલવામાં આવે છે, યા તો જો તે ઘેર જવા રાજી હોય તો સરકાર તેવી ગોઠવણ કરે છે.

જો કોઈ બાળક ઘરમાં ઉધ્ધતાઈભર્યું વર્તન કરતું હોય અને નાની મોટી ચોરી જેવું ગેરવર્તન કરતું હોય તો તેવા બાળકનાં માબાપ પોતાની મેળે જ બાળકને રીમાન્ડ હોમમાં મોકલી શકે છે. પરં જો કોઈ બાળકનાં વાલીઓ તે બાળકની અવગણના કરે, તેની સતામણી કરે અને તેને પેટ પૂરતું ખાવાનું ન આપે તેમજ તેને માનસિક તથા શારીરિક ત્રાસ આપે તો તેને માટે યોગ્ય શિક્ષાનો પ્રબંધ આ કાયદામા કરવામાં આવ્યો છે.

સમાજમાંથી અપરાધિતા ઓછી થાય તેવો સરકારનો હેતુ છે. એટલે રાજ્ય સરકારે અપરાધિતાને મૂળમાંથી ડામવા માટે પગલાં ભરવા માંડયાં છે. આવું એક પગલું તે બાળસંરક્ષણ કાયદો ગણાવી શકાય કેમ કે તેમાં બાળકના સંરક્ષણ ઉપરાંત તેના માનસ ઉપર નઠારી અસરો ન પડે તેનો પણ ખાસ ખ્યાલ રાખ્યો છે. આ અર્થે આ કાયદામાં એવી જોગવાઈ રખાઈ છે કે ગેરવર્તન કરનાર કિશોર અંગેની કાર્યવાહી અલગ રીતે કોઈ પણ જાતના કોર્ટના વાતાવરણ રહિત સ્થળે ચલાવવામાં આવે; વળી આવા કિશોરો અંગેની માહિતી ફક્ત પ્રોબેશન અધિકારીઓ જ એકઠી કરી શકે છે અને છાપાં તે અંગે કાંઈ જ છાપી શકે નહિ. આવી જોગવાઈ આ કાયદામાં કરાઈ હોવાથી કિશોર અપરાધી ભાવી કલંકમાંથી ઉગરી શકે.

આવો પ્રગતિકારક કાયદો ભારતનાં ગણ્યાંગાંઠયાં રાજ્યોમાં જ છે, જેથી એક જ મધ્યસ્થ બાળસંરક્ષણ કાયદાની ખાસ આવશ્યકતા રહે છે. ફક્ત ૧૬ જ વર્ષના કિશોરોને આ કાયદો લાગુ પડતો હોવાથી ૧૬ વર્ષ પછીની ઉમરના કિશોર અપરાધીઓને મોટી જેલમાં મોકલવામાં આવે છે જ્યાં તેમની ઉપર ખોટા સંસ્કારો પાડવાનો સંભવ છે. એટલે આ કાયદો ૨૧ વર્ષ સુધીના કિશોરોને લાગુ પડે તે ઈષ્ટ છે.

આ બધા કાયદા અને બીજી વ્યવસ્થાઓને સમાજમાંથી ગેરવર્તન અને અપરાધો કમી કરાવવામાં સફળ કરવાં હોય તો આખા સમાજે નવી દૃષ્ટિ કેળવીને આ વિકૃતિઓનાં ઉંડાં મૂળ ઉખેડી નાખવાં

જોઈએ. ગુનાખોરીનાં મૂળભૂત કારણોનું યોગ્ય નિદાન થશે તો જ સમાજની આ સમસ્યાનો થોડોક પણ ઉકેલ આવી શકશેઃ અને આવાં નિદાન તેમજ તેના ઉપાયો સહેલાઇથી કળી શકાય તેવા છે.

અપરાધોને જો સમાજમાંથી દૂર કરવા હોય તો નિરાશા દૂર થવી ઘટે અને સમાજમાં કેળવણીનું પ્રમાણ પણ વધારવું ઘટે. સારી તેમજ સાચી કેળવણી આપવામાં આવે તો સમાજમાં સહિષ્ણુતા વધે અને વ્યક્તિ પોતાનું ઉદાત્તીકરણ (Sublimation) કરી શકે અને પોતાનાં ભાવી બાળકોને યોગ્ય રીતે ઉછેરી શકે. વળી જેઓ કમભાગ્યે બેડોળ અથવા તો વિકૃત હોય કે વર્ણસંકર હોય કે બુદ્ધિનાં જડ હોય તેવાં બાળકોને આવી કેળવણી પામેલા સુશિક્ષિત લોકો ગેરવર્તન કે અપરાધ તરફ ઢળતાં સહેલાઇથી ખાળી શકે તથા તેવાંઓ પ્રત્યે વધુ માનવતા દાખવીને સમાજમાંથી જાતજાતની વિકૃતિઓ ઘટાડી શકે. પરંતુ સારું શિક્ષણ અને સારી સમાજવ્યવસ્થા આર્થિક તથા સામાજિક સમાનતા માગી લે છે. જ્યાં સુધી આવી સમાનતાઓ સમાજમાં સ્થાપિત નહીં થાય, ત્યાં સુધી બીજાં બધાં પગલાં નર્યાં થીગડાં રૂપેજ રહેશે અને તેનું કાંઇ જ સંતોષકારક પરિણામ આવી શકશે નહીં એ નિર્વિવાદ છે.

:૮:

## સ્વાસ્થ્ય અને સુખાકારીની સમસ્યાઓ :

ડાસીવૈદા પ્રમાણે એમ કહેવાય છે કે,

'આખે ત્રિફળા દાતે લૂણ, પેટ ન ભરવું ચારે ખૂણ,
જમીને જે પડખે સૂએ, તેની નાડી વૈદ ન જુએ.'

આ જોડકણું માણસે પોતે પોતાનું સ્વાસ્થ્ય શી રીતે ટકાવી રાખવું તેની શીખ આપે છે. માણસ જો પોતાના આહારવિહાર પર નિયંત્રણ રાખે તો તેની સુખાકારી જળવાઈ રહે. જો તેના આહાર-વિહારમાં અતિરેક થઈ જાય તો તેનું સ્વાસ્થ્ય બગડી જાય, કદાચ તેને કોઈ વ્યાધિ લાગુ પડી જાય, અને તેની સુખાકારી જોખમાય. આ તો આપણે સૌએ અનુભવેલું ને જોએલું છે.

પરંતુ માણસના સ્વાસ્થ્યનો પ્રશ્ન નર્યો વ્યક્તિગત નથી. એની તબિયત બગડવા કે સુધારવા પાછળ એનો એકલાનો દોષ નથી. તેની પાછળ સામાજિક કારણો ઘણું ખરું વિદ્યમાન હોય છે. એનો આહાર જ તપાસીએ. એ જે આહાર લે છે તેનું ઉત્પાદન કરવા એ જાતે જતો નથી પણ તે સામૂહિક રીતે પેદા કરાયો હોય છે. એ જે પાણી પીએ છે તેની ઉપર એનો વ્યક્તિગત કાબૂ નથી. એ જે લત્તામાં રહે છે, ત્યાં એનું મકાન કેટલું લાગુ પડોશું હોઇ શકે, કેવુ હોય શકે, તે પણ માણસનું સામૂહિક જીવન નિશ્ચિત કરે છે. 'જમીને પડખે

સુવાની ' ગમે તેટલી ઈચ્છા રાખે પણ એનો વ્યવસાય એને સુવા દેશે તે જ તે આરામ ભોગવી શકશે ને ! અને જમવાનું શું મળશે, કેટલું મળશે, તથા કેવું મળશે, તે પણ માણસની આર્થિક શક્તિ ઉપર અવલંબે છે. મધ્યમ વર્ગનો માણસ હોય અને તે પૂરતા પ્રમાણમાં ખોરાક લેવા શક્તિમાન ન હોય તો તેને પાંડુરોગ કે બીજાં દર્દો થાય તો તેમાં તેનો પોતાનો વાંક નથી; તેની આર્થિક સ્થિતિ આને માટે જવાબદાર છે.

એટલે સ્વાસ્થ્ય તેમજ સુખાકારીને સમાજશાસ્ત્રની દૃષ્ટિએ નિહાળવાથી આ સમસ્યાઓનો સર્વાંગી ઉકેલ શોધી શકાય અને સમાજમાં લોકોની તંદુરસ્તીનું ધોરણ ટકી રહે આ હકીકતની પ્રતીતિ ઘણા વખત પહેલાં બીજા સ્વરૂપે થઇ હોવાથી પાણીનો, ખોરાકની સ્વચ્છતાનો, તેમજ કચરા મેલાના નિકાલનો પ્રશ્ન સ્થાનિક ધોરણે હલ કરવા માટે જુદી જુદી સ્થાનિક સ્વરાજની સંસ્થાઓને હક્ક અપાયા છે તથા તેમની ફરજો નિશ્ચિત કરાઇ છે. વળી હવે આ પ્રશ્નોને સામાજિક ધોરણે સમજવા માટે પાશ્ચાત્ય દેશોમાં સામાજિક ઔષધ વિદ્યા ( Social Medicine ) અને તેના પૂરક તરીકે સામાજિક આરોગ્ય વિદ્યા ( Social Hygiene ) નો અભ્યાસ પણ થઇ રહ્યો છે. એ બંને ઉગતા અભ્યાસોનો પરિચય કરી સ્વાસ્થ્ય અને સુખાકારી શી રીતે જાળવી શકાય તેમજ તેમાં અવરોધો કયા કયા છે, તેનો સામાજિક દૃષ્ટિએ આપણે વિચાર કરીશું. અને અંતે આ બંને સમસ્યાઓના ઉદ્‌ભવમાં કયું સામાજિક પરિબળ મુખ્યત્વે કારણભૂત છે તે તારવીશું.

## સામાજિક ઔષધ વિદ્યા:

વ્યક્તિના સ્વાસ્થ્ય સુખાકારી અને દુ:ખદર્દના અભ્યાસમાં તેના શરીરના બાંધાનો તેમજ તેના વાતાવરણનો ખ્યાલ કરીને તેનો એક વ્યક્તિ તરીકે અભ્યાસ કરવામાં તેના જીવનનું સામાજિક પાસું વીસરાવું જોઇએ નહીં. ક્ષય, મરડો, સંગ્રહણી, કે હૃદયના રોગોને

દર્દીની પથારીમાં, પ્રયોગશાળામાં અને સમાજમાં એ ત્રણે સ્થળે ત પાસાવાં જોઇએ કેમકે આવા રોગોનાં વ્યક્તિગત, શારીરિક તેમજ સામાજિક કારણો હોય છે. આવા રોગોને સામાજિક રોગ નિદાનશાસ્ત્ર ( Social Pathology ) ની દૃષ્ટિએ જોઇને, કેટલાં માણસોને આવા રોગો થયા ને કેટલાં માણસો તે રોગોથી મૃત્યુ પામ્યા, તે દૃષ્ટિએ ના જોતાં તેમનો પ્રતિકાર સામૂહિક રીતે કેમ કરીને થાય તેમજ જેમનો આવા રોગો થાય છે તેમનું સ્વાસ્થ્ય કેમ કરતાં કાબૂમાં આવે તે દૃષ્ટિએ જોવાવા જોઇએ. આવી સામુદાયિક રોગ પ્રતિકાર કરવાની નૂતન પદ્ધતિ એટલે 'સમાજમાં પ્રવર્તતા શારીરિક તેમજ માનસિક રોગોનો ઇલાજ કરવા માટે વૈદકીય સલાહ અનુસાર સામાજિક અને જરૂર જણાતાં રાજકીય કાર્યવાહી કરવાની રીત' ને સામાજિક ઔષધ વિદ્યા કહે છે.[1]

સમાજવ્યવસ્થામાં ક્રાંતિકારક પરિવર્તનો આવતાં જાય છે; નવી વ્યવસ્થાને પરિણામે માણસને વારંવાર અનુકૂલન કરવા યત્ન કરવો પડે છે. અને તેથી તેના શરીરને પડતા પરિશ્રમને લીધે તેના રોગો તથા તેનાં દુઃખ દર્દો પણ બદલાતાં રહે છે. પહેલાં લોહીના દબાણના તેમજ હૃદય બંધ પડી જવાના કિસ્સા થોડા બનતા, જ્યારે આધુનિક સમાજના ધમાલિયા વાતાવરણમાં આ બને રોજનાં થઈ ગયાં છે. આવી સામાજિક પશ્ચાદ્ભૂમીકાનો ખ્યાલ રાખીને સામાજિક ઔષધ વિદ્યાનો વિચાર કરાય તો જણાશે, કે છેલ્લાં દોઢસો વર્ષની આપણી વૈદકીય માન્યતાનો અત્યારના પલટાતા જતા સમાજ સાથે સુમેળ ખાય તેમ કહીં હોવાથી તેમાં પરિવર્તન લાવવું પડશે. સામાજિક ઔષધ વિદ્યાનો આ રીતે વિચાર કરવામાં આવે તો વ્યક્તિગત સ્વાસ્થ્ય સેવાઓને તથા જાહેર સુખાકારીની સેવાઓને લાભ થશે. સામાજિક ઔષધ વિદ્યાની અંતર્ગત માનવ શરીરના તેમજ તેના સામાન્ય રોગોનાં સામાજિક કારણોનો અભ્યાસ થશે એટલે

૧ S. Leff. Crew ની વ્યાખ્યા Social Medicine P. 13-15

વ્યક્તિગત સ્વાસ્થ્ય સેવાઓને લાભ થશે, અને માતાઓ તેમજ બાળકોના રોગોનો સમુદાયના જીવનની અંતર્ગત અભ્યાસ થશે એટલે જાહેર સુખાકારીની સેવાઓને લાભ થશે.

સ્વાસ્થ્ય અને સુખાકારી પરત્વે આવી સામાજિક દૃષ્ટિ હાલમાં દરેક દેશમાં ગ્રાહ્ય કરાઈ છે, એટલે હવે સ્વાસ્થ્યનો પ્રશ્ન નર્યો વ્યક્તિગત ન રહેતાં સામૂહિક દૃષ્ટિએ વિચારાઈ રહ્યો છે. ભારતના બંધારણમાં પણ આ અંગેનો નિર્દેશ ૪૭ મી કલમમાં કરાયો છે. જે અનુસાર 'પોતાના લોકોની રહેણીનું ધોરણ અને તેમના પોષણની સપાટી ઉંચી આણવાને તથા લોક સ્વાસ્થ્યની સુધારણાને, રાજ્ય પોતાનાં પ્રાથમિક કર્તવ્યોમાં ગણશે.'

આવીજ ભૂમિકા ઉપર વિશ્વ આરોગ્ય સંસ્થા (World Health Organization) ની રચના કરાઇ છે. સંયુક્ત રાષ્ટ્ર સંસ્થા (U. N. O.) ના ખતપત્ર અનુસાર વિશ્વ આરોગ્ય સંસ્થાનાં ધ્યેયની જાહેરાતોમા કહેવાયું છે:

–કશો રોગ ન હોય કે બીજી કોઈ અગવડ ન હોય તેનેજ આરોગ્ય કહેવાય નહીં. આરોગ્ય એ તો શારીરિક, માનસિક તેમજ સામાજિક સુખાકારીની સ્થિતિ છે,

–એટલે બને તેટલું આરોગ્ય માણવું એ દરેકનો મૂળભૂત અધિકાર છે,

–પલટાતા જતા વાતાવરણ સાથે દરેક જણનું અનુકૂલન થાય તેવી પરિસ્થિતિ સર્જવી એ દરેક રાષ્ટ્રનું કર્તવ્ય છે અને આ અર્થે દરેક વ્યક્તિને વૈદકીય માનસશાસ્ત્રીય અને બીજાં જ્ઞાનનો લાભ અપાવવો જરૂરી છે.[1]

આવાં ધ્યેયોને ગ્રહ્ય કરનારા દેશોમાં જાત જાતના રોગોના પ્રતિકાર અર્થે, નિદાન અર્થે, તેમજ તેમના ભોગ બનેલાઓની શુશ્રૂષા અર્થે સામૂહિક ધોરણે હિલચાલ કરવામાં આવી રહી છે. અને તેને

૧. W. H. O. Constitution.

સંયુકત રાષ્ટ્ર સંસ્થાના ખતપત્ર અનુસાર જાત જાતની સહાય પણ અપાઇ રહી છે. વિશ્વને ધોરણે સંચાલિત થઇ રહેલી આવી સંસ્થાને લીધે દુનિયાના પછાત ગણાતા દેશોના ખૂણે ખુણે વૈદકીય રાહતો પહોંચતી કરવામાં આવી રહી છે અને થોડે ઘણે અંશે માનવ જીવનના વ્યાધિગ્રસ્ત જીવનને શ્વાસ લેવાની તક સાંપડી છે.

## સ્વાસ્થ્ય અને સુખાકારીની મૂળભૂત જરૂરિયાતો :

માનવજીવનમાં સ્વાસ્થ્ય તથા સુખાકારી ટકાવી રાખનારાં હવા, પાણી, ખોરાક, રહેઠાણ, અને કપડાંલત્તાની મૂળભૂત વિગતોને જે તે સમાજે પોતાની મેળે હલ કરવી જોઇએ. તેમ કરવાથી વ્યકિત અને સમૂહનાં સ્વાસ્થ્ય અને સુખાકારી જળવાઈ રહે અને આખા સમાજમાં નીરોગીપણું પ્રવર્તે. આપણે આ મૂળભૂત વિગતોને આપણા દેશની દૃષ્ટિએ તપાસી જોઈએ, જેથી આપણા દેશની સ્વાસ્થ્ય અને સુખાકારીની સમસ્યાઓના ખ્યાલ બાંધી શકાય.

**હવા:** હવા લેવાનું આપણું કાર્ય એટલું બધુ કુદરતી બની ગયું છે કે આપણને હવાની ઉપસ્થિતિનો ખ્યાલ સરખો નથી આવતો. જરાવાર નાક બંધ કરીશું ત્યારે જણાશે, કે હવા વગર આપણો જીવ ગૂંચાય છે અને આપણને ગભરામણ થાય છે. લાંબો વખત શ્વાસ ન લેવાય તો તો મૃત્યુ નિશ્ચિત છે ! આટલી બધી મૂળભૂત જરૂરિયાતની ચીજ, હવાનું બંધારણ પ્રમાણ બધે એક સરખું રહેતું નથી. કેટલીક વાર તેમાં નત્રવાયુ વધી જાય છે અને કેટલીક વાર તેમાં કાર્બોનિકવાયુ વધી જાય છે. કેટલીક વાર હવામાં ભેજ જણાય છે, જ્યારે કેટલાક સ્થળોની હવા ગરમ કે સુકી હોય છે. આવી બદલાતી રહેતી હવાની અસર આપણી તંદુરસ્તી ઉપર પડે છે, આપણા શરીરના બાંધા ઉપર પડે છે, અને ઘણી વાર હવાના બંધારણ અનુસાર માણસની ચામડીનો રંગ અને તેની મુખાકૃતિનો દેખાવ નિશ્ચિત થાય છે. માણસની કાર્ય કરવાની શક્તિ પણ હવાના

બંધારણ અનુસાર નિર્ધારિત થાય છે એ તો ભારત જેવા ગરમ હવામાનવાળા દેશમાં રહેતા આપણે સૌ સારી પેઠે જાણીએ છીએ. સ્વચ્છ હવાની આટલી બધી જરૂર હોવા છતાં આપણે તેને બગાડવા માટે ઘણું કર્યું છે. આજે તો માનવી હવા દ્વારા સ્વચ્છ–જીવન-પ્રેરક–ઓક્સિજન લે છે, કે પેટ્રોલ, ડીઝલતેલ અને મિલના ધૂમાડાથી ભરેલો ઝેરી ગેસ તેના નાક વાટે લે છે, એ કળવું મુશ્કેલ બની ગયું છે. [1]

હવાને બગાડનારૂં બીજું કારણ ગીચ વસ્તી છે. જ્યાં વસ્તી ગીચ હોય ત્યાંના લોકો ઉચ્છવાસ દ્વારા જે કાર્બોનિક વાયુ કાઢે તેનું પ્રમાણ હવામાં વધ્યા જ કરે, એટલે તેવા વિસ્તારના લોકોને પૂરતા પ્રમાણમાં ઓક્સિજન ન મળે. બીજું, ગીચ વસ્તીવાળા વિસ્તારોમાં જોઈતી મોકળાશને અભાવે લોકો જ્યાં ત્યાં કચરો નાંખે જેમાંથી લીલોતરી સડયા કરે, એટલે લોકો નર્યા કાર્બોનિક વાયુનું જ શ્વસન કરે છે! આવી પરિસ્થિતિમાં રહેતા લોકોના લોહીનું જોઇતા પ્રમાણમાં શુધ્ધીકરણ થતું નથી એટલે તેમના સ્વાસ્થ્યને ધોકો પહોંચે છે.

હવાને બગાડનારૂં ત્રીજું કારણ આપણું વિકસતું ઔદ્યોગીકરણ છે. મોટાં મોટાં મિલ કારખાનાનાં ભૂંગળાં રાત દહાડો જે ધુમાડો કાઢે છે તેમાં રહેલા ઝેરી તત્વો અને ઝીણો કોલસો ફેફસામાં જતાં ફેફસાં નબળાં પડે છે અને ક્ષય જેવા ભયંકર રોગના ભોગ લોકો બને છે. અમદાવાદ જેવા ઔદ્યોગિક શહેરમાં ૧૯૫૦–૫૧–૫૨નાં વર્ષો દરમ્યાન કુલ્લે ૬૩૦ દર્દીઓ ફેફસાના ક્ષયથી પીડાતા જણાયા હતા.[2] અલબત્ત, આનું કારણ એકલી હવા નથી. પણ અસ્વચ્છ હવાએ આ રોગને પોષવામાં મોટો ભાગ ભજવ્યો છે એ વીસરાવું જોઇએ નહીં.

---

૧. Alexis Carrell- Man the Unknown.

૨. Dr. J. D. Pathak: Indian Science Congres Souvenir: 1955.

હવાની સ્વચ્છતાની જરૂરિયાત સમાજે પિછાની હોવાથી હવે શાળા કોલેજોમાં, ઔદ્યોગિક કારખાનામાં, અને બીજી જગ્યાઓ જ્યાં માણસો ભેગાં થતાં હોય ત્યાં માણસ દીઠ જગ્યાના વિસ્તારો નિશ્ચિત કરનારા કાયદા ઘડાયા છે, બીડી સિગારેટના ધુમાડાઓનું નિયંત્રણ કરાયું છે. અને વળી મિલનાં ભૂંગળાંનો ધુમાડો અમુક ઉંચાઇએ ફેંકાય તે માટે ભૂંગળાંની ઉંચાઇ નક્કી કરતો કાયદો ( Bombay Smoke Nuisance Act ) પસાર કરવામાં આવ્યો છે. છતાં, વધતી જતી શહેરોની વસ્તીને ગામડાંના જેવી સ્વચ્છ અને ખુલ્લી હવા મળવાની નથીજ, એ તો દેખીતું છે.

પાણી : પાણી તો જીવનપ્રેરક છે. આપણા શરીરમાં મોટા ભાગે પાણીજ છે. એના વિના જીવન નભેજ નહીં. પીવા માટે તો પાણીનો ઉપયોગ આપણે કરીએજ છીએ, પણ રાંધવામાં, અનાજ કે શાકભાજી ઉગાડવામાં અને નહાવા ધોવામાં તથા બીજી રીતે સ્વચ્છતા રાખવામાં આપણે પાણીનો ભરપટ્ટે ઉપયોગ કરીએ છીએ. જ્યાં અપૂરતું પાણી મળે છે, તે દેશના લોકોનું જીવન દયામણું બની જાય છે. પીવાનું પાણી શહેરોમાં મોટાં જળાશયો દ્વારા મળે છે. આ અંગેની વ્યવસ્થા સ્થાનિક સ્વરાજની સંસ્થાઓને સોંપાઇ હોય છે. પાણીના પુરવઠાનું નિયંત્રણ કરી તેની રોજીંદી ચાંપતી તપાસ કરીને લોકોને એ સંસ્થાઓ પાણી પુરૂં પાડે છે. આ કાર્ય દેખીતું સહેલું જણાય છે પરંતુ જો તેમા ગફલત થઇ જાય તો મરડો અને કોલેરા જેવા મોટા મોટા રોગચાળા ફાટી નીકળે અને જનતાનું સ્વાસ્થ્ય ભયમાં મૂકાઈ જાય એ તો દિલ્હી પર ફરી વળેલા કમળાના રોગચાળાએ જાણીતું કર્યું છે.

વધતી જતી વસ્તીને ધ્યાનમાં રાખીને શહેરોના પાણીના પ્રશ્નને હલ કરવા માટે અત્યારે મોટા પ્રમાણમાં યોજનાઓ ચાલી રહી છે અને તે અર્થે જનતા અને સરકારના સહકારથી ઠેર ઠેર વોટરવર્ક્સ બાંધવામાં આવી રહ્યાં છે. જુદા જુદા વિસ્તારોની સુધરાઇઓને

આ અર્થે ૧૯૪૭ થી ૧૯૫૫ ના ગાળા દરમ્યાન મુંબઇ સરકારે ૧૫૪.૩૪ લાખ રૂપીયાની સહાય કરી છે[1]

શહેરોના જેટલોજ ગામડાના પાણીનો પ્રશ્ન મહત્ત્વનો છે. ગામડાંમાં ગામ દીઠ એક કે બે કૂવા હોય તેમાંથી પૂરતા પ્રમાણમાં લોકોને પીવાનું પાણી મળી રહે પણ નહાવા ધોવા અર્થે તો ગ્રામ્ય વિસ્તારોને નદી–તળાવ પર આધાર રાખવો પડે છે. આ હકીકતને ધ્યાનમાં લેવાતાં હવે ગ્રામ્ય વિસ્તારોમાં પણ વોટર વર્ક્સ બાંધવામાં આવી રહ્યાં છે. આ અર્થે મુંબઇ રાજ્યમાં છેલ્લાં આઠ વર્ષના ગાળા દરમ્યાન ૩.૦૫ કરોડ રૂપીયા ખર્ચાયા છે, અને પાણીની સગવડ કરવાની યોજનાઓ કરવામાં આવી છે.

પીવાના પાણીની સાથે પાણીના નિકાલનો પ્રશ્ન પણ વિચારવો ઘટે. જે સ્થળે પાણી છૂટથી મળતુ હોય ત્યાં લોકો પાણીનો વપરાશ પણ મોકળાશથી કરે અને જો તેને વહી જવા માટે ગટરની વ્યવસ્થા ન હોય તો મેલેરીઆ તથા હાથીપગા જેવા રોગો લોકોનું સ્વાસ્થ્ય હણી નાંખે છે. ગુજરાતમાં સુરત શહેર આ હકીકતની સાબિતી આપે છે. જો ગટરના પાણીનો યોગ્ય રીતે નિકાલ કરવામાં આવે તો તેના કચરામાંથી સ્યુએજ (Sewage) પદ્ધતિએ પોષક ખાતર મળી શકે અને વળી બળતણ તરીકે વાપરી શકાય તેવો ગેસ પણ મળી શકે જેથી સસ્તા બળતણનો પ્રશ્ન હલ થાય અને જંગલોનાં લાકડાં બીજાં કામોમાં વાપરી શકાય.

ખોરાક: હવા અને પાણીના જેટલી જ જરૂરિયાત ખોરાકની છે. સ્વચ્છ ખોરાક જીવનના નિભાવ અર્થે અત્યંત આવશ્યક છે. આવશ્યક એટલા માટે છે કે આપણુ શરીર જાતજાતનાં રાસાયણિક તત્ત્વોનું બનેલું છે અને તે સૌમાં કાર્યદ્વારા જે ઘસારો આવે તેને તે પ્રમાણમાં પૂરતા રહેવું પડે છે. જો ખોરાકમાં એકજ પ્રકારનો પદાર્થ લેવાયા કરે તો લાંબે ગાળે બીજાં તત્ત્વો ઘટી જાય અને સ્વાસ્થ્યને હાનિ પહોંચે. ખોરાકની જરૂર શારીરિક વૃદ્ધિ માટે પણ છે. જે

1. Bombay Govt. Publications.

શરીર બાળકને આનુવંશિકતામાં મળે તેની વૃદ્ધિ તેના ખોરાક ઉપર નિર્ભર છે. અને તેથી જ હવે ખોરાકનાં પોષક તત્ત્વો ( Nutritive Values ) નો અભ્યાસ થઈ રહ્યો છે.

પોષક તત્ત્વો અંગેના વિચારો હવે બદલાતા જાય છે. પહેલાં વ્યકિતને અમુક કામ માટે અમુક ઉષ્ણતામાનની જરૂર છે, માટે તેણે તેવો ખોરાક લેવો જોઈએ તેવી માન્યતા હતી. આ માન્યતા અનુસાર દરેક કાર્યસમૂહના લોકોનાં 'ઓછામાં ઓછાં આહાર ધોરણો' નક્કી કરવામાં આવ્યાં હતાં: જેમ કે શારીરિક શ્રમ કરનારને વધારે કેલરી ગરમી જોઈએ અને માનસિક શ્રમ કરનારને અમુક કેલરી ગરમીની જરૂર પડે. પરંતુ ખોરાકમાં રહેલાં પ્રજીવક તત્ત્વો ( Vitamins ) ખનિજદ્રવ્યો ( Minerals ) તેમ જ બીજાં પ્રોટિન્સની શોધ કરાયા પછી 'ઓછામાં ઓછાં આહારનાં ધોરણો' ને બદલે હવે શરીરના નિભાવ માટે અને તેની વૃદ્ધિ અર્થે તેમજ તેનું સ્વાસ્થ્ય અને સુખાકારી ટકાવી રાખવા અર્થે 'યુકતઆહાર'નો આગ્રહ રાખવામાં આવે છે. ઘણા પોષણશાસ્ત્રીઓ આ બંને પદ્ધતિઓ માન્ય રાખી પોષક આહાર ઠરાવે છે. આ યુકત આહારમાં શરીરને જોઈતાં પોષક દ્રવ્યો અને તેની વૃદ્ધિ માટે જોઈતાં પ્રજીવક દ્રવ્યોનો સમાવેશ થવો જોઈએ એમ મનાય છે.

પરંતુ, ખોરાક કયો લેવાશે અને કેટલો લેવાશે તે, બે કારણોને લીધે નિર્ધારિત થાય છે. સામાજિક રીતરિવાજો તથા માન્યતા અને માણસની આર્થિક સ્થિતિ તેનો આહાર નિશ્ચિત કરે છે. ગુજરાતનો જ દાખલો લઈએ. આપણો ખોરાક મોટે ભાગે નિરામિષ છે એટલે આમિષ ખોરાકમાં જે પોષક દ્રવ્યો સહેલાઈથી મળી શકે તેનાથી આપણે વંચિત રહીએ છીએ. બીજું, ગુજરાતીઓમાં તળેલી ચીજો વધુ પ્રમાણમાં લેવાના રિવાજ હોવાથી તેમના આહારનાં ઘણાં પોષક દ્રવ્યો બળી જાય છે બંગાળના લોકોનો આહાર જોઈએ તો તેઓ મોટે ભાગે

ભાત, મચ્છી અને સાકરનો ઉપયોગ કરે છે એટલે તેમનો ખોરાક કાર્બોદિતોથી ભરેલો છે. જયારે મદ્રાસીઓ મુખ્યત્વે ભાત અને આમલીના પાણીનો ઉપયોગ કરે છે.

ખોરાક અને પોષણ આર્થિક કારણો પર નિર્ભર છે એ તો તદ્દન દેખીતું છે. આપણા દેશમાં મજુરી કરનાર અને રાજા રજવાડાંના ઠાઠ ભોગવનાર લોકોના આહારમાં ફરક છે જ. જેઓ પૈસેટકે સુખી હોય તેમના ખોરાકમાં પ્રજીવક તત્ત્વો એક યા બીજા પ્રકારે આવી જવાનાં, જયારે ગરીબ માણસને તેવો ખોરાક પોસાય નહીં. એના ખોરાકમાં જીવન ટકાવી રાખવા પૂરતાં તત્ત્વોનોજ જયાં અભાવ હોય ત્યાં એની શરીરની વૃદ્ધિ થાય તેવો ખોરાક તો એને મળે જ શાનો ? અને બીજા દેશોની સરખામણમાં ભારતના સુખીવર્ગનો ખોરાક પણ હિસાબમાં નથી. બીજા દેશોના સાધારણ વર્ગના લોકોનો ખોરાક પોષક દ્રવ્યોથી ભરપૂર હોય છે અને તેથી તેમનો બાંધો પણ હૃષ્ટ પુષ્ટ હોય છે, જયારે ભારતના સાધારણ વર્ગના લોકોને તેમના જેવો પોષક ખોરાક તો સ્વપ્ન સમાનજ છે !

આર્થિક કારણોસર પડતો આહારનો તફાવત ગુજરાતમાં કરાએલાં બે સંશોધનો પરથી સિદ્ધ થાય છે. પ્રથમ સંશોધન ૧૯૪૯માં 'ગુજરાત સંશોધન મંડળ' તરફથી કરાયું હતું જેમાં મુંબઇનાં મધ્યમવિત્ત કુટુંબોના ખોરાકની માપણી કરાઇ હતી. આ માપણી પરથી ફલિત થયું છે કે રૂપીયા ૫૦ ની આવક વાળાં કુટુંબોમાં સરેરાસ ૨૨૩૨ કેલરી ગરમી મળે તેવો ખોરાક લેવાય છે, જ્યારે રૂપીયા ૧૦૦ કરતાં વધુ આવકવાળાં કુટુંબોમાં સરેરાશ ૨૩૮૯ કેલરી ગરમી આપે તેવો ખોરાક લેવાય છે. બીજું સંશોધન વડોદરા વિશ્વવિદ્યાલય તરફથી કરાયું હતું. વડોદરાના માધ્યમિક શાળાના શિક્ષકોનાં કુટુંબોની માપણી પરથી ફલિત થયું છે કે રૂપીયા ૫૦ ની આવકવાળાં કુટુંબોમાં સરેરાશ ૨૧૮૮ કેલરી ગરમીવાળો ખોરાક લેવાય છે જયારે રૂપીયા ૧૦૦

કરતાં વધુ આવકવાળાં કુટુંબોમાં સરેરાશ ૨૭૦૪ કેલરી ગરમીવાળો ખોરાક લેવાય છે.[1] આમ ગુજરાતમાં, ભારતમાં કે દુનિયા ભરમાં આર્થિક કારણોને લીધે આહાર અને પોષણ નિશ્ચિત થવાનાં જ.

## ગુજરાતીઓનો ખોરાકઃ

ગુજરાત સંશોધન મંડળે મુંબઇ શહેરમાં વસતાં ગુજરાતી મધ્યમ કુટુંબોની તપાસણી કરી હતી. આ તપાસણીને પરિણામે જે નિર્ણયો ફલિત થયા હતા તે અંગે જાણીતા વિદ્વાન શ્રી. પોપટલાલ ગો. શાહના શબ્દો અત્રે લંબાણપૂર્વક ટાંકવા ઘટે :

' ગુજરાતીઓનાં શરીરની ઉંચાઇ અને તેમનું વજન પંજાબીઓ કે શિખોના કરતાં ઓછાં છે અને યુરોપની પ્રજાના કરતાં તો બહુ જ ઓછાં છે. શરીરની ઉંચાઇ અને વજન એકબીજાના પ્રમાણમાં ઓછાં હોય અથવા ઠીંગણા માણસોનું વજન ઓછું હોય એ સમજી શકાય છે. પરંતુ ઉંચાઇના પ્રમાણમાં અને હાડના બંધારણના પ્રમાણમાં વજન ઓછું હોય એ તો પ્રજાની ક્ષીણતાની, રોગિષ્ઠતાની નિશાની છે એ તો સ્પષ્ટ છે. બાળકો અને સ્ત્રીઓની પોષણસ્થિતિ ઘણીજ ખરાબ છે અને નાનપણથી જ ઓછાં વજન અને ઓછા ખોરાક-પાણીથી ટેવાયેલાઓને જીવન વિકાસનો પૂરેપૂરો લાભ મળવાનો સંભવ રહેતો જ નથી. ખોરાકના અગત્યનાં તત્ત્વોની અને ખાસ કરીને વિટામિનોની ઊણપને લીધે આપણા યુવકોમાં નથી જોવામાં આવતી એવી સ્ફૂર્તિ કે સતત કામ કરવાની શક્તિ '

'અશકત અને વધારે નિર્બળ માણસોનું પ્રમાણ જોઇએ તે કરતાં ઘણુ જ વધારે છે. શારીરિક સ્થિતિ નબળી હોવાને લીધે વધારે મહેનતવાળું કામ હાથમા લઇ શકાતું નથી અને લેવું પડે છે તો વારંવાર રજા લઇને ફરજિયાત આરામ લેવો પડે છે. માથાનો દુખાવો, બેચેની, કમરનો દુખાવો, અપચો, અજીર્ણ, મંદાગ્નિ,

1. Dr J. D. Pathak Souvenir of Science Congress 1955.

લખાય. દૂધ ઘીમાં થતી ભેળસેળ તો આપણે જાણે કે વાસ્તવિક માની બેઠા છીએ. ચોકખાં દૂધ ઘી તો હવે આંખમાં આંજવા પૂરતાં રહ્યાં છે એમ કહીએ તો ચાલે. આથીયે ખતરનાક ભેળસેળ તો તેલ અને બીજા ખાવાના પદાર્થોની છે જેમાં લોકસુખાકારીને બગાડે તેવી વસ્તુઓ નાંખવામાં આવતાં ઘણીવાર અસાધ્ય રોગચાળા ફેલાઇ નીકળે છે. આવી ભેળસેળોઆ પ્રવૃત્તિ કરનારો આપણો વેપારી વર્ગ મૂડીવાદી અર્થરચના જનિત હરીફાઇના પ્રતીકરૂપ છે.

દરેક લોકશાહી સરકારોની ફરજ છે કે ખાવાપીવાની ચીજોમાં થતી ભેળસેળ અટકાવવી અને લોક સુખાકારીનું ધોરણ ઉંચું લાવવું. આ નીતિ અનુસાર ભારત સરકારે ખોરાકમાં થતી ભેળસેળ અટકાવવા માટેનો કાયદો (The Prevention of Adulteration Act) ૧૯૫૪ માં પસાર કર્યો છે. આ કાયદા અન્વયે આપણા ખોરાકની દરેક વસ્તુમાં ભેળસેળ કરનારને એક વર્ષ સુધીની સજા તથા એક હજાર રૂપીયા સુધીના દંડની જોગવાઇ કરાઇ છે. મુંબાઇ રાજ્યમાં એકલા ૧૯૫૪ના વર્ષમાં ૨૬,૫૮૮ ખોરાકના નમુનાઓમાંથી ૨૭ ટકામાં ભેળસેળ જણાઇ હતી! એટલે આવી ભેળસેળ એકલા કાયદાથી અટકવાની નથી એ કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે.

રહેઠાણ : જેટલી જરૂર હવા, પાણી અને ખોરાકની છે તેનાથી સહેજ જ ઉતરતી આવશ્યકતા રહેવા લાયક સ્થળોની છે. રહેવા લાયક ઘરોનો આધાર તેના સ્થાન ઉપર રહે છે. ગામડાંમાં જગ્યાનો સહેજ પણ અભાવ નહીં હોવાથી ત્યાં ખુલ્લી જમીન છૂટથી મળે અને મોટાં કુટુંબોના વસવાટ માટે પર્યાપ્ત ઘરો બાંધી શકાય, પરંતુ શહેરોમા વસ્તી ગીચ હોવાને લીધે એક તસુ જગ્યા મેળવવી મુશ્કેલ છે. અને જે મળે તે ગામડાંના હિસાબે ઘણી મોંઘી પડે એટલે શહેરોમાં મોટાં મકાનો બાંધનારને તે પોસાય નહીં. શહેરની જગ્યાની મર્યાદાને કારણે થોડાં મકાનો બંધાયાં હોય તેમાં વસ્તી કૂદકે ને ભૂસકે વધતી જાય એટલે તો

**આદિ માનવસમાજમાં રોગોનો ઇલાજ :** રોગોને ખાળવાનો આદિમાનવનો પ્રયત્ન તો તેની જંગલી દશાના સમયથી શરૂ થઇ ગયો છે, તેની પધ્ધતિઓમાં ફેર હતો એટલું જ. તેની દશા નિરાધાર હતી. તેને કુદરતના નિયમોનું ભાન ન હતું. કોઇ હિંસક પ્રાણી તેને ઘાયલ કરતું, ત્યારે તે તેને દેવતાઈ કોપ ગણતો. કોઇને તાવ આવતો કે બીજો કોઇ વ્યાધિ થતો, ત્યારે તેના પ્રત્યે સૌને ઘૃણા થતી કેમ કે કોઇક પાપને માટે કે રિવાજના ઉલ્લંઘનને લીધે દેવતા આવી સજા કરી રહ્યા છે એમ તેને લાગતું. એટલે આવાં દુઃખદર્દોના ઇલાજ અર્થે રૂઠેલા દેવતાને તુષ્યમાન કરવા માટે તે ભોગ ધરતો-માનતાઓ માનતો. (આ હકીકત તો આજે પણ જોવા મળે છે. ઘણા ઉંટવૈદો અને ભૂવાઓ આવી ક્રિયાઓ કરીને તો ગુજરાન ચલાવે છે.) ધીરે ધીરે તેની આજુબાજુના વાતાવરણમાંથી મળી આવતી વનસ્પતિઓના તેના રોગો ઉપર અખતરા કરી તેણે બંને વચ્ચે સંબંધ જોડયો. એટલે જાદુઇ ક્રિયાઓ કરાવનારા ઢોંગીઓ આવી વનસ્પતિઓનું દૈવી તત્ત્વ પોતાને કબજે હોવાનું જણાવી તેના નિષ્ણાત બની બેઠા.[1]

આદિમાનવની સમાજવ્યવસ્થા ફળ ફળાદિ વીણીને ગુજરાન નભાવવાના અર્થકારણમાંથી ખોરાક પ્રાપ્ત કરવાના અર્થકારણમાં પરિણમી, ત્યારે તેનું કુદરત અંગેનું જ્ઞાન પણ વધ્યું હતું. આ સંજોગોમાં તો રોગો અને તેમના ઇલાજ કરનારા નિષ્ણાતોની લાંબી કતાર ઉભી થઇ હતી. કોઇ ઘા મટાડનાર તરીકે, તો કોઇ વળી સાપનું ઝેર ઉતારનાર તરીકે, કોઇ તાવતરિયો મટાડનાર તરીકે તો કોઇ વળી નજર ઉતારનાર તરીકે, નિષ્ણાત બની ગયું. સ્ત્રીઓ જાદુઈ વનસ્પતિઓનો સંઘરો કરતી અને પ્રસવ કરાવવામાં મદદ કરતી.[2]

---

૧. Hocart: Social Origins P. 127

૨. S Leff. Social medicine.

વળી પછું આર્થિક પરિવર્તન આવ્યુ, એટલે ચીજ વસ્તુઓના વ્યાપાર વધ્યા, લોકોના આપદ્વેના સંબંધો વધ્યા, ગામડાંને સ્થાને મોટાં શહેરો વસ્યાં અને લોકોના આરોગ્યના પ્રશ્નો વધ્યા. જો કે લોકોનું કુદરત સંબંધી જ્ઞાન વધતું ગયું, એટલે આ પ્રશ્નો પુરાણા ઇજીપ્ત જેવા દેશમાં સામૂહિક ધોરણે હલ થવા લાગ્યા. ઇજીપ્તના લોકોએ જાતજાતનાં ઔષધોની શોધ કરી, પ્લેગ અને ઉંદરને સંબંધ છે તે શોધ્યું. સાપના ઝેર સામે પ્રતિકાર શોધ્યો અને બીજાં દુઃખદર્દોના ઇલાજ શોધ્યા. અલબત, બધુંજ ઇશ્વર કે બીજી કોઇ અગમ્ય શક્તિના નામે જ ચાલતું.[1]

રોગપ્રતિકાર અને તેના ઇલાજની પદ્ધતિઓનો ખરો વિકાસ તો છેલ્લાં બસો વર્ષથી જ થયો ગણાય. જેનરે બળિયા સામે પ્રતિકાર શોધ્યો, લુઇ પાશ્ચરે જંતુશાસ્ત્રનો પાયો નાખ્યો અને કોક ( Koch ) નામના વિદ્વાને કેટલાક રોગો જન્માવનારાં જંતુઓ શોધી કાઢ્યા ત્યારથી જાહેર સુખાકારી, શસ્ત્રક્રિયા અને રોગપ્રતિકારની દિશામાં નવાં પગલાં ભરાયાં ગણાય. આવા જંતુઓનો, તેમના ફેલાવાનો, તથા તેમના પ્રતિકાર અને ઇલાજનો આટલો બધો જ્ઞાન-ભંડાર હોવા છતાં જનસુખાકારી હાંસલ કરી શકાઇ નથી એ એક શોચનીય બીના છે.

### રોગોના પ્રકારઃ

જનસુખાકારીમાં અવરોધ કરનારા રોગોને હવે આપણે જોઇએ. આ રોગોને બે વિભાગમાં વહેંચી કાઢીશું. પહેલા વિભાગમાં નર્યા શારીરિક રોગો આવી જશે અને બીજા વિભાગમાં માનસિક ગણાતા રોગોનો સમાવેશ થશે. અલબત્ત, આ જાતનું વિભાગીકરણ આપણી સમજણની સગવડ અર્થેનું હોઈ કામચલાઉ છે. તદન શારીરિક અને તદન માનસિક રોગો જુદા પાડી શકાય તેમ નથી કેમકે પેટની ચાંદી જેવા રોગો શારીરિક પણ ગણાય અને માનસિક પણ ગણાય

૧. S Leff: Social Medicine

રહેઠાણનો પ્રશ્ન વિકટ બની જાય છે. આવી પરિસ્થિતિનો લાભ લઇ ઘણા પોતાના મકાનનો ખૂણે ખૂણો ભાડે આપવા પ્રેરાય છે જેથી વસવાટનો પ્રશ્ન રોગચાળાની સાથે સંકળાઇ જાય છે, કેમકે ગીચ વસ્તી ચેપી રોગો ફેલાવવામાં સહાયભૂત બને છે. એક મકાનમાં રહેતાં એક કુટુંબનાં માણસોમાંનું જો કોઇ ચેપી રોગથી માંદુ પડે તો તેના રોગનો ચેપ બીજાઓને લાગવાની પુરી શક્યતાઓ રહે છે. આજ પ્રમાણે, એકાદ માળામાં રહેતાં ઘણાં કુટુંબો એકી સાથે મરડા-સંગ્રહણીનાં ભોગ બની જાય છે. તેમનામાંના એકાદમાં જો ક્ષય, ઉટાંટિયું (મોટી ઉધરસ), ઓરી, શિતળા કે બળિયા લાગુ પડે તો આખા માળામાં આવા રોગો ફેલાઇ જવાનો સંભવ રહે છે,

આટલોજ ગંભીર પ્રશ્ન રહેઠાણ વગરના લોકોને રહેવા લાયક ઘરો પુરાં પાડવાનો છે. શહેરમાં વધતી જતી વસ્તીને લીધે એવા ઘણા લોકો હોય છે જેમને રાત્રે ફુટપાથ ઉપર પડી રહેવું પડે છે. આવા માણસોના રહેઠાણના પ્રશ્નને હલ કરવાની હામ સરકારે ભીડી છેઃ પાકિસ્તાનથી આવેલા નિર્વાસિત લોકોને રહેવાની જોગવાઈ કરવાની તેમજ મોટા ઉદ્યોગ ધંધાઓમાં કામ કરતા કામદારોને ગંદા વસવાટોમાંથી બહાર કાઢી તેમનો પુનર્વસવાટ કરવાની યોજનાઓ સરકાર ઘડી રહી છે, જે સફળ થાય એવું આપણે ઇચ્છીએ.

**કપડાં લત્તાં:**

ફેશનની ચર્ચા વખતે આપણે જોયું હતું કે કપડાંલત્તાંની ઢબઢબ, રોજબરોજ પરિવર્તન થયા કરે છે. આવું પરિવર્તન આબોહવામાં આબોહવા પણ કારણભૂત છે. ગરમ દેશોમાં લોકો બને તેટલાં ઓછાં કપડા પહેરશે જ્યારે ઠંડા દેશોમાં ઉનનાં કપડાંની આવશ્યકતા પડે. કપડાં અને વળી રીતરિવાજોને ગાઢ સંબંધ છે. ઇસ્લામ ધર્મમાં માનનારા અને હિંદુ મરજાદીઓ તેમની સ્ત્રીઓને ચોક્કસ પરદામાં રાખે છે જ્યારે પંજાબની સ્ત્રીઓ મુક્ત સલવાર

પહેરે છે. આની અસર જે તે સ્થળના લોકોના સ્વાસ્થ્ય ઉપર પડે છે. ઓઝલ પડદે રહેતી સ્ત્રીઓ સૂર્યના તાપથી વંચિત રહેતાં તેમનાં શરીર ફિક્કાં પડી જાય છે અને આદિમ જાતિઓમાં બને તેટલાં ઓછાં વસ્ત્રો પહેરવાને લીધે તેમનાં શરીર કાળાં પડી જાય છે.

કપડાં પહેરવાની રીત ઉપર સ્વાસ્થ્યનો ઘણો આધાર છે. જો આપણે અંગ ઉપર ચુસ્ત કપડાં પહેરીએ તો શ્વસનક્રિયામાં અવરોધ થાય અને આવા સંજોગોમાં સ્ત્રીઓને તો ફેફસાંનાં દર્દો થવાનો ખાસ ભય ઉભો થાય. આગના અકસ્માત વખતે સહેલાઈથી કપડાં અળગાં કરી ન શકાયાને લીધે ઘણી સ્ત્રીઓ દાઝી મર્યાના કિસ્સા ઘણા જાણીતા બની ગયા છે.

સ્વાસ્થ્ય અને સુખાકારી જાળવી રાખવામાં મૂળભૂત જરૂરની એવી પાંચ વસ્તુઓ હવા, પાણી, ખોરાક, રહેઠાણ અને કપડાંલત્તાનો આપણે વિચાર કર્યો. આ પાંચે વસ્તુઓનું યોગ્ય રીતે સામાજિક નિયંત્રણ થાય તો જ લોકોનું આરોગ્ય જળવાઇ રહે એમાંનાં પહેલાં ચારમાં જો ન્યૂનતા આવે તો લોક–સુખાકારી જોખાય અને લોકો અનારોગ્યના તેમજ નાના મોટા રોગોના ભોગ બને.

હકીકત એ છે કે આદિ માનવસમાજના સમયથી આ ચારેમાં ઉણપ આવી જ છે. કોઇ પણ સમાજ ક્યારે ય સંપૂર્ણ સુખાકારી ભોગવી શક્યો નથીઃ ભોગવી શકશે કે નહી તે કહેવું મુશ્કેલ છે. વળી જેમ જેમ લોકજીવનની પદ્ધતિઓ બદલાતી રહી છે તેમ તેમ લોકોમાં રોગોનું પ્રમાણ પણ બદલાતું રહ્યું છે અને કેટલીક સામાજિક પરિસ્થિતિઓએ રોગોની નવીન સમસ્યાઓ ઉભી કરી છે. જો કે માનવીનો કુદરત સાથે વધતો જતો પરિચય તેમજ કુદરત ઉપર ઉત્તરોત્તર વધતો જતો તેનો કાબૂ આ બધી સમસ્યાઓનો સામનો કરવા તેને કટિબધ્ધ કરે છે, એટલે રોગોના તેમજ રોગીઓના વધતા જતા પ્રમાણને તે ખાળી શકશે જરૂર.

**આદિ માનવસમાજમાં રોગોનો ઈલાજ :** રોગોને ખાળવાનો આદિમાનવનો પ્રયત્ન તો તેની જંગલી દશાના સમયથી શરૂ થઇ ગયો છે, તેની પધ્ધતિઓમાં ફેર હતો એટલું જ. તેની દશા નિરાધાર હતી. તેને કુદરતના નિયમોનું ભાન ન હતું. કોઇ હિંસક પ્રાણી તેને ઘાયલ કરતું, ત્યારે તે તેને દેવતાઈ કોપ ગણતો. કોઇને તાવ આવતો કે બીજો કોઇ વ્યાધિ થતો, ત્યારે તેના પ્રત્યે સૌને ઘૃણા થતી કેમ કે કોઇક પાપને માટે કે રિવાજના ઉલ્લંઘનને લીધે દેવતા આવી સજા કરી રહ્યા છે એમ તેને લાગતું. એટલે આવાં દુ:ખદર્દોના ઇલાજ અર્થે રૂઠેલા દેવતાને તુષ્યમાન કરવા માટે તે ભોગ ધરતો-માનતાઓ માનતો. (આ હકીકત તો આજે પણ જોવા મળે છે. ઘણા ઉંટવૈદો અને ભૂવાઓ આવી ક્રિયાઓ કરીને તો ગુજરાન ચલાવે છે.) ધીરે ધીરે તેની આજુબાજુના વાતાવરણમાંથી મળી આવતી વનસ્પતિઓના તેના રોગો ઉપર અખતરા કરી તેણે બંને વચ્ચે સંબંધ જોડયો. એટલે જાદુઇ ક્રિયાઓ કરાવનારા ઢોંગીઓ આવી વનસ્પતિઓનું દેવી તત્ત્વ પોતાને કબજે હોવાનું જણાવી તેના નિષ્ણાત બની બેઠા.[1]

આદિમાનવની સમાજવ્યવસ્થા ફળ ફળાદિ વીણીને ગુજરાન ચલાવવાના અર્થકારણમાથી ખોરાક પ્રાપ્ત કરવાના અર્થકારણમાં પરિણમી, ત્યારે તેનું કુદરત અંગેનું જ્ઞાન પણ વધ્યુ હતું. આ સંજોગોમાં તો રોગો અને તેમના ઇલાજ કરનારા નિષ્ણાતોની લાંબી કતાર ઉભી થઇ હતી. કોઇ ઘા મટાડનાર તરીકે, તો કોઇ વળી સાપનું ઝેર ઉતારનાર તરીકે, કોઇ તાવતરિયો મટાડનાર તરીકે તો કોઇ વળી નજર ઉતારનાર તરીકે, નિષ્ણાત બની ગયું. સ્ત્રીઓ જાદુઇ વનસ્પતિઓનો સંઘરો કરતી અને પ્રસવ કરાવવામાં મદદ કરતી.[2]

---

૧. Hocart: Social Origins P. 127

૨. S Leff. Social medicine.

વળી પણ આર્થિક પરિવર્તન આવ્યું, એટલે ચીજ વસ્તુઓના વ્યાપાર વધ્યા, લોકોના આપસના સંબંધો વધ્યા, ગામડાંને સ્થાને મોટાં શહેરો વસ્યાં અને લોકોના આરોગ્યના પ્રશ્નો વધ્યા. જો કે લોકોનું કુદરત સંબંધી જ્ઞાન વધતું ગયું, એટલે આ પ્રશ્નો પુરાણા ઇજીપ્ત જેવા દેશમાં સામૂહિક ધોરણે હલ થવા લાગ્યા. ઇજીપ્તના લોકોએ જાતજાતનાં ઔષધોની શોધ કરી, પ્લેગ અને ઉંદરને સંબંધ છે તે શોધ્યું. સાપના ઝેર સામે પ્રતિકાર શોધ્યો અને બીજાં દુઃખદર્દોના ઇલાજ શોધ્યા. અલબત, બધુંજ ઇશ્વર કે બીજી કોઇ અગમ્ય શક્તિના નામે જ ચાલતું.[1]

રોગપ્રતિકાર અને તેના ઇલાજની પદ્ધતિઓનો ખરો વિકાસ તો છેલ્લાં બસો વર્ષથી જ થયો ગણાય. જેનરે બળિયા સામે પ્રતિકાર શોધ્યો, લુઇ પાશ્ચરે જંતુશાસ્ત્રનો પાયો નાખ્યો અને કોક (Koch) નામના વિદ્વાને કેટલાક રોગો જન્માવનારાં જંતુઓ શોધી કાઢ્યા ત્યારથી જાહેર સુખાકારી, શસ્ત્રક્રિયા અને રોગપ્રતિકારની દિશામાં નવાં પગલાં ભરાયાં ગણાય. આવા જંતુઓનો, તેમના ફેલાવાનો, તથા તેમના પ્રતિકાર અને ઇલાજનો આટલો બધો જ્ઞાન-ભંડાર હોવા છતાં જનસુખાકારી હાંસલ કરી શકાઇ નથી એ એક શોચનીય બીના છે.

## રોગોના પ્રકારઃ

જનસુખાકારીમાં અવરોધ કરનારા રોગોને હવે આપણે જોઇએ. આ રોગોને બે વિભાગમાં વહેંચી કાઢીશું. પહેલા વિભાગમાં નર્યા શારીરિક રોગો આવી જશે અને બીજા વિભાગમાં માનસિક ગણાતા રોગોનો સમાવેશ થશે. અલબત્ત, આ જાતનું વિભાગીકરણ આપણી સમજણની સગવડ અર્થેનું હોઈ કામચલાઉ છે. તદ્દન શારીરિક અને તદ્દન માનસિક રોગો જુદા પાડી શકાય તેમ નથી કેમકે પેટની ચાંદી જેવા રોગો શારીરિક પણ ગણાય અને માનસિક પણ ગણાય

1. S Leff: Social Medicine

અને વધુ ઉંડાણુથી જોઇએ તો તેનું કારણ સામાજિક જણાય. શારીરિક તરીકે ઓળખાતા રોગો જન્મજાત તથા આનુવંશિક હોય, જંતુ-ઓના ચેપને લીધે લાગુ પડેલા હોય, વૃદ્ધાવસ્થા તથા ક્ષીણુ થઇ ગયેલી શક્તિઓને લીધે થયા હોય, કે બીજાં કોઇ ન સમજી શકાય તેવાં કારણોને લીધે થયા હોય. માનસિક તરીકે ઓળખાતા રોગો પણ જન્મજાત તથા આનુવંશિક હોય અથવા તો પાછળથી પ્રાપ્ત કરેલા હોય છે.




## ચેપી જંતુઓએ ઉત્પન્ન કરેલા રોગો :

**(૧) મલેરિયા :** મલેરિયા તાવનો ઉપદ્રવ ઘણા દેશોના લોકોનાં હીર હણી રહ્યો છે. જ્યાં જ્યાં લીલોતરી હોય ત્યાં ત્યાં મલેરિયાના મચ્છરોનો ઉપદ્રવ થાય. આપણા દેશમાં તો મલેરિયાનો ઉપદ્રવ સવિશેષ છે. ચોમાસું પુરૂં થતાં ગામડાંમાં પાણીનાં ખાબોચિયાં અને કીચડ ઠેર ઠેર થઈ જાય, એટલે ત્યાં મલેરિયાનાં મચ્છરો પેદા થાય. શહેરોમાં પણ ગીચ વસ્તીને લીધે પાણીનો નિકાલ જરા ઢીલાશથી થાય, એટલે ત્યાં યે મચ્છરો ઉત્પન્ન થાય.

મલેરિયા તાવ એક વાર આવે, એટલે શરીર નબળું પડી જાય છે, કાર્યશક્તિ ક્ષીણુ થઇ જાય છે, અને મલેરિયાના વારંવાર હુમલા થતાં માણસનું સ્વાસ્થ્ય ભાંગી જાય છે. આપણા દેશમાં મલે-

રેયાને લીધે એક સામાન્ય કામ કરનાર માણસ વર્ષે દિવસે સરેરાશ બાર રૂપીયાનો પગાર ગુમાવે છે, તેના રોગને લીધે તેને દવાનો અને બીજો ખર્ચ થાય તે તો જુદો. વળી દર વર્ષે આશરે વીસ લાખ માણસો મલેરિયાના ભોગ બને છે, ૫૦ લાખ ઉપરાંત માણસો મલેરિયાને લીધે નબળાં બની જાય છે અને બીજા રોગોના ભોગ બનવા જેટલાં ક્ષીણ થઇ જાય છે.

ગુજરાતમાં ગામડાંઓ કરતાં શહેરો વિસ્તારોમાં મલેરિયાનો ઉપદ્રવ મોટા પ્રમાણમાં છે એ એક નોંધપાત્ર હકીકત છે. એક ગણત્રી અનુસાર ૧૯૪૯ના વર્ષમાં ગુજરાતના ગ્રામ્ય વિસ્તારોનાં ૨૪૪૩ માણસો મલેરિયાને લીધે મૃત્યુ પામ્યાં હતાં અને શહેરી વિસ્તારોમાં ૮૨૬ માણસોનો જીવ મલેરિયાએ લીધો હતો. આ અંગે સરકારે ચાંપતા ઇલાજ લેવા માંડયા છે અને સરકાર દર વર્ષે લાખ્ખો રૂપિયા ખર્ચીને મલેરિયા વિરોધી પ્રવૃત્તિ ચલાવી રહી છે, જેથી ધીરે ધીરે આ રોગ કાબૂમાં આવતો જાય છે. ગુજરાતના સુરત જીલ્લામાં હાથીપગાના તેમજ અંતર્ગળના રોગોનું પ્રમાણ ઘણું વધારે છે. આ રોગ પણ મચ્છર કરડવાથી થાય છે; ખાવાનો સોડા વાપરવાને લીધે થાય છે એ વાત ખરી નથી.

(૨) શિતળા-ઓળિયા : શિતળાનો રોગ હિંદુસ્તાનમાં ઘર કરી બેઠો છે. એકાદ વિસ્તારમાં કોઇને શિતળા થાય એટલે આજુબાજુના વિસ્તારોમાં તે સંસર્ગ દ્વારા ફેલાઈ જાય છે. આ રોગ મુખ્યત્વે નાનાં બાળકોને થતો હોઈ તેમને અસહ્ય વેદનાજનક નિવડે છે; કદીક તેને લીધે આંખો પણ જતી રહ્યાના દાખલા બન્યા છે.શિતળાના ફેલાવામાં આપણું અજ્ઞાન ખાસ કારણભૂત છે. શિતળાનો ઉપદ્રવ થયો હોય તેવા વિસ્તારનાં લોકો શિતળાને કુદરતી કોપ ગણી જોઈતી ચોકખાઈ રાખતા નથી, એટલે તે બીજા વિસ્તારોમાં ફેલાય છે. શિતળા કે ઓળિયાના ફેલાવામાં દુધાળાં ઢોર પણ કારણભૂત બને છે.

આ અંગે ગુજરાતના આંકડા તપાસીએ તો જણાશે કે ગુજરાતમાં દર વર્ષે સરેરાશ ૭ લાખ જણનો ભોગ શિતળા-ઓળિયાના રોગ-

ચાળાને લીધે ફેલાય છે. જો કે સરકારે આ અંગે કડક નિયમન કરી શિતળાની રસી ફરજિયાત મૂકાવવાના કાયદા ઘડયા છે એટલે આટલી હદે આવીને આ રોગચાળો અટકયો છે, નહીં તો એની ભયંકરતા હજુ યે વધી જાત. મુંબઈ રાજયમાં દર વર્ષે ૮ લાખ નવાં અને ૨૦ લાખ લોકો ફરીનારના શિતળા રસી મૂકાવે છે, પરંતુ ઢોરોમાં ફેલાતા શિતળાના રોગ અંગે હજુ જોઈએ તેટલી હિલચાલ કરાતી નથી અને લોકો શિતળાના રોગને કુદરતી રોગ તરીકે પિછાની શકયા નથી એટલે પરદેશોની માફક આપણા દેશને શિતળા રહિત કરવાનું કામ મુશ્કેલીભર્યું છે.

(૩) મરડો–સંગ્રહણી : પરિસ્થિતિજન્ય આરોગ્યવિજ્ઞાના જ્ઞાનમાં ભારત એટલું બધું પછાત છે કે આપણી ગંદી ટેવોને લીધે શાં ભયંકર પરિણામો આવે છે તે આપણે જોઈ શકતા નથી. આપણી ખાવાપીવાની ટેવો અને બજારમાં રખાતી ઉઘાડી ચીજોને લીધે દરેક ઘરમાં એકાદ જણને તો મરડો થયો જ હોય છે. વળી મરડાનો ચેપ આપણી ગંદી ટેવોને લીધે ફેલાતાં વાર લાગતી નથી અને ઘરના એક જણને મરડો થતાં તેનો ચેપ બીજાને અવશ્ય લાગુ પડે છે. એવો અંદાજ છે કે ગુજરાતમાં દર વર્ષે ૨૫૦૦ માણસો મરડા–સંગ્રહણીના રોગોને કારણે મૃત્યુ પામે છે. આ ઉપરથી આ રોગ કેટલા લોકોને થતો હશે તેનો અંદાજ કાઢવો મુશ્કેલ છે.

મરડો અને અતિસાર ડામવા માટે સ્વચ્છ પાણી અને સ્વચ્છ ખોરાક અતિ આવશ્યક છે. જયાં સુધી પીવાના પાણીનો પ્રશ્ન ગ્રામ્ય કે શહેરી વિસ્તારમા સમાધાનકારક રીતે હલ નહીં થાય ત્યાં સુધી મરડાનું પ્રમાણ ઘટશે નહીં. તેવીજ રીતે હોટલ, વીશી અને બીજાં સ્થળોએ ખોરાકો જયાં વેચાતા હોય ત્યાં જયાં સુધી સ્વચ્છતાના નિયમો પળાશે નહીં ત્યા સુધી મરડાનો ઉપદ્રવ કમી કરવો અશકયમાત્ર છે.

(૪) કોલેરા : મરડો કે સંગ્રહણી જે કારણે ફેલાય છે તેવાં જ કારણોને લીધે ગીચ વસ્તીવાળા વિસ્તારોમાં અને જાત્રાનાં કે મેળાનાં સ્થળોમાં કોલેરાનો ઉપદ્રવ ફાટી નીકળે છે. વળી દૂધાળાં ઢોરોની જોઇતી સફાઇ ન થતી હોવાને કારણે આ રોગ ફાટી નીકળતો હોવાનું મનાય છે. આ રોગ ઘણી ઝડપથી તેનું કાર્ય કરે છે એટલે જોતજોતામાં તો દરદી મૃત્યુ પામે છે. વળી આપણા અજ્ઞાનને પરિણામે કોલેરાના દર્દીના મલોત્સર્ગ કરેલા કપડા કે વાસણોને આપણે જોઇતા પ્રમાણમા સાફ કરતા નહીં હોવાથી આ રોગ ગંભીર સ્વરૂપ ધારણ કરી આખા વિસ્તારમાં ફરી વળે છે.

ગુજરાતમા દર વર્ષે ઘણા થોડા ૮૦ માણુસો કોલેરાને કારણે મૃત્યુ પામે છે એવો અંદાજ છે. મુંબાઈ સરકાર તરફથી દર વર્ષે ૬૦ લાખ ઉપરાત માણુસોને કોલેરા–પ્રતિકારક રસી મૂકવામા આવે છે એટલે છેલ્લા થોડાક વર્ષોથી કોલેરાએ રોગચાળાના રૂપમાં આપણા તરફ દેખા દીધી નથી.

(૫) ટાઈફોઈડ: ટાઇફોડનાં ચેપી જંતુ પાણી, દૂધ, આઇસ્ક્રીમ કે બરફના ગોળા દ્વારા ફેલાય છે. ટાઈફોઈડ તાવ લાંબી મુદત સુધી ટકતો હોવાથી દર્દીનું સ્વાસ્થ્ય ભાંગી જાય છે. આપણા વિસ્તારમાં સરેરાશ સાડાત્રણ હજાર માણુસોને આ રોગ થાય છે અને તેને લીધે સરેરાશ ૪૦૦ માણુસો મૃત્યુ પામે છે એવો અંદાજ છે.

(૬) પ્લેગ: પ્લેગનો ફેલાવો ઉંદર અને ચાચડ કરે છે. ઉંદરના શરીરમા ઉત્પન્ન થએલા પ્લેગના જંતુઓને ચાચડ વહી લાવી માણુસના શરીરમા દાખલ કરે છે. પ્લેગને રોગચાળાનું રૂપ લેતા વાર લાગતી નથી. આ રોગ એકવાર થયા પછી મટવો મુશ્કેલ બની જાય છે, એટલે એનો ઈલાજ પ્રતિકારરૂપે કરવો જરૂરી છે. ગુજરાતમાં છેલ્લાં થોડાક વર્ષોથી પ્લેગનો ઉપદ્રવ થયો નથી. મુંબઇ રાજ્યમા દર વર્ષે ૭ લાખ માણુસોને પ્લેગ પ્રતિકારક રસી મૂકવામા આવે છે.

(૭) ક્ષય: ઉપર વર્ણવેલા બધા રોગોને લીધે તેમજ અપૂરતા પોષણને લીધે જેના શરીરમાં ક્ષીણત્વ આવી જાય તેને ક્ષય લાગુ પડતાં વાર નથી લાગતી. આપણા દેશમાં જીવન નિભાવવા માટેનો સતત પરિશ્રમ તથા આરામનો અભાવ, ગંદા વસવાટો તેમજ ગરીબી એ બધાં કારણો ભેગાં થતાં ક્ષય રોગ ફેલાય છે. દર વરસે આશરે ૨૫ લાખ માણસોને ક્ષય રોગ લાગુ પડે છે. આ રોગને લીધે કુટુંબનાં કુટુંબ તારાજ થઈ જાય છે અને રાષ્ટ્રના મનુષ્યધનનો તથા નાણાંનો ભયંકર નાશ થાય છે. જો કે ક્ષય સામેની જેહાદ બીજા ઘણા પ્રશ્નોને આવરી લે છે. ક્ષયને ડામવા વૈદકીય સારવાર ઉપરાંત લોકોના જીવનધોરણને ઉંચું લાવવું પડશે, તેમનું પોષણ વધારવું પડશે, તેમને રહેવાની સુવ્યવસ્થા કરી આપવી પડશે તેમજ સ્વચ્છતાનું ધોરણ સુધારવનું રહેશે. આમ સમગ્રપણે કાર્ય કરવાથી જ ક્ષયનો રોગ કાબૂમાં આવશે. આપણા દેશમાં ક્ષયના પ્રતિકાર અર્થે છેલ્લાં સાત આઠ વર્ષોથી બી. સી. જી. ની રસી મૂકાવવાની હિલચાલ શરૂ થઇ છે તેમજ ક્ષયના દર્દીઓની સારવાર અર્થે ૨૦,૦૦૦ ખાટલાઓની જોગવાઇ કરવામાં આવી છે. વળી ક્ષયના દર્દીઓની સારવાર ઘેર રહ્યાં થઇ શકે કે કેમ તે જાણવા અર્થે પ્રયોગો હાથ ધરાઇ રહ્યા છે. [1]

જાતીય રોગો: ચેપ દ્વારા થતા રોગોમાં પરમીઓ અને ચાંદી ( Gonorrhoea અને Syphilis ) નો પણ સમાવેશ થાય છે. આ રોગોએ ઘણી મોટી સમસ્યાઓ ઉભી કરી છે. કેમ કે તેમનું પ્રસરણ ઝડપથી થતાં સમાજમાં ઘણા લોકો તેના ભોગ બની છુપા છુપા સબડયા કરે છે. તેમના આ રોગો તેમણે છુપાવ્યા હોવાથી તેમનાં સ્ત્રી-બાળકોને પણ થાય છે. સમાજમાં ઘણાં શારીરિક

[1] "ભારતમાં આરોગ્ય સેવાઓ" અંગેના ડૉ. જીવરાજ મહેતાના એક ભાષણમાંથી.

અને માનસિક દર્દો પેદા કરવામાં આ બંને રોગો જવાબદાર છે. બાળકોનું જન્માંધપણુ, બાળકોની માનસિક જડતા અને બીજા માનસિક રોગોવાળાં, જાતીય દર્દોવાળાં માબાપનાં સંતાન હોય છે એમ મનાય છે.

આ રોગો ગ્રહણ કરાયેલા હોય છે તેમજ જન્મજાત પણ હોય છે. ગ્રહણ કરાયેલા કિસ્સાઓમાં રોગી સ્ત્રી પુરૂષોનો જાતીયવ્યવહાર જવાબદાર છે. જે સમાજ વેશ્યાવૃત્તિ નિભાવે છે તે સમાજને આવાં ભયંકર જાતીય દર્દો પણ સહન કરવાં જ પડે છે. વળી સામાજિક નિંદાનો ભય, નૈતિક પતનનો ખ્યાલ અને ઉંટવૈદની સંસ્થા આ રોગોનો પ્રશ્ન વધુ ઘેરો બનાવે છે.

આ રોગો સામે પરદેશોમાં ઘણી મોટી જેહાદ જગાવવામાં આવી છે. ઇંગ્લૅંડમાં આ અંગે કાયદા ઘડાયા છે તેમજ અમેરિકામાં પણ એવાજ ચાંપતા ઈલાજો લેવાઇ રહ્યા છે. એક તપાસણી અનુસાર હૃદય રોગોના અડધા ઉપરાંત કિસ્સા તેમજ માનસિક રોગોના ચાળીસ ટકા કિસ્સા જાતીય રોગોને લીધે ઉદ્‌ભવે છે.[૧]

ગુજરાતનાં જુદાં જુદાં દવાખાનાઓમાં ૧૯૫૨ ના વર્ષ દરમ્યાન આ બંને જાતીય રોગોના ૧૩૪૫૦ દર્દીઓની સારવાર કરવામાં આવી હતી. આમાં સારવાર વગરના રહી ગયેલા કિસ્સાઓ ઉમેરતાં જાતીય રોગોનો પ્રશ્ન ગુજરાતને માટે કેટલો ભયાનક બની જાય છે, એની કલ્પનાજ કરવી રહી!

સમાજમાં પ્રવર્તતા ન સમજી શકાય તેવા રોગોમાં કેન્સર, મુત્રપિંડદાહ (Nephritis) અને મીઠી પિશાબ (Diabetes) જેવાં દર્દોનાં કારણો ન કળી શકાય તેવાં છે. આમાં કેન્સરે તો આખી દુનિયાના વૈદકશાસ્ત્રના નિષ્ણાતોને પડકાર ફેંકયો છે. દર વર્ષે હજારો

૧. Phelps & Henderson: Contemporary Social Problems.

માણસો આ રોગોનાં ભોગ બને છે જેથી સમાજમાં ચેતનધન અને નાણાંનો મોટો વ્યય થાય છે.

**વૃદ્ધાવસ્થા અને ક્ષીણતાના રોગો :**

મરણ પ્રમાણ ઘટવા માંડે એટલે સમાજમાં વૃધ્ધોની સંખ્યા વધવા માંડે છે. એમની સંખ્યા વધવાથી સમાજમાં જાત જાતના પ્રશ્નો ઉદ્દભવે છે. આવાં વૃધ્ધોને કેટલાંક જુનાં દર્દો થયાં હોવાથી તેમની સુખાકારીનો પ્રશ્ન વિચારણા માંગી લે છે. બીજું, ક્ષીણત્વને લીધે તેમને લોહીના દબાણનાં તથા હૃદયનાં અને ઠીક ઠીક લકવા જેવાં-દર્દો થતાં તેમની જાળવણીનો પ્રશ્ન ઉભો થાય છે. જો કે આપણા દેશમાં આ પ્રશ્નની ગંભીરતા પાશ્ચાત્ય દેશોના જેટલી વિષમ નથી. ત્યાં તો તેમનાં બાળકો તેમનાથી અલગ રહેતાં હોઈ સમાજને તેમની દેખરેખ રાખવી પડે છે. આ અર્થે ત્યાં અશક્તાલયો (Infirmaries) સ્થાપવામાં આવ્યાં છે તેમજ વૃદ્ધાવસ્થાના પેન્શનની વ્યવસ્થા કરવામાં આવી છે. જ્યારે આપણા દેશમાં સંયુકત કુટુંબવ્યવસ્થાને કારણે વૃધ્ધોની સંભાળ આપોઆપ કુટુંબમાંજ લેવાતી રહે છે.

ક્ષીણત્વના રોગો અપૂરતા પોષણને લીધે તેમજ વારંવાર આવતાં મંદવાડ કે પ્રસૂતિને લીધે પણ ઉદ્દભવે છે. વારંવાર આવતી પ્રસૂતિઓને લીધે સ્ત્રીઓ પાંડુરોગમાં સપડાતાં બીજા ઘણા રોગોની ભોગ બને છે. આપણા દેશમાં તબીબી રાહતની તેમજ તાલીમ પામેલી દાયણોની ઘણી તંગી હોવાને કારણે ઘણી સ્ત્રીઓ પ્રસુતિ દરમ્યાન ગુજરી ગયાના દાખલા હજુ બનતા રહે છે એ આ પ્રશ્નની ગંભીરતા સૂચવે છે.

**જન્મજાત કે આનુવંશિક રોગો:**

જાતીય રોગોની આનુવંશિક્તાને લીધે બાળકોનાં અંગોપાંગો ખોડખાંપણવાળાં બની જાય છે. વળી ગર્ભાધાન દરમ્યાન કોઈક અકસ્માત થાય તો પણ બાળકો ખોડખાંપણવાળાં જન્મે છે. આવાં બાળકોને નિભાવવાની જવાબદારી સમાજની છે કેમકે તેમનાં

કુટુંબોમાં તે ભારરૂપ લેખાય છે, સમાજમાં બાપડાં ગણાય છે અને તેમના પોતાના મનમાં અનેકવિધ માનસિક પ્રશ્નોના ભોગ બનેલાં હોય છે. આ ચેતનધનને જો યોગ્ય તાલીમ આપવામાં આવે તો તેઓ પોતાની જાતને કે સમાજને બોજારૂપ ન બનતાં સ્વાવલંબી બની શકે. આવાં ખોડખાંપણવાળાં બાળકોમાં તદ્દન આંધળાં, બહેરાં મૂગાં, તેમજ શારીરિક ખોડને લીધે અશક્ત થયેલાં બાળકોનો સમાવેશ થાય છે. આ બધી શારીરિક અશક્તિઓ જન્મજાત હોવા ઉપરાંત આકસ્મિક પણ હોય છે. ઓરી અછબડા કે બળિયાને લીધે ઘણાંની આંખો જતી રહે છે. ઘણાંની જીભ ખેંચાઈ જાય છે અને ઘણાંની શ્રવણશક્તિ જતી રહે છે. બાળ લકવાને લીધે ઘણાં બાળકો અપંગ બનેલાં જોવા મળે છે. ઔદ્યોગિક કેન્દ્રોમાં તેમજ બીજી રીતે થતા અકસ્માતોમાં ઇજા પહોંચતાં ઘણાં માણસો અપંગ બની જાય છે. તે સૌને જુદી જુદી તાલીમ શાળાઓમાં મૂકવાથી તેમને માનસિક રાહત મળે છે તેમજ તાલીમને લીધે તેઓ થોડાંક સ્વાવલંબી થઇ શકે છે.

**માનસિક ગણાતા રોગો :** જેમને માનસિક રોગો થયા હોય તેમાંના ઘણા જન્મજાત હોય છે, જ્યારે ઘણા પાછળથી પ્રાપ્ત કરેલા હોય છે. આ બધામાં મુખ્ય રોગીઓ ચાર પ્રકારના હોય છે–એક, જડ ( Idiot ) જે પોતાની જાતની કાળજી લેવા અશક્ત હોય છે, જેની ઉપર સતત ધ્યાન રાખવું પડે છે તે; બીજે, નિર્બળ બુદ્ધિનો, કે મૂઢ ( Imbecile ), તે પણ પહેલાંના જેવો જ, પણ ઓછું ધ્યાન રાખવું પડે તેવો, હોય છે. ત્રીજો બાઘો ( Moron ), બાળક બુદ્ધિનોજ રહે છે, તેને પણ સારાનરસાનું ભાન નથી હોતું એટલે સતત કાળજી તળે રાખવો પડે તેવો હોય છે. ચોથા પ્રકારના રોગીઓમાં ગાંડપણના ( ભ્રાંતચિત્ત ) દર્દીઓ ગણાવી શકાય. આવા લોકો વાસ્તવિકતાથી પર થઇ ગયા હોય છે અને તેમણે પોતાની

ખ્યાલી દુનિયા રચી હોય છે, એટલે તેમની બધી ક્રિયાઓ વાતાવરણથી પ્રતિકૂળ બની જાય છે.

જન્મજાત માનસિક રોગો માતાપિતાની રોગિષ્ટ દશાને કારણે ઉદ્ભવે છે. જયારે પાછળથી આવેલી માનસિક નબળાઇઓ અકસ્માત ઇજાને લીધે, લાંબી માંદગીને પરિણામે, તથા જીવનની અનિશ્ચિતતાને લીધે જન્મતી ચિંતા અને વ્યથાને લીધે ઉદ્ભવે છે. આવા માનસિક રોગોવાળાનું સમાજમાં અનુકુલન થતું નથી એટલે તેઓ તેમનાં સગાંવહાલાંને બોજા રૂપ લાગે છે. વળી તેમની સુધારણા માટે જોઈતી સગવડો અને જોઇતાં નાણાંના અભાવે આવા રોગીઓની પૂરતી સારવાર થતી નથી, સારવાર કરાય છે, ત્યારે તે ભૂવા, ધુણનારા કે ઊંટવૈદોને હાથે થાય છે.

આપણા રાજ્યમાં આવા મનોવિકૃતિવાળા દરદીઓની સારવાર કરવા માટે ૬ દવાખાનાં છે જેમાં ૨૩૫૪ દર્દીઓની સગવડ થઇ શકે તેમ છે. પરંતુ આ દવાખાનાંમાં દર્દીને દાખલ કરવાની પદ્ધતિ ઘણી કઢંગી હોઇ સુધારણા માગી લે છે. દર્દી કેવળ મનોવિકૃતિવાળો હોઃય એટલાથીજ તેને દાખલ કરવામાં આવે છે એવું નથી, પણ તે ‘ અપરાધસૂચક ગાંડપણ ’ દર્શાવે તો જ તેને દવાખાનામાં દાખલ કરવામાં આવે છે. વળી આ માટે મેજીસ્ટ્રેટનું પ્રમાણપત્ર હોય તો જ દવાખાનાના ડોકટર તેને દાખલ કરી શકે છે, અને ઘણા કિસ્સાઓમાં આવા દર્દીઓનાં સગાં વહાલાંઓને તેમનું ભરણપોષણ કરવા પૈસા ભરવા પડે છે.

જનસુખાકારી અને વ્યક્તિગત આરોગ્યનો પ્રશ્ન આમ બધી રીતે હલ કરવામાં આવે તો જ જનકલ્યાણના ધ્યેય ઉપર પહોંચી શકાય. એને માટે સૌથી પ્રથમ તો ગરીબાઈ દૂર કરવી જોઈએ જેથી લોકોને પેટ પૂરતું અને પોષક ખાવાનું મળી શકે અને રોગ-પ્રતિકારની તેમની શક્તિ વધે. જ્યાં સુધી ગરીબાઇ

દૂર ન થાય ત્યાં સુધી હિંદ જેવા દેશમાં અનારોગ્યને ડામવું અશક્યમાત્ર છે. બીજું આપણા દેશમાં પ્રવર્તતું અજ્ઞાન અને સ્વાસ્થ્ય અંગેની કેળવણીનો અભાવ દેશની સુખાકારીમાં પ્રબળ અવરોધક કારણ છે. જ્યાં સુધી મોટા પાયા ઉપર સ્વાસ્થ્ય બાબતમાં જનમત કેળવવામાં નહીં આવે ત્યાં સુધી ગમે તેટલાં દવાખાનાં અને ગમે તેટલા ડૉક્ટરો હશે તો પણ લોકોનાં દુઃખદર્દો ઓછાં થવાનાં નથી. આને માટે સ્વાસ્થ્ય સેવાઓ વ્યવસ્થિત બનાવી, સીનેમા સ્લાઇડઝ, ભીતચિત્રો ભાષણો અને છાપાં ચોપાનિયાંનો બહોળો ઉપયોગ કરાવો ઘટે. ત્રીજું, ડૉક્ટરોએ રોગોના ઈલાજની સાથે સાથે દર્દીને રોગો થતા કેમ કરીને અટકાવી શકાય તેનું જ્ઞાન પણ આપવું જોઇએ. ચોથું, જનતાને રોગો સામે પ્રતિકાર કરવા માટે સારી સસ્તી ભેળસેળ રહિત દવાઓ મળતી રહેવી જોઇએ અને રોગનો ઓછા ખર્ચે ઇલાજ થઇ શકે તેવી ગોઠવણ થવી જોઇએ. પાંચમું, સ્થાનિક સ્વરાજયની સંસ્થાઓએ સ્વાસ્થ્યના પ્રશ્નને અગ્રિમ મહત્ત્વ આપી જનતાને ચોકખું પાણી અને ચોકખો ખોરાક મળે તે અર્થે સજાગ રહેવું જાઇએ તેમજ જનસુખાકારી અને મનોરંજન અર્થે બાગ બગીચા તથા બીજાં રળિયામણાં સ્થળો વધારવાં જોઇએ, જેથી આધુનિક સમાજના ધમાલિયા જીવનમાં જીવતો માણસ નિરાંત અને આરામ અનુભવી શકે.'

---

: ૯ :

# સામાજિક પરિવર્તન

## પરિવર્તનનો અર્થ :

'પરિવર્તન' શબ્દ સરખામણી સૂચવે છે. જ્યારે કોઈ ચીજમાં 'પરિવર્તન' થયું એમ આપણે કહીએ છીએ, ત્યારે તેની પૂર્વ સ્થિતિ તેમજ તેમાં થયેલા ફેરફાર પછીની સ્થિતિ, એ બંનેની સરખામણી કરવામાં આવે છે. 'પહેલાં આમ હતું અને તેને બદલે હવે આમ થયું છે' એવો અધ્યાહાર નિર્દેશ 'પરિવર્તન' સૂચવે છે, એટલે તેને તુલનાત્મક નિર્ણય કહી શકાય. આ નિર્ણય આ દૃષ્ટિએ સાપેક્ષ છે. ઉનાળાના સખત તાપ પછી વરસાદનાં મંડાણ થાય ત્યારે 'ઋતુમાં પરિવર્તન થયું છે' એમ આપણે કહીએ છીએ. આમાં ઋતુની બે અવસ્થાઓની સરખામણી કરવામાં આવી છે. તે જ પ્રમાણે દૂધ ફાટી જાય, ત્યારે તેમાં પરિવર્તન આવે છે; એટલે કે દૂધના ગુણમાં ફરક પડે છે. બરફનું પાણી અને પાણીની વરાળ તેના કદમાં થયેલો ફેરફાર દર્શાવે છે; સાદા રેંટિયામાંથી યરવડાચક્ર અને હવે વપરાનારો અંબર ચરખો કાંતવાના સાધનની રચનાનું પરિવર્તન સૂચવે છે. ધીરધાર કરનારી જૂની દેશી પેઢીઓ અને અત્યારે નાણાંની લેવડદેવડ કરનારી મોટી બેંકો નાણાંવ્યવહારના કાર્યનું પરિવર્તન દર્શાવે છે.

'પરિવર્તન'ના આ બધા ઉદાહરણો પરથી તેની વ્યાખ્યા આપણે આ પ્રમાણે કરીશું, 'જ્યારે કોઇ ચીજની એક અવસ્થા તથા તેની બીજી અવસ્થામાં કાળક્રમે તફાવત પડે, જે તફાવત ગુણની દૃષ્ટિએ, કદ અથવા તો સંખ્યાની દૃષ્ટિએ અથવા તેની રચનામાં કે તેના કાર્યમાં પડયો હોય, ત્યારે તે ચીજમાં 'પરિવર્તન' થયું એમ કહેવાય.' અહીં એક વસ્તુ નોંધવી ઘટે. પરિવર્તનની કોઇ ઠરેલી ચોક્કસ ગતિ નથી ઘણીવાર ટુકડે ટુકડે પરિવર્તન આવે છે, જ્યારે ઘણીવાર તે એક સામટું-સમગ્રપણે-આવે છે. વળી, પરિવર્તનની ગતિ ઘણીવાર ધીરી હોઇ શકે અને ઘણીવાર તે ત્વરિત ગતિએ થાય છે.

## સામાજિક પરિવર્તન :

સમાજમાં આ પ્રકારનું પરિવર્તન સતત થયા કરે છે, એટલે સમાજના લક્ષણો તપાસતી વખતે આપણે પરિવર્તનને મહત્ત્વ આપ્યું હતું. સમાજનું પરિવર્તન સમાજની અંદરજ, સમાજની પરિસીમાની અંતર્ગત થાય છે. એટલે મેકાઇવરની દૃષ્ટિએ સામાજિક પરિવર્તન એટલે વ્યક્તિના જીવનવ્યવહારો તથા વ્યક્તિ વચ્ચેના અરસપરસના સંબંધોમાં થતો ફેરફાર છે, આપણા દૈનિક વ્યવહારોનો જ દાખલો લઈએ. આપણી ખાવાપીવાની વાનગીઓ તથા ટેવો, પહેરવા ઓઢવાની ઢબછબ અને રહેણીકરણીમાં કેટલો ફેર પડી ગયો છે? આપણી માન્યતાઓ, આપણી ધાર્મિક શ્રદ્ધા, આપણી સામાજિક સંસ્થાઓ અને આપણા રીતરિવાજોમાં પહેલાની સરખામણીએ ઘણો તફાવત પડી ગયો છે અને વળી હજુ પણ ફેરફાર થયાજ કરે છે. સાહિત્ય, કલા, અને બીજાં આમોદપ્રમોદના સાધનોમાં તો કૂદકે ને ભૂસકે પરિવર્તન આવતું જાય છે, જેથી ગઇ કાલની ચીજ આજે આપણને કંટાળાજનક અને વાસી લાગે છે પહેલાના વખતમાં એની તેમજ નાના નાના ગૃહઉદ્યોગો આજીવિકાના સાધનરૂપ હતા, જ્યારે આજે-

સર્વત્ર ઔદ્યોગીકરણ થઇ રહ્યું હોવાથી મોટા પાયા ઉપર ઉત્પાદન કરવામાં આવે છે, જેથી આખું આર્થિક માળખું પરિવર્તિત થઇ ગયું છે. આપણું સામાજિક જીવન પરિવર્તિત થયાનો મોટો દાખલો તો આપણી કુટુંબવ્યવસ્થા પૂરો પાડે છે. પહેલાંનું સંયુક્ત કુટુંબ વ્યક્તિની બધી જરૂરિયાતો પૂરી પાડતો સમાજ હતો, જ્યારે આજે હવે કુટુંબનું કદ નાનું થઇ ગયું છે અને કુટુંબનાં ઘણાં બધાં કાર્યો બીજાં સામાજિક સંગઠનોએ ઉપાડી લીધાં છે. આપણી રાજકીય માન્યતાઓમાં પરિવર્તન આવ્યું હોવાથી આપણાં રાજકીય સંગઠનો ઝડપથી બદલાઇ રહ્યાં છે. વિજ્ઞાને આપણી ઘણી માન્યતાઓનું પરિવર્તન કરી નાખ્યું છે અને આપણે ધીરે ધીરે ચોપાસની ઘટનાઓને સમજતા થયા છીએ, એટલે આપણાં નૈતિક મૂલ્યો પણ બદલાઇ રહ્યાં છે. આમ માનવજીવનના દરેક ક્ષેત્રમાં અને તેને લીધે આપણા સામૂહિક જીવનમાં સતત પરિવર્તન થયા જ કરે છે.

એ સતત થયા કરે છે એ ખરું. પણ એની દિશા કઇ છે તે કહેવું જરા અઘરું છે, અઘરું એટલા માટે કે સામાજિક પરિવર્તન લાવનારાં ઘટકો વિશાળ ક્ષેત્રે કાર્ય કરે છે અને તેથી તેમનો ખ્યાલ બાંધવો જરા મુશ્કેલ છે. વળી સામાજિક પરિવર્તનની કોઇ ચોક્કસ ગતિ નથી, એટલે લાંબે ગાળે પરિવર્તનની દિશા પરત્વે અભિપ્રાય બાંધી શકાય. પરંતુ બધા જ સમાજોમાં સામાજિક પરિવર્તન મંદ ગતિએ થતું નથી. ભારત જેવા દેશમાં જ્ઞાતિસંસ્થાનું પરિવર્તન કીડી વેગે થઇ રહ્યું છે, જ્યારે નૂતન ચીનમાં આખું સામાજિક માળખું ત્વરિત ગતિએ બદલાઇ રહ્યું છે. આપણા દેશમાં રાષ્ટ્રીયકરણ ટુકડે ટુકડે થઇ રહ્યું છે, જ્યારે રશિયામાં તે એક સામટું બધે અમલી બન્યું.

આ રીતે થઇ રહેલા સામાજિક પરિવર્તનનું વિશ્લેષણ એ સમાજશાસ્ત્રના અભ્યાસનું એક મહત્વનું અંગ છે. પરિવર્તન કઇ દિશામાં થઇ રહ્યું છે તે સમાજને કઈ તરફ

લઈ જશે, તેવું સ્વરૂપ શું છે, તે સમાજની અંદરના કારણોને લીધે આપોઆપ થાય છે કે સમાજની બહારના કોઈ બીજાં કારણોને લીધે, આવા કારણો કયા છે અને તેમનો પારસ્પરિક સંબંધ શો છે, સામાજિક પરિવર્તનનું નિયંત્રણ શકય છે કે કેમ, અને હોય તો તેવું નિયંત્રણ કરનારા પરિબળો કયા છે–આ બધી સામાજિક પરિવર્તન અંગેની સમાજશાસ્ત્રની સમસ્યાઓ છે. આ સમસ્યાઓનું રહસ્ય નર્યું બૌદ્ધિક નથી: સામાજિક પરિવર્તન પરત્વેની ચર્ચા તાર્કિક આનંદ માટે નથી કરાતી સામાજિક પરિવર્તનને તેના સમગ્ર સ્વરૂપમા સમજવાથી સમાજમા થઇ રહેલી ઘણી પ્રક્રિયાઓનો ખ્યાલ બાંધી શકાય અને વળી માનવી અને તેની ચોપાસ આવેલી કુદરત વચ્ચે, માનવી અને માનવી વચ્ચે તેમજ માનવી અને તેની પોતાની જાત વચ્ચે જે ઘર્ષણ ઉદ્‌ભવી રહ્યું છે તેનું નિવારણ શોધી, બદલાતી દુનિયા સમક્ષ નવીન આશાઓ રજૂ કરી શકાય.[1]

## સામાજિક પરિવર્તન અને પ્રક્રિયા :

સમાજ ગતિશીલ છે અને તેથી સામાજિક પરિવર્તન સતત થયા કરે છે સમાજમા ચાલી રહેલું પરિવર્તન આમ સતત–કાયમ–થયા કરે છે, એટલે તેને આપણે પ્રક્રિયા ગણીએ છીએ દાખલા તરીકે, સમાજમા વ્યક્તિ વ્યક્તિ વચ્ચે કે જુદા જુદા સમૂહો વચ્ચે, અથવા તો ભારતમા થયુ હતુ તેમ બે ભિન્ન પ્રકારની સંસ્કૃતિઓ વચ્ચે, પારસ્પરિક સંબંધ થતા કયા તો સંમિલન થાય છે અથવા તો સંઘર્ષ થાય છે. જો સંમિલન થાય છે તો તો સંબંધ ચાલુ રહે છે અને જો સંઘર્ષ થાય છે તો પણ ધીરે ધીરે અરસપરસનું અનુકૂલન થતાં નવું જ સંમિશ્રણ ઉદ્‌ભવે છે, એટલે કે તેમા પરિવર્તન થાય છે. આવા પરિવર્તન કરનારા પરિબળો મૂળથી જ જે તે ચીજમા હોય છે. એટલે આ પરિવર્તનમા એક પ્રકારનો ક્રમ–સાતત્ય–

1 B Rusell New hopes for a Changing world

જળવાઈ રહે છે એક પછી એક ક્રિયાનો આરભ થવાથી પરિવર્તનનો ક્રમ થોગ સમય ચાલ્યા કરે છે, પણ કઇ દિશામા પરિવર્તન થઇ રહ્યુ છે તે કઇ તરફ સમાજને લઇ જઇ રહ્યુ છે તે ચોક્કસ કહી શકાતુ નથી વળી આવુ પરિવર્તન સારૂ છે કે નરસુ, ઉર્ધ્વગતિએ છે અધોગતિએ, તે સમાજને સુસગઠિત બનાવશે કે તેનુ વિઘટન કરશે, તે કહી શકાતુ નથી એટલે, આવા સતત પણ દિશા વિહીન પરિવર્તનને પ્રક્રિયા તરીકે ઓળખવામા આવે છે પ્રક્રિયા અને વિકાસ ( Development )મા ફરક છે જ્યારે કશામા પરિવર્તન કરનારા પરિબળો મૂળથી જ તેમા હોય અને ' તે પરિબળોના નિયમ અનુસાર' તેમા પરિવર્તન થાય ત્યારે તે વિકાસ કહેવાય છે[1] પ્રક્રિયામા આતરિક પરિબળોના પોતાના ગુણ નિર્ણાયક નથી હોતા એ તો ફક્ત આતરિક રીતે પરિવર્તનનુ સાતત્ય ટકાવે છે આમ વિકાસ એટલે કશાનુ ગુણવાચક પરિવર્તન જેમ કે બીમાથી વૃક્ષનો ઉદ્ભવ થાય છે તે તેનો વિકાસ સૂચવે છે કેમકે બીની અદર આવા વિકાસમા પરિણમવાનો ગુણ રહેલો છે

## પરિવર્તન અને વૃદ્ધિ ( Growth )

વૃદ્ધિ એટલે કશાના કદમા અથવા તો કોઇ વસ્તુની સખ્યામા આવેલુ પરિવર્તન ભારતની આઝાદી પછી તેની વસ્તીમા વૃદ્ધિ થઇ છે તે તેની વસ્તીનું સખ્યાવાચક પરિવર્તન સૂચવે છે વળી સમાજમા એક જ પ્રકારના હિતોની ચોપસ રચાતા સગઠનો સખ્યાવાચક પરિવર્તન સૂચવતા હોઇ સમાજની વૃદ્ધિ દર્શાવે છે આવી વૃદ્ધિનો અદાજ કાઢી શકાય છે જેમ કે માનવીના વિશિષ્ટ પ્રકારના જૈવિક હિતો–જેવા કે ખોરાકપાણી સરક્ષણ, કપડાલત્તા વગેરે શારીરિક સુખાકારીના હિતો–ની પ્રાપ્તિ અર્થે પહેલા કુટુબ અને બહુબહુ તો એની વિષયક પગડનો કાર્ય કરતા હતા હવે આ કાર્યો ઉપાડી લેવા

1 Maurice Cornforth Dialectical Materialism, ... p 12

માટે ઔદ્યોગિક, ધધાકીય અને વેપારને લગતા સંગઠનો ઉપરાંત, હોસ્પીટલ અને સુધરાઇ જેવાં અનેક સંગઠનો ઉદ્દભવ પામ્યાં છે. આમ સામાજિક સંગઠનોની વૃદ્ધિ થઇ રહી છે.

## સામાજિક પારવર્તન અને સામાજિક ઉત્ક્રાંતિ : (Evolution)

ઉત્ક્રાતિ એક પ્રકારનુ પરિવર્તન જ છે. જ્યારે કશાના કદ ઉપરાંત તેની રચના અને તેના કાર્યોમાં પણ પરિવર્તન થાય ત્યારે તે ઉત્ક્રાંતિ સૂચવે છે. આવી ઉત્ક્રાતિ એટલે કે કાર્ય તથા રચનાનુ 'વિભેદન' થતાં જે વિભાગો પહેલા દશ્યમાન ન હતા તે વિકસિત થતા સ્પષ્ટપણે જોઇ શકાય છે. આપણી ન્યાયપદ્ધતિનો જ દાખલો લઇએ પહેલા દીવાની અને ફોજદારી એવા કાયદાના ભેદો ન હતા એટલે દરેક પ્રસગે એક સરખો જ ન્યાય તોળાતો, દીવાની અને ફોજદારી જવાબદારીઓ સરખી ગણાતી. આજે એ જ પદ્ધતિની ઉત્ક્રાતિ થતા કાયદાનાં જુદાં જુદા વિભેદનો થયા છે, જુદી જુદી અદાલતોની રચના થઇ છે, જેવી દરેકનુ કાર્ય જુદુ પાડવામા આવ્યુ છે, છતાં એકદરે એ બધાં એક જ એકમના જુદાં જુદા અગો તરીકે ન્યાય તોળવાનુ કામ કરે છે. તેવી જ રીતે આજે રાજ્ય અને આર્થિક સગઠનો અલગ અલગ રીતે અસ્તિત્વમા આવ્યા છેઃ વળી ધાર્મિક સંપ્રદાય તથા રાજ્યના અધિકારક્ષેત્રો જુદા પડી ગયા છે, પરંતુ શરૂઆતના કુટુંબમા પિતાનુ તેના વડા તરીકે શાસન ચાલતુ હતુ અને તે જ કુટુબ દ્વારા આર્થિકવ્યવસ્થાનુ સચાલન કરતો હતો અને વળી ધાર્મિક કાર્યો પણ તેને જ હસ્તે થતાં હત. તેમાથી ઉત્ક્રાતિ પામતા હાલનો સમાજ અસ્તિત્વમા આવ્યો છે અને તેના કાર્યોનું તથા તેની રચનાનું વિભેદન થઇ ગયુ છે.

સમાજ પહેલા સાદો હોય અને વખત જતા એના જુદં જુદા અવયવોનુ વિભેદન થતુ જાય અને એકરૂપ સમાજમાથી તેના

અંગભૂત વિભાગો તરીકે બીજા નાના નાના પેટા સમાજો ઉત્પન્ન થતાં સમાજની રચના વધુ ને વધુ ગુંફિત અથવા સંકીર્ણ બનતી જાય, ત્યારે સામાજિક ઉત્ક્રાન્તિ થઈ કહેવાય. આપણા દેશનો ચાતુર્વર્ણનો જ દાખલો જોઇએ. પહેલાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શુદ્ર એવા ચાર વિભાગો હતા તેમાંથી કાળક્રમે જુદી જુદી પેટા ન્યાતો ઉદ્ભવતાં હિંદુ સમાજ કેટલો બધો સંકીર્ણ બની ગયો છે ?

## સામાજિક પરિવર્તન અને સામાજિક પ્રગતિ (Progress)

સામાજિક ઉત્ક્રાંતિની ચર્ચામાં આપણે જોયું કે સમાજની રચનાનું અને તેનાં કાર્યોનું વિભેદન થઈ સાદી અવસ્થામાંથી સંકીર્ણ અવસ્થામાં જયારે સમાજ પરિવર્તિત થાય, ત્યારે તે તેની ઉત્ક્રાતિ સૂચવે છે. આવુ ઉત્ક્રાંતિકારક પરિવર્તન સારૂં થઇ રહ્યું છે કે નરસું, એ લાભદાયી છે કે નુકસાનકારક એવો નિર્દેશ આપણે કર્યો નથી, કેમ કે ઉત્ક્રાંતિ એક વૈજ્ઞાનિક વિચાર છે એટલે એમાં મૂલ્યાંકનને સ્થાન નથી, પરંતુ જયારે આપણે કોઇ પણ પરિવર્તનને-સારૂં કે ઉચ્ચતર એવી નૈતિક દષ્ટિએ મૂલવીએ-એનો નૈતિક દષ્ટિએ વિચાર કરીએ ત્યારે પરિવર્તન 'પ્રગતિ' સૂચવે છે. આવી નૈતિક દષ્ટિમાં કોઇક આદર્શને નજર સમક્ષ રાખીને પરિવર્તનનો વિચાર કરીએ, ત્યારે તે પરિવર્તન 'પ્રગતિ' તરીકે ઓળખાવી શકાય. સામાજિક ઉત્ક્રાંતિ અને સામાજિક પ્રગતિ બંને એક છે એવો ઘણા વિદ્વાનોનો મત હતો. તેમણે આદિ માનવસમાજની સામાજિક પરિસ્થિતિઓમાં આવેલાં પરિવર્તનને ઉત્ક્રાતિની દષ્ટિએ જોતાં, રચનાનું અને કાર્યનું વિભેદન નોંધી તેને પ્રગતિસૂચક પરિવર્તન ગણાવ્યું હતુ; એમ કરવુ યોગ્ય નથી. આદિ માનવસમાજમાં કાર્યગત વિભેદન થતાં તે એકદમ સાદા સ્વરૂપમાંથી વધુને વધુ ગુંફિત બને એ તેની ઉત્ક્રાંતિ સૂચવે છે, પણ તે પ્રગતિ જ છે એમ તો કહી શકાય, કેમ કે પ્રગતિ નિશ્ચિત કરવામાં કોઇ એક આદર્શ

સ્થિતિ કરાવી તે પરત્વે જ પરિવર્તન થાય તેને જ પરિવર્તન તરીકે ઓળખાવી શકાય.

પરંતુ આવો આદર્શ કોણ ઠરાવે ? કયો આદર્શ લક્ષ્યમાં રાખીને પ્રગતિસૂચક નિર્ણય બાંધી શકાય ? એટલે કે કયાં નૈતિક મૂલ્યોની દૃષ્ટિએ થતા પરિવર્તનને આપણે પ્રગતિ કહી શકીએ ? આ બધા પ્રશ્નો પરથી ફલિત થાય છે કે પ્રગતિનાં મૂલ્યાંકનો સાપેક્ષ છે. તે બદલાતાં રહે છે. તેમનું કાયમનું નિશ્ચિત સ્વરૂપ ઠરાવવું સહેજ મુશ્કેલ છે અને તેથી સમય સમયની તેમજ દેશ દેશની પ્રગતિનાં મૂલ્યાંકનો જુદાં જુદાં હોઇ શકે. ગ્રીક વિચારક સોક્રેટીસને મન ગુલામી પ્રથા કુદરતી હતી, જ્યારે આજનાં આપણાં મૂલ્યાંકનોની દૃષ્ટિએ ગુલામી પ્રથા સમાજના કલંક રૂપ હોઇ તેને દૂર કરવામાં આપણે પ્રગતિની દિશામાં પગલું ભર્યું છે. એમ માની શકીએ તે જ પ્રમાણે મનુ ભગવાને સ્રીસ્વાતંત્ર્યને અવગણી કાઢતાં 'अस्वतन्त्राः स्त्रियः कार्याः पुरुषैः स्वैर्दिवानिशम् ।'[1] એટલે કે 'પુરૂષોએ સ્રીઓને રાતદિવસ કબજામાં રાખવી અને સ્વતંત્ર ન કરવી' એમ કહ્યું હતું. જ્યારે આજે આપણે સ્રીસ્વાતંત્ર્યને વાસ્તવિક ગણવામાં પ્રગતિ કરી છે એમ કહી શકીએ. તેવી જ રીતે નશાબંધી દાખલ કરીને મુંબાઇ રાજ્યે પ્રગતિની દિશામાં આગેકૂચ કરી છે એમ કહી શકાય; કેમ કે સમાજમાંથી નશાબાજીને દૂર કરવી એ નૈતિક દૃષ્ટિએ જરૂરી જણાય છે.

જુદાજુદા સમયે પ્રગતિના વિચારો બદલાતા રહ્યા છે અને પ્રગતિનું સાર્વત્રિક, સર્વગ્રાહ્ય, સ્વરૂપ નિશ્ચિત થઇ શકયું નથી. કેટલાક ની દૃષ્ટિએ આર્થિક સુખોની પ્રાપ્તિ એટલે પ્રગતિ. પરંતુ આર્થિક સુખો બધાંને મળ્યાં હોય છતાં તેમની બધી જ જરૂરિયાતો સંતોષાઇ તેમને કશાની એષણા નહીં રહે તેની શી ખાત્રી ? એટલે એકલી આર્થિક સુખોની પ્રાપ્તિ પ્રગતિ દર્શાવે નહીં એમ ઘણાનું કહેવું છે

૧ મનુસ્મૃતિ: અધ્યાય ૯ શ્લોક ૨.

આ જ પ્રમાણે 'વ્યક્તિનું વ્યક્તિત્વ ખીલે અને તેનું વ્યક્તિત્વ સંપૂર્ણપણે વિકસિત બને તેવાં સામાજિક સંજોગો જ્યારે ઉદ્ભવે ત્યારે પ્રગતિ સધાઇ કહેવાય'. એવો પણ એક મત છે. આ મત જો કે અવગણી કાઢવા જેવો નથી પણ તે પ્રગતિને ઘણા વ્યાપક અર્થમાં જુએ છે એટલો જ તેમાં વાંધો છે અને વ્યક્તિત્વ તથા વ્યક્તિત્વના આદર્શોને અનુસરતું પરિવર્તન થવું જોઇએ એમ કહેવાયું છે પણ વ્યક્તિત્વ તથા વ્યક્તિત્વ કોને કહેવાં તે જ સ્પષ્ટ નથી!

આવી વિટંબણાઓ પ્રગતિનો નિર્ણય કરવામાં પડે છે, તેમ છતાં સમાજ પ્રગતિ કરી રહ્યો છે એમ તો કહેવું જ પડશે. સમાજે કેટલાંક ધ્યેયો અને કેટલાક આદર્શો નિશ્ચિત કરી નાખ્યા છે-જેમ કે સમાનતા, સ્વાતંત્ર્ય અને ન્યાય, એ બધાં સર્વમાન્ય નૈતિક મૂલ્યો છે. તેમને આદર્શ તરીકે ગણી, તેમની દિશામાં જ પરિવર્તન થઇ રહ્યું છે. તે પ્રગતિ જ છે એમ કબૂલવું રહ્યું. આ આદર્શોની કસોટીમાં જે કોઇ સામાજિક કાર્યો ટકી શકે તે પ્રગતિદર્શક અને જે ન ટકી શકે તે અધોગતિદર્શક છે એમાં શંકા નથી!

## સામાજિક સુધારણા ( Reform ) :

જ્યારે માન્ય કરાયેલા આદર્શો અને બીજાં નૈતિક મૂલ્યોની દૃષ્ટિએ પરિવર્તન થાય ત્યારે તે પ્રગતિ કહેવાય અને આવાં માન્ય કરાયેલા આદર્શો તેમજ બીજાં નૈતિક મૂલ્યોને લક્ષ્યમાં રાખીને સમાજમાં 'પરિવર્તન' કરવામાં આવે, ત્યારે તે સામાજિક સુધારણા કહેવાય આ પ્રમાણે સામાજિક સુધારણા કૃત્રિમ રીતે, જાણી જોઇને આણવામાં આવેલું પરિવર્તન છે. નૈતિક દૃષ્ટિએ સમાજને અહિતકર વસ્તુઓને દૂર કરવી તે નકારાત્મક સુધારણા છે. જેમ કે અસ્પૃશ્યતા, નશાબાજી, જુગાર અને વેશ્યાવૃત્તિ અને એવાં બીજાં કલંકોને દૂર કરવા એ સમાજની નૈતિક ફરજ છે અને તેથી આવાં દૂષણોનો અંત આણવામાં, 'સુધારણા' થઇ એમ કહેવાય છે. વળી નૈતિક દૃષ્ટિએ સમાજને હિતકર વસ્તુઓ દાખલ કરવી તે હકારાત્મક

સુધારણા છે. જેમ કે એક લગ્નપ્રથા નૈતિક દૃષ્ટિએ સમાજને લાભદાયી છે, એટલે તે દાખલ કરવાથી 'સામાજિકસુધારણા' થઈ એમ કહેવાય.

સામાજિક સુધારણા લાવનારાં આંદોલનેની સફળતા ત્રણ[1] દૃષ્ટિએ જોવાય: એક તો લોકરીતિઓ અને લોકમાન્યતાઓ સાથે તેમનો સુમેળ સધાવો ઘટે. બીજું, તે લોકરીતિઓ અને રિવાજોમાં ખળભળાટ મચાવી મૂકે તેવું પરિવર્તન લાવનારાં ન હોવાં જોઈએ અને ત્રીજું, તે મોટા ભાગના લોકો લોકોને ગ્રાહ્ય બનવાં જોઈએ. આ ત્રણ માપદંડ પ્રમાણે જોતાં કયો સુધારો દાખલ કરવા જેવો છે અને કયો દાખલ કરવા યોગ્ય નથી તે સ્પષ્ટ થશે.

**સામાજિક ક્રાંતિ ( Revolution ) :**

સમાજમાં જ્યારે તીવ્ર ગતિથી અને એક સામટું પરિવર્તન આવે, ત્યારે તે ક્રાંતિ તરીકે ઓળખાય છે. આવું પરિવર્તન કોઈ નૈતિક આદર્શની દૃષ્ટિએ જ થાય છે એમ નથી. વળી આવા પરિવર્તનમાં કાર્યનું કે રચનાનું વિભેદન થાય છે એમ પણ નથી. પરિવર્તનની ગતિ ત્વરિત છે, એટલું જ તેને ક્રાંતિ ગણાવવા માટે પૂરતું છે.

એક મત એવો છે કે કોઈ એક જ સાંસ્કારિક ક્ષેત્રમાં પ્રથમ ક્રાંતિ આવે છે અને ત્યારબાદ જ તેનો પ્રભાવ સમાજનાં બીજા અંગો ઉપર પડે છે આ મત ધરાવનારાઓનું માનવું છે, કે આપણે 'ધાર્મિક ક્રાંતિ' 'ઔદ્યોગિક ક્રાંતિ,' અને 'રાજકીય ક્રાંતિ એવાં જુદાજુદાં ક્ષેત્રોની ક્રાંતિઓની ચર્ચા કરીએ છીએ તે જ દર્શાવે છે કે ક્રાંતિ સમાજના કોઇ એક સાસ્કારિક ક્ષેત્રમા જ સૌ પ્રથમ થાય છે અને તેની સાથે સમાજના બીજાં અંગો સંકળાયેલાં હોવાને લીધે તેવાં અંગોમા પરિવર્તન થાય છે

ક્રાંતિ આણનારા પરિબળો તરીકે બે જાતના કારણો ગણાવાય છે. એક મનોવૈજ્ઞાનિક અને બીજું સાસ્કૃતિક ક્રાંતિનાં મનોવૈજ્ઞાનિક

१. राजेश्वर भ्रांत : समाजशास्त्र पान २७०.

કારણો ગણાવતા ગુસ્તાફ લેખોએ કહ્યુ છે, 'જે સમાજની માન્યતાઓ અને તેની સસ્થાઓ જેટલા પ્રમાણમા જડીભૂત તથા અપરિવર્તનશીલ હશે તેટલાજ પ્રમાણમાં ત્યા ક્રાતિ થશે' જે સમાજ ધીરેધીરે બદલાતી પરિસ્થિતિઓને અનુકૂળ બની પરિવર્તિત થયા કરે છે, ત્યા ક્રાતિને અવકાશ નથી ઇગ્લેડની ક્રાતિ કરતા ફ્રાન્સની ક્રાતિ ભયાનક હતી અને તે બ નેના કરતા રશિયાની ક્રાતિ વધુ ભયાનક હતી તેનુ આ જ કારણ છે[1] વધુંમા લેખોના મત અનુસાર ફકત વૈજ્ઞાનિક ક્રાતિ જ બુદ્ધિસચાલિત હોઇ તે બીજી ક્રાતિઓથી જુદી હોય છે. ધાર્મિક ક્રાતિ સમાજમા ભાવનાઓનુ પરિવર્તન કરી શ્રદ્ધાઓને ડગમગાવી મૂકે છે, જયારે રાજકીય ક્રાતિ આણવામા રાજ્યકર્તાઓની નબળાઇ મુખ્યત્વે કારણભૂત છે.

આ રીતે આપણે પરિવર્તનના જાતજાતના સ્વરૂપો જોયા, દિશા, સમય અને ગુણ કે કદની દષ્ટિએ પરિવર્તનોને જુદા જુદાં નામે કેમ ઓળખવામા આવે છે તે આપણે તપાસ્યુ હવે આપણે આ બધા પરિવર્તનોના પ્રકારો તપાસીશુ

## સામાજિક પરિવર્તનોના પ્રકાર :

(૧) રેખાકિત પરિવર્તન કેટલાક પરિવર્તનો જયારે આપણા સમાજમા આવે છે, ત્યારે એમ લાગે છે કે આવા પરિવર્તનો એકાએક અસ્તિત્વમા આવ્યા છે પરતુ વાસ્તવમા તેમ નથી. આવા પરિવર્તનો સતત ચાલ્યા આવતા હોય છે અને તેમનો ઇતિહાસ જો આપણે તપાસીએ તો જણાશે કે આવા પરિવર્તનો લાબા ગાળાના ફેરફાર પછી અસ્તિત્વમાં આવ્યા હોય છે આપણુ ધ્યાન ખેચી શકે તેવા થવામા તેમનો ઠીકઠીક વખત ગયો હોય છે જયારે તે આપણુ ધ્યાન ખેચી શકે તેવા બને છે, ત્યારે આપણને તે એકાએક થયેલા લાગે છે. કેટલીક શોધખોળોનો જ દાખલો લઇએ તો જણાશે

૧. ગિન્સ્બર્ગ અને ગ્રીન, સમાજશાસ્ત્ર પાન ૨૬૭.

કે રેડિયો; ટેલીફોન, મોટર કે વિમાન લાંબા ગાળાના સુધારાવધારાને પરિણામે શોધાયાં છે અને જ્યારે ઉપયોગમાં લેવામાં આવ્યાં ત્યારે તો તેમાં કેટલાં યે પરિવર્તનો થઇ ગયાં હોય છે. આ જ રીતે કેટલાંક શસ્ત્રોનો ઇતિહાસ તપાસીએ તો આદિ માનવયુગમાં પત્થરનાં હથિયારો શોધાયેલાં માલમ પડશે. ધીરેધીરે આવાં શસ્ત્રોમાં પરિવર્તન આવતું ગયું અને બંદુકના દારૂની શોધે જગતને આશ્ચર્યચકિત કરી નાખ્યું. આટલેથી શસ્ત્રોનું પરિવર્તન અટક્યું નથી અને આજે એટમ બૉંબ તથા હાઇડ્રોજન બૉંબનો ઉપયોગ થવાની ઘડી આવી લાગી છે.

વિજ્ઞાનના ક્ષેત્રમાં પણ આવું ધીરું ચોક્કસ પરિવર્તન થતું આવ્યું છે. જીવવિદ્યાશાસ્ત્રમાં થયેલા ફેરફારો માણસનું ધ્યાન ખેંચે તેવા ન હતા પરંતુ ૧૯ મી સદીમાં ડાર્વિન અને મેન્ડેલના પરિશ્રમે આનુવંશિકતા તથા ઉત્ક્રાંતિ વિષેના આપણા વિચારો પરિવર્તિત કરી નાંખ્યા છે.

વિજ્ઞાન અને હુન્નરઉદ્યોગોમાં સતત થતાં ચોક્કસ પ્રકારનાં પરિવર્તનોનો દાખલો ટાંકી કેટલાક વિદ્વાનોએ જાહેર કર્યું છે કે સમાજમાં થતા પરિવર્તનની દિશા સીધી રેખા જેવી હોય છે. વધુમાં તેમનો મત છે કે આવું સીધી રેખા જેવું-રેખાંકિત-પરિવર્તન સમાજને કોઇ ચોક્કસ લક્ષ્ય તરફ લઇ જનારું અને લાંબો વખત ટકી રહે તેવું હોય છે.

(૨) અસ્થિર અને ચડતાં ઉતરતાં પરિવર્તન : કેટલીક વાર આર્થિક ક્ષેત્રે ઘણી ઉથલપાથલ થઇ જતાં બજારોની સ્થિતિ અચોક્કસ બની જાય છે, આંતરરાષ્ટ્રિય વેપાર ખોરવાઇ જાય છે અને ચીજ વસ્તુઓના ભાવોમાં ઉછાળો આવે છે. આ જાતનો ફેરફાર અચોક્કસ અને અસ્થિર હોય છે. આવા આર્થિક ક્ષેત્રના અનિયમિત પરિવર્તનથી પ્રભાવિત થઇ કેટલાક વિદ્વાનો માને છે કે સામાજિક પરિવર્તન વાંકુચૂકું, દિશાવિહીન અને અચોક્કસ હોય છે. રેખાંકિત પરિવર્તનની દિશા ચોક્કસ હોય છે અને તેની ગતિ ગમે તેવી હોય પરંતુ

દરેક તબક્કે તેની દિશા તો નિશ્ચિત હોય છે જ, જ્યારે આ જાતની નિશ્ચિતતા આવા વાંકાચૂકા પરિવર્તનની બાબતમા નથી હોતી.

(૩) ચક્રગતિનું પરિવર્તન. બીજા પરિવર્તનને કાંઈક અંશે મળતુ આવતુ ચક્રગતિનુ પરિવર્તન છે જેમ ઋતુના ફેરફારો વારા ફરતી આવ્યા કરે છે. દિવસ રાત અનુક્રમે બદલાયા કરે છે તેમ સમાજમા પણ એક ને એક વસ્તુનું પુનરાવર્તન થાય છે એમ મનાય છે કે સંકુચિતતા અને ક્રાંતિના આપણા રાજકીય વિચારો, રીતરિવાજો અને આચારવિચારો તથા ફેશનોમાં નવીનતા કાંઈજ નથી તેમનું ફક્ત પુનરાવર્તન જ થયા કરે છે. જે સંસ્કૃતિ સર્વોચ્ચ કક્ષાએ પહોચી હોય છે તેનો કાળક્રમે વિલય થઈ જાય છે અને વળી તેનું પુનરુત્થાન થાય છે પરિવર્તનનો ક્રમ આવો ચક્રસમાન છે એવી પણ એક માન્યતા છે

પરિવર્તનને આમ જુદા જુદા પ્રકારે નિહાળતા વિદ્વાનો ફક્ત દષ્ટિભેદ જ દર્શાવે છે એમ એક મત છે.[૧] સામાજિક પરિવર્તન સમગ્રપણે થતુ હોવાથી તેને એક યા બીજા પ્રકારે દર્શાવી શકાય નહી વળી જે ત્રણ પ્રકારના પરિવર્તનોની ચર્ચા આપણે કરી તે તો ફક્ત માપી માપી શકાય તેવા, કદના અને સંખ્યાનાં પરિવર્તનો છે. ગુણવાચક પરિવર્તનોની માપણી થઈ શકે નહીં અને તેમને રેખા અથવા તો ચક્ર સ્વરૂપે ગ્રાફ પેપર ઉપર દર્શાવી પણ શકાય નહી.

જ્યારે જ્યારે સાસ્કારિક પરિબળો પરિવર્તનના કારણભૂત બને છે અથવા જ્યારે જ્યારે સાસ્કારિક પરિવર્તનો આવે છે ત્યારે તે દર્શાવવા માટે 'રેખા કે ચક્ર'નો ઉપયોગ નહી કરી શકાય આવા પ્રસંગોમા પરિવર્તન ઘણું સંકીર્ણ બની જાય છે અને તેનુ માપ કાઢવુ અશક્ય માનૂ છે !

૧ સરખાવો ' Change is neither linear nor it is a periodic growth of a cyclic nature To view it thus is seeing the same Panorama through lenses of different focal lengths "

**સામાજિક પરિવર્તનનાં કારણો:** સામાજિક પરિવર્તનનો પ્રકાર ગમે તેવો હોય અને તે માપી કે દર્શાવી શકાય તેવું હોય કે નહીં એ હકીકત બાજુએ મૂકીએ, તો પણ એક વસ્તુ તો ગ્રાહ્ય કરવી જ રહી કે સામાજિક પરિવર્તન થાય છે અને તે સતત થયા કરે છે. હવે પ્રશ્ન એ થશે કે સમાજમાં પરિવર્તન લાવનારાં કારણો કયાં છે? કયાં કયાં પરિબળોની અસરને પરિણામે સામાજિક પરિવર્તન થાય છે?

આ હકીકત સમજવા માટે આપણે સામાજિક પરિવર્તનની જે વ્યાખ્યા કરી છે તે યાદ કરી જઇએ. આ વ્યાખ્યા અનુસાર 'સામાજિક પરિવર્તન એટલે વ્યક્તિના જીવનવ્યવહારો તથા વ્યક્તિ-વ્યક્તિ વચ્ચેના અરસપરસના સંબંધોમાં થતો ફેરફાર' છે. એટલે તેનાં કારણો સમજવા માટે આપણે વ્યક્તિના જીવનને જોવું પડશે, એટલે કે સામાજિક પરિવર્તન લાવનારાં જૈવિક કારણો તપાસવાં પડશે. વળી વ્યક્તિના જીવન પર અસર કરનારા વાતાવરણનાં પરિબળો સમજવાં પડશે અને અંતે તેના જીવન પર અસર કરનારાં સામાજિક પરિબળો સમજવાં પડશે. સમાજ એક વ્યવસ્થા છે, જેનો દરેક ભાગ એક બીજા સાથે સંકળાયેલો છે, એટલે આમ આ ત્રણે પરિબળોનો અલગ અલગ રીતે અભ્યાસ કરીને આપણે એ જોઇશું કે કઇ રીતે આ પરિબળો એકમેકની સાથે ઓતપ્રોત થઇ ગયાં છે અને તેમાંના એકમાં આવતું પરિવર્તન કઈ રીતે બીજાને અસર કરી સામાજિક પરિવર્તન આણે છે.

**(૧) સામાજિક પરિવર્તનનાં જૈવિક કારણો:** સમાજમાં રહેતા લોકોની સંખ્યામાં જે પરિવર્તન આવે તો તેની અસર સામાજિક વ્યવસ્થા ઉપર પણ પડે છે. સમાજમાં સ્ત્રી-પુરુષની સંખ્યામાં અસમાનતા થઈ જાય, તો તેની સીધી અસર સામાજિક રીતરિવાજો પર પડતાં સ્ત્રી-પુરુષ સંબંધો બદલાઇ જાય છે. તે જ

પ્રમાણે સમાજમા જન્મદર, મૃત્યુદર અને લોકોના આયુષ્યમા ફેરફાર થાય તો સામાજિક માળખાને આવા ફેરફારો અસર કર્યા વિના રહેતા નથી. આપણે ભારતની વસ્તીના આકડા તપાસીશુ તો જણાશે કે દર દશ વર્ષે ભારતની વસ્તીમા એકધારો વધારો થયા કર્યો છે અને તેને લીધે આપણી કુદરતી સાધનસંપત્તિ તથા રાષ્ટ્રિય આવક ઉપર અસર પડતી આવી છે. વસ્તી વધી રહી છે અને કુદરતી સાધનસપત્તિ સ્થગિત થઈ રહી છે. એવી સ્થગિત સપત્તિના ભાગીદારો વધતા સરેરાશ આવક અને જીવનધોરણ ઉપર અસર પડી છે. જેથી આપણો દેશ વધુ ને વધુ બેકારી તથા કગાલિયત તરફ જઇ રહ્યો છે.

બેકારી અને કંગાલિયતને લીધે લોકોના સ્વાસ્થ્યને હાનિ પહોચી છે, જેથી વધુ ને વધુ નાણા રોગોની પાછળ વેડફાતા જાય છે. વળી કગાલિયતને લીધે લોકોની કમર ભાગી જતા, તેઓ ઓછો શ્રમ કરી શકે છે, જેથી સરવાળે ઉત્પાદન ઘટી જાય છે ઉત્પાદન ઘટતા વળી પાછી રાષ્ટ્રિય સપત્તિ કમી થતી જાય છે અને સરવાળે ગરીબી વધતી જાય છે. આજે ભારતના લોકોની સરેરાશ વાર્ષિક આવક એટલી ઓછી છે, કે જે સાધારણ રીતે એક માણસના જીવનનિર્વાહ માટે પૂરતી નથી. આને પરિણામે બાળમરણ તેમજ અકાળ મરણનુ પ્રમાણ વધતુ જાય છે, જેથી એક હિંદીની સરેરાશ ઉમર ફકત ૨૭ વર્ષની જ ગણાય છે.

વસ્તીની વધઘટ જે સ્ત્રીપુરૂષના સખ્યાકમા પરિવર્તન લાવે તો સામાજિક રીતરિવાજો બદલાય છે. જે સમાજોમાં છોકરીઓની સંખ્યા બાળહત્યાને લીધે કે બીજા કોઈ કારણને લીધે ઘટી જતી હોય, ત્યા બહુપતિપ્રથા અને બહિર્લગ્નપ્રથા અસ્તિત્વમાં આવે એમ મનાય છે. તેવી જ રીતે, જ્યાં કન્યાઓની છત અને સુરતિ યાઓની અછત હોય ત્યા કન્યાના બાપને મોટી પહેરામણીના ખર્ચમા ઉતરવુ પડે અને વળી સ્ત્રીઓના સામાજિક દરજ્જામાં પણ

પરિવર્તન આવે છે, એનું ઉદાહરણ તો ગુજરાતની ઘણી ન્યાતો પુરું પાડે છે. આમ સામાજિક પરિવર્તન લાવનારાં ઘણાંખરાં જૈવિક કારણોનાં અંતિમ કારણો તો પાછાં સામાજિક જ હોય છે. એ બંનેની આંતરક્રિયાને લીધે સામાજિક પરિવર્તન આવે છે. ઉદાહરણાર્થે વસ્તીની વધઘટ લગ્નના રિવાજો ઉપર અવલંબે છે જે સમાજમાં બાળલગ્નની છૂટ હોય, ત્યાં પ્રજોત્પત્તિ વહેલી શરૂ થાય છે, એટલે વસ્તી વધી જાય છે. જે સમાજમાં મોડાં લગ્ન થતાં હોય ત્યાં બાળકો ઓછાં જન્મશે. આ જ પ્રમાણે આંતરવિવાહ તેમજ બહિર્લગ્નપ્રથાઓને લીધે શારીરિક આનુવંશિક લક્ષણો ઉપર અસર પડશે. એટલે કે સામાજિક રીતરિવાજોને લીધે સમાજના જૈવિક પાસા ઉપર અસર પડે છે અને તેને લીધે સામાજિક પરિવર્તન આવે છે.

(૨) વાતાવરણનાં પરિબળો અને સામાજિક પરિવર્તન: સમાજના વિકાસ અંગે મેકાઇવરનું અનુમાન પહેલા પ્રકરણમાં આપણે જોયું હતું. તે અનુસાર ગ્રામસમુદાય ભાંગીને નગરસમુદાયની રચના બની. આમ થવામાં કેટલાંક ભૌગોલિક કારણો જેવાં કે નદી, તળાવ, અને કુદરતી સંરક્ષણ વગેરે કારણભૂત હતાં. આ વિગતને સામાજિક પરિવર્તનની દૃષ્ટિએ તપાસીએ, તો જણાશે કે નદીઓની આસપાસ મોટી મોટી સંસ્કૃતિઓનો વિકાસ થયો છે; નાઇલ, સિંધુ અને ગંગા જેવી નદીઓએ સંસ્કૃતિઓને પોષી છે. તે જ પ્રમાણે જમીનની ફળદ્રુપતા તથા તેની ઊપજને લીધે સમાજ પર ઘણી અસર પડી છે. જેમ કે પાછલા દસકામાં ગુજરાતમાં વધી ગયેલા તમાકુના પાકની અસર તે વિભાગના સામાજિક જીવન ઉપર કેટલી પડી છે તે કહેવાની જરૂર ભાગ્યેજ છે.

તે જ પ્રમાણે વરસાદ–પાણીની અસર લોકજીવન ઉપર પડતી આવી છે. અતિવૃષ્ટિ અને અનાવૃષ્ટિને લીધે દુષ્કાળ પડતાં અનાજ તથા બીજી ચીજ વસ્તુઓના ભાવ તંગ થઈ જાય છે; બેકારી વધી

જાય છે અને લોકોના જીવનધોરણ ઉપર અસર થાય છે. વળી દુષ્કાળને લીધે ફાટી નીકળતા રોગચાળાથી મરણપ્રમાણ વધી જાય છે અને જેઓ બીમારીમાં ટકી જાય છે, તેમનું સ્વાસ્થ્ય ભાંગી જતાં તેમની કાર્યશક્તિ એેખમાય છે, જેની અસર લોકોના સામાજિક જીવન ઉપર થાય છે. વળી દુષ્કાળને લીધે અનાજપાણીની અછત થતાં લોકોને જીવન ટકાવવા પૂરતો ખોરાક કે પોષણ મળતાં નથી અને આમ સરવાળે ઉત્પાદન ઉપર અસર થતાં દેશનું અર્થતંત્ર ખોરવાઇ જાય છે. આવી જ રીતે ધરતીકંપ અને રેલ જેવી કુદરતી આફતોએ સામાજિક પરિવર્તન લાવવામાં ભાગ ભજવ્યો છે. ક્વેટા-બિહારના ધરતીકંપો અને ભારતની નદીઓનાં પૂરને લીધે ત્યાં નવ નિર્માણ કરવાની આવશ્યક્તા ઉભી થઈ છે. વળી આવા ભૌગોલિક ફેરફારોને લીધે જમીનના કસ તેમજ ખનિજ સંપત્તિમાં ફેરફાર થાય છે. જ્યાં ખનિજ તેલ મળવાની શકયતા પણ ન હોય ત્યાં તેલના કૂવા બની જાય છે અને જ્યાં બીજાં ખનિજ તત્ત્વો ભરપટે મળતાં હોય છે, તે જગ્યા સીડાઇ જતાં એવી કુદરતી સાધનસંપત્તિ મળતી બંધ થાય છે. રેલનું પણ લગભગ આવું જ કાર્ય છે. રેલને લીધે જમીનનો ક્ષાર અને નાઈટ્રિટ તથા ફોસ્ફેટ જેવાં પોષક તત્ત્વો ધોવાઇ જાય છે. આની અસર જમીનની ફળદ્રુપતા ઉપર થાય છે તેમજ ખોરાકનાં બીજાં પોષક દ્રવ્યો ઉપર પડતાં જનસુખાકારી અને જાનવરોનાં સ્વાસ્થ્ય ઉપર માઠી અસર થાય છે.

જો કે સામાજિક પરિવર્તન લાવવામાં વાતાવરણનાં પરિબળો ઘણાં અપરોક્ષ રીતે તેમજ ધીમે ધીમે કાર્ય કરે છે અને જ્યાં વિપુલતા હોય ત્યાં અછત તેમજ જ્યાં અછત હોય ત્યાં વિપુલતા લાવી દે છે. પરંતુ આનો અર્થ એવો નથી કે વાતાવરણ જ સમાજ પર અસર કરે છે અને સમાજ તેને મૂગે મોંએ સાંખી લે છે. ના. માનવીએ તો કુદરતી પરિબળોને નાથવા માટે હામ ભીડી છે અને ભાખરા-નાનગલ તેમજ હીરાકુંડ જેવી યોજનાઓ તેના પુરાવા રૂપ છે. વાતાવરણનાં પરિબળો

એની ઉપર આધિપત્ય જમાવી એને પરાધીન બનાવી દે છે, પરંતુ જેમ જેમ જરૂરિયાતોનું ભાન થાય છે, તેમ તેમ તે મુક્ત થતો જાય છે અને તેની મુક્તિનો સબળ પુરાવો કુદરતને જેર કરવાનો એનો અથાગ પ્રયત્ન છે.

## ભૌતિક અને અભૌતિક સંસ્કૃતિ દ્વારા પરિવર્તન :

ભૌતિક અને અભૌતિક ઉપકરણોમાં ફેરફાર થતાં તેની અસર સમાજતંત્ર ઉપર થાય છે. વળી નવાં ઉપકરણો શોધાય તો તે પણ સમાજરચના પર સીધી તથા આડકતરી અસરો કરી શકે છે; એટલે સમાજનો ઇતિહાસ એક રીતે તો આપણી સંસ્કૃતિનોજ ઇતિહાસ ગણાય.

માનવ સંસ્કૃતિના આદિ કાળમાં પત્થરનાં નાનાં મોટાં સાધનો વપરાતાં અને આજે તો અણુશકિતની મદદથી મોટાં કારખાનાં ચલાવી શકાય એવો સમય આવ્યો છે. પહેલાંના વખતમાં ખેતી કરવા માટે નાની કોદાળીનો ઉપયોગ કરાતો જેથી એકાદ વીઘું જમીન ખેડતાં મહિનો જતા રહેતો. આજે કેટરપીલર ટ્રેકટરથી આખાં ને આખાં જંગલો સપાટ બનાવીને માઈલોના માઈલો સુધી લીલાં હરિયાળાં ખેતરોમાં હજારો ટન અનાજ ઉત્પન્ન કરી શકાય છે. તાર, ટપાલ, રેલ્વે અને વ્યવહારનાં બીજાં સાધનોએ સ્થળ-મર્યાદાઓ ઓળંગી નાખી છે.

આ બધી શોધખોળો અને તેમના ઉપયોગને લીધે આપણા સમાજજીવન ઉપર પડેલી અસરો અનેકવિધ છે. જેમ કે વ્યવહારનાં સાધનોને લીધે અંતરનો અવરોધ જતો રહેતાં 'લંકાની લાડી અને ઘોઘાનો વર' હવે તો સહજ બીના બની ગઈ છે. તે જ પ્રમાણે કિવનાઈનની શોધે મલેરિયાના તાવને કાબૂમાં આણી ઘણા લોકોનાં હાડ ભાંગી જતાં અટકાવ્યાં છે; અને બી. સી જી. તથા બીજી પ્રતિકારક

દવાઓને લીધે અકાળ મરણપ્રમાણ ઓછું થઇ ગયું છે; વિટામીન્સની શોધને પરિણામે ખોરાકની ઘણી ન્યૂનતાઓ પૂરી શકાય છે.

પણ આ બધી શોધોનાં કપરાં પરિણામ અવગણવા જેવાં નથી. ઔદ્યોગીકરણથી ઉત્પાદન તો વધ્યું છે, પણ તેથી બેકારીનાં, આર્થિક-પરાવલંબનનાં અને વર્ગવિગ્રહનાં મૂળ નંખાયાં છે. ગામડાં ભાંગી શહેર તો વસ્યાં, પણ શહેરના ધમાલિયા વાતાવરણને લીધે લોકોના કૌટુંબિક જીવન ઉપર, સામાજિક વ્યવહારો ઉપર, નૈતિક મૂલ્યો ઉપર અને વળી તેમના શારીરિક તથા માનસિક સ્વાસ્થ્ય ઉપર અસરો થતાં સમાજનું સ્વરૂપ પલટાવા માંડયું છે એ ભૂલવા જેવું નથી.

**સામાજિક પરિવર્તનનાં બીજાં કારણો :** કેટલાક વિદ્વાનોના મત અનુસાર વિચારક્ષેત્રે આવતું પરિવર્તન સામાજિક પરિવર્તન આણે છે. એલવુડ નામના વિદ્વાને આ હકીકત જણાવતાં કહ્યું છે, ' સામાજિક પરિવર્તન લાવવામાં ધાર્મિક માન્યતાઓનો મોટો ફાળો છે. જેમ જેમ ધાર્મિક માન્યતાઓ બદલાતી ગઈ તેમ તેમ સામાજિક વ્યવહારો પણ બદલાતા રહ્યા છે. ' ડર્ખિમ તો બધીજ સામાજિક સંસ્થાઓનો ઉદ્‌ભવ આવાં કારણોને લીધે થયો હોવાનું જણાવે છે અને ફ્રેઝર અંધશ્રદ્ધાને સામાજિક સંગઠનનું નિર્ણાયક બળ માને છે. મેક્સ વેબરે પણ ધાર્મિક માન્યતાઓ સાથે મૂડીવાદી અર્થરચનાને સાંકળી છે. કોંટ અને હૉબહાઉસે વિચારોનાં પરિવર્તનોને સામાજિક પરિવર્તન સાથે સાંકળતાં જણાવ્યું હતું કે સામાન્ય ઉત્તેજના પામેલા કાર્યને લીધે શરૂ શરૂમાં માણસ વર્તન કરે છે, પરંતુ જેમ જેમ તેનો અનુભવ વધતો જાય છે, તેમ તેમ તેનાં ભાવિ કાર્યો તેના ભૂતકાળના અનુભવો પ્રમાણે તે કરતો રહે છે અને અંતે માણસ અમૂર્ત વિચારશક્તિ પ્રાપ્ત કરી શકે છે. અમૂર્ત વિચારશક્તિને પરિણામે વિજ્ઞાન અને દર્શનશાસ્ત્રમાં માણસ પારંગત બની શકે છે. શરૂઆતમાં તે તેના વાતાવરણને આધારે પામર જીવન જીવે છે, પણ ધીરે ધીરે તેની અનુભૂતિ વધતાં

તેનું જીવન તે વધુ ને વધુ વ્યવસ્થિત બનાવી શકે છે અને અંતે તે બૌદ્ધિક સમન્વય સાધી શકે છે.[1]

કેટલાકના મત પ્રમાણે દરેક યુગમાં એક મહાન વિભૂતિ જન્મે છે, જેને લીધે સમાજમાં પરિવર્તન આવે છે. મહાન વિભૂતિઓ ઉમેદાં મહાન આંદોલનોની પ્રણેતા હોઇ તેમને લીધે સમાજમાં જે પરિવર્તન આવે છે તે પ્રગતિસૂચક હોય છે એમ મનાય છે. યુરોપમાં સોક્રેટીસે જ્ઞાન અને સદાચારને સરખાં ગણાવીને જ્ઞાનનું નૈતિક અને નીતિનું બૌદ્ધિક મહત્ત્વ સમજાવ્યું હતું. ઈસુખ્રિસ્તે જગતના મહાન ધર્મનો પાયો નાખીને માનવજીવનના આદર્શો જ બદલી નાખ્યા છે. આ જ પ્રમાણે અશોક તથા અકબરની ભાવનાઓને કારણે શાં શાં પરિવર્તનો આવ્યાં હતાં તે કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે.

વિજ્ઞાનના ક્ષેત્રમાં ન્યૂટન, ફેરાડે અને આઈન્સ્ટાઇને કરેલા માર્ગ-દર્શનથી આજે સમાજમાં શો ફેરફાર આવ્યો છે તે આપણે અનુભવીએ છીએ. કાર્લ માર્ક્સ સમી વિભૂતિએ પોતાનાં લખાણો દ્વારા જગતને ચોરસ્તા ઉપર મૂકી દીધું છે. આજે દુનિયાનો મોટા ભાગનો સમગ્ર વર્ગ માર્ક્સની વિચારસરણીને મૂલ યા વિના રહી શકે તેમ નથી. એમણે કરેલાં વિશ્લેષણોએ જગતભરનાં મૂલ્યાંકનોમાં ધરમૂળ ફેરફાર કરી નાખ્યા છે.[2] ફ્રોઈડનું પણ આટલું જ મહત્વ છે. એમણે જાતીય સંબંધોની જે સમજ આપી તેથી આપણા આખાય સામાજિક જીવનમાં ફેરફાર થઇ રહ્યો છે. એમના વિશ્લેષણોએ તો આપણા

1. W. J. H. Sprott: Sociology P. 160

2. સરખાવો: Marx gave expression to a new outlook and a new method of attack and helped materially to alter the intellectual climate so as to make it propitious for scientific work in his field. Julian Huxley: Man in the modern w ld P. 113

નૈતિક મૂલ્યો પલટી નાખ્યાં છે અને જે વસ્તુની વાત કરવી એ અશ્લિલ ગણાતું હતું તે હવે ખુલ્લી રીતે શાળાઓમાં પણ ભણાવવાની ભલામણ કરવામાં આવે છે.

ભારતમાં જોઈશું તો બુદ્ધ, મહાવીર, દયાનંદ સરસ્વતી, રાજા રામમોહનરાય અને અંતે ગાંધીજી જેવા મહાન પુરૂષોએ આપણી ઘણી માન્યતાઓમાં તેમજ આપણા જાહેર વર્તનમાં ફેર આણ્યો છે. ગાંધીજીએ આણેલી રાષ્ટ્રિય જાગૃતિએ ભારતવાસીઓને તેમની જાતનું ભાન કરાવ્યું અને વળી તેમણે શરૂ કરેલાં આંદોલનોના પ્રતાપે જ આપણા દેશમાંથી અસ્પૃશ્યતાનિવારણની વાસ્તવિકતા આપણને જણાઇ છે એ હકીકત કબૂલવી જ પડશે.

## સામાજિક પરિવર્તનનો એકત્રિત ખ્યાલ :

(૧) સામાજિક પરિવર્તનનાં આ બધાં કારણો એકલદોકલ કે વારાફરતી કાર્ય કરતાં નથી; એ સૌ એક સાથે અને વળી કદી એકબીજાના પૂરક બનીને સામાજિક પરિવર્તન લાવે છે. આ પરિબળોમાંનાં ઘણાં તો વિવિધ પ્રકારનાં પરિવર્તનો લાવે છે: જેમ કે રેલ્વે શરૂ થયા બાદ આપણા દેશમાં સ્થળમર્યાદા ઘટી તથા જનસંપર્ક વધ્યો. તેવી જ રીતે રેલ્વેને કારણે જ્ઞાતિવાદની આભડછેટ અને સ્પર્શાસ્પર્શ પણ ઘટયાં. ઓગ્બર્ને આવા બહુમુખી પરિવર્તનનો સરસ દાખલો ટાંકયો છે. એમણે તો રેડિયોની શોધને પરિણામે અમેરિકામાં દોઢસો જાતનાં નાના મોટા પરિવર્તનો થયાં હોવાનું જણાવ્યું છે.

(૨) સામાજિક પરિવર્તનની આપણી આ ચર્ચા દરમ્યાન આપણે એ હકીકત નોંધી હતી કે પરિવર્તનની ગતિ ધીમી પણ હોઈ શકે છે. ધીમી ગતિએ થઈ રહેલા પરિવર્તનના પરિણામો એકાએક દેખાય નહીં, એટલે નજરે પડે તેટલું જ પરિવર્તન થાય છે એમ માનવાને કાંઇ જ કારણ નથી. એક જ વસ્તુને લીધે થઈ રહેલું પરિવર્તન વર્ષો સુધી

લુપ્ત રહે એટલે જણાય નહી, પરંતુ તેને લીધે પેલી પરિવર્તક શક્તિને અવગણી શકાય નહીં છાપકામની શોધને લીધે આવેલા પરિવર્તનો આ વિગત સ્પષ્ટ કરશે.

જર્મનીમા છાપકામની શોધ ૧૪ મી સદીમા થઇ. છાપેલા બાઇબલની પ્રતો લોકોને ત્યારે જ વાચવા મળી. ત્યાર પહેલા પોપનો આદેશ ધર્મપ્રમાણ તથા બાઇબલમા ઉપદેશાયા પ્રમાણેનો મનાતો. એટલે છાપેલા બાઇબલને લીધે લોકોએ પોપની આજ્ઞાઓને ચકાસી જોઇ. તેમણે જોયુ કે પોપના હુકમોમા તથા બાઇબલનાં કથનોમા ફેર પડતો હતો. આથી ત્યા સુધારણાવાદનો પવન ફૂંકાયો અને સૌએ પોપના તરકટ સામે અવાજ ઉઠાવ્યો તેમને જોર આપ્યુ છાપેલા બાઇબલે. લોકોએ બાઇબલને ધર્મપ્રમાણ ગણવા માડયુ–પોપને નહી.

આ ઉદાહરણ પરથી જણાશે કે બાઈબલ છપાયું ત્યારે જ લોકોમા સ્વતત્ર વિચાર કરવાની શક્તિ અને હિંમત ખીલ્યા. વળી સ્વતત્ર વિચાર કરવાની શક્તિને લીધે તેમણે રાજનીતિના ક્ષેત્રમા પણ ફેરફાર વાચ્છયો અને પોપની નિરંકુશ સત્તા સામે પ્રહારો કરી તેમણે રાજસત્તા સામે પણ મોરચો માંડયો. યુરોપમા પ્રજાતંત્રવાદની ઘોષણાઓ થઈ, સ્વાતત્ર્ય અને સમાનતાના સૂત્રોથી યુરોપ ગુજી ઉઠ્યુ. આર્થિક ક્ષેત્રમા આવા સ્વાતત્ર્યના તેમજ વ્યક્તિવાદના વિચારોને લીધે એક તરફ મૂડીવાદને પ્રોત્સાહન મળ્યુ, બીજી બાજુ સમાજવાદના વિચારો વહેતા થયા [1]

પણ છાપકામની શોધનું પરિણામ ફક્ત ૧૪ મી સદી પૂરતુ સીમિત ન રહેતા આજ પર્યંત આપણે અનુભવીએ છીએ વળી, તે સમાજના એક જ અગ પૂરતું મર્યાદિત ન રહેતા સમાજના બધા અગો ઉપર અસરકર્તા નીવડયું છે એ હકીકતને તો આપણે સામાજીક કાનૂનોની ચર્ચા દરમ્યાન ત્રીજા પ્રકરણમા જોઈ ગયા છીએ.

---

१ राजेश्वर दयाल अंगल समाजशास्त्र पृ. २७९–२८०

(૩) સામાજિક પરિવર્તનનું વિશ્લેષણ કરવું કઠિન એટલા માટે છે, કે સમાજમાં કાર્યકારણનો ક્રમ તત્કાળ જણાતો નથી. જેમ એક પરિબળને લીધે જાતજાતનાં પરિવર્તનો આવે છે, તેમ એક જ પરિવર્તન આણવા માટે ઘણાં પરિબળો કારણભૂત બને છે. આ હકીકત સતત પરીક્ષણ કરવાથી જ સમજાય તેમ છે. ઉપર દર્શાવેલો દાખલો જ તપાસીએ. પ્રજાતંત્રવાદને જન્મ આપવામાં મુદ્રણકળાએ ફાળો આપ્યો છે એ ખરું; પણ એ એકલું જ કારણ નથી, જેને લીધે આ ભાવના જાગી; બીજાં ઘણાં કારણોએ મળીને પ્રજાતંત્રવાદને જન્મ આપ્યો છે એમ કહેવું ઉચિત છે. આ જ પ્રમાણે ભારતમાં સ્વાતંત્ર્યની સ્થાપનામા એકલા ગાંધીજીનો જ પરિશ્રમ કારણભૂત ન હતો. બીજાં ઘણા રાષ્ટ્રિય અને વળી આંતરરાષ્ટ્રિય કારણોને લીધે અંગ્રેજોએ ભારત છોડયું છે. મતલબ કે સામાજિક પરિવર્તન આણનારા ગમે તે એક જ કારણને પ્રાધાન્ય ન અપાય.

## સામાજિક પરિવર્તન અંગેના સિધ્ધાંતો:

સમાજશાસ્ત્રના વિદ્વાનોએ સામાજિક પરિવર્તનનું પરીક્ષણ કર્યા બાદ કેટલાક સિદ્ધાંતો પ્રતિપાદિત કર્યા છે. ત્રણ જાતના આવા સિદ્ધાંતો ગણાવાયા છે, જેમને તપાસીને આપણે યોગ્ય તે તારતમ્ય કાઢવા યત્ન કરીશું.

**ઉત્ક્રાંતિવાદનો સિદ્ધાંત :** ઘણા સમાજશાસ્ત્રીઓએ સમાજને સાવયવી–જૈવિક–માન્યો છે. તેમની આવી માન્યતાનુસાર સમાજની અંદર કેટલાંક એવાં પરિબળો છૂપાયેલાં રહ્યાં છે, જેમને કારણે સામાજિક પરિવર્તન થાય છે. સ્પેન્સરની પણ આવી જ માન્યતા હતી. તેમણે સમાજ તથા બીજા જીવો વચ્ચે તફાવત ગણ્યો ન હતો. તેમની દૃષ્ટિએ બીજા જીવોના અવયવોની માફક સમાજનાં અંગો-ઉપાંગો પણ પ્રકૃતિની સાથે સમતુલા રાખવા મથે છે. સમતુલા રાખવાની આ મથામણમાંથી જીવનસંઘર્ષ ઉદ્ભવે છે. જેથી સમાજના

આચારવિચાર ઉપર તથા સમગ્ર સામાજિક રચના ઉપર અસર થાય છે. આમ થતાં વળી પાછી સામાજિક સમતુલા ઉપર અસર થાય છે અને અરસપરસ અસર કરવાનો આવો ક્રમ નિરંતર ચાલ્યા કરે છે.

સમાજની અંદર જ રહેલાં પરિબળોને કારણે પરિવર્તન આવ્યા કરે છે એ મતને સ્પેન્સરનો પણ ટેકો છે અને કૉંટે તો આ હકીકત ઉપર ખાસ ભાર મૂક્યો હતો. તેમણે જણાવ્યું હતું કે ભૌતિક નિયમોની માફક સંસ્કૃતિનો ક્રમ ચાલતો હોવાથી, સંસ્કૃતિને કેટલીક નિશ્ચિત કક્ષાઓ પસાર કરવી પડે છે. આવી કક્ષાઓ પસાર કરતો છતો સમાજ પોતાની મેળે જ પરિવર્તિત થયા કરે છે; તેનું પરિવર્તન આણનારાં બાહ્ય કારણો હોતાં નથી.

**નિશ્ચિતવાદી સિદ્ધાંત** કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે ગમે તે એક જ ભૌતિક કે સામાજિક કારણને લીધે સામાજિક પરિવર્તન થઇ શકે છે. આવા એક જ કારણને પ્રાધાન્ય આપવું ઘટે, એમ આ વિદ્વાનોનું માનવું છે અને એક જ કારણને આટલું બધું મહત્ત્વ અપાવાથી તેમનાં મંતવ્યો નિશ્ચિતવાદી હોવાનું મનાય છે.

સામાજિક પરિવર્તન અંગેના આવા નિશ્ચિતવાદી ગણાતા સિદ્ધાંતનું પ્રતિપાદન કાર્લ માકર્સે કર્યું હતું તેમનું માનવું હતું કે દરેક સમાજમાં જેવી આર્થિક વ્યવસ્થા હોય તેવો તે સમાજ બને છે: સમાજમાં ઉત્પાદન જે રીતે થાય તે અનુસાર સામાજિક તંત્ર ઉદ્ભવે છે. વળી, ઉત્પાદનનાં સૂત્રો જે રીતે સંચાલિત કરવામાં આવે તે રીતે સમાજમાં રાજકીય, ધાર્મિક અને સરવાળે સામાજિક સંગઠનો ઉદ્ભવે છે. એટલુંજ નહી, લોકોના આચારવિચાર, તેમનાં નૈતિક મૂલ્યો, તેમની લાગણીઓ, તેમના શિષ્ટાચાર તથા તેમનાં કલા અને સાહિત્ય પણ આર્થિક કારણો પર નિર્ભર રહે છે. આવાં આર્થિક પરિબળો બદલાતા રહે છે કેમકે ઉત્પાદનના

ક્રમ બદલાતો રહે છે. જેમ જેમ અને જેવો જેવો ઉત્પાદનના ક્રમમાં ફેરફાર થતો જાય, તેમ તેમ અને તેવું તેવું સામાજિક પરિવર્તન પણ ઉદ્‌ભવે એમ માર્ક્સનું વિધાન છે.

માર્ક્સવાદી વિચારસરણી અનુસાર પરિવર્તનનો પ્રકાર પણ જુદી જાતનો છે. માર્ક્સે એવું કહ્યું છે કે કુદરતી રીતે મનુષ્યસ્વભાવ એવો છે, જેથી માણસ પોતાની જરૂરિયાતોનો વધુ ને વધુ સંતોષ મેળવવાની ઈચ્છા રાખે છે. આથી કુદરતે તેની સમક્ષ વિસ્તારેલી વસ્તુઓને પોતાના ઉપભોગ માટે અનુરૂપ બનાવવાની તથા તેમનો સંચય કરવાની અને નવી નવી પદ્ધતિઓ શોધવાની ફિકરમાં તે રહે છે. પરંતુ તે જે વસ્તુઓનો ઉપભોગ કરવા માગે છે તે જૂજ પ્રમાણમાં હોય છે અને તેમને કામમાં લાવવાનાં સાધનો પણ અપૂરતાં હોય છે, એટલે જો સમાજનાં થોડાંક માણસો ઉત્પાદનનાં સાધનો ઉપર તથા ચીજ વસ્તુઓ ઉપર કાબૂ મેળવી લે, તો સમાજનાં બાકીનાં માણસોને તે આશ્રિત મજૂરો બનાવી દે, પરંતુ આવાં થોડાંક માણસોનું સ્થાન ડગમગતું હોય છે. મજૂરવર્ગને તે ગુલામી અને પરવશતાની દશામાં રાખી શકે, પણ લાંબે ગાળે આ શોષિત વર્ગ મૂડીદાર વર્ગને ઉખેડીને ફેંકી દેવા માટે તત્પર થઈ જાય છે. બે બાજુની ખેંચતાણમાં વર્ગવિગ્રહ ઉદ્‌ભવે છે, જેથી ક્રાંતિ અનિવાર્ય બની જતાં નવા સમાજની રચના થાય છે.

આજે પણ સમાજમાં મૂડીદાર વર્ગ અને શ્રમજીવી વર્ગ વચ્ચે ગજગ્રાહ ચાલી રહ્યો છે. આ વખતનો આ સંઘર્ષ અંતિમ છે. અંતિમ એટલા માટે કે મૂડીવાદી અર્થરચનામાં શ્રમજીવી વર્ગની સંખ્યા વધતી જાય છે અને મૂડીદાર વર્ગ ધીમે ધીમે ક્ષીણ થતો જાય છે. જ્યારે આખરી ક્રાંતિ આવશે ત્યારે તો મૂડીદાર વર્ગ નષ્ટ થઇ જશે અને ફક્ત એક જ વર્ગની એટલે કે વર્ગવિહીન સમાજની સ્થાપના થઈ જશે. આ વ્યવસ્થા સામ્યવાદી વ્યવસ્થા કહેવાય છે અને તેમાં વર્ગો જ ન રહેતાં સંઘર્ષનું સ્થાન જ નહીં રહે.

સામાજિક પરિવર્તનની નિશ્ચિતવાદી વિચારસરણી ઓગબર્ગ અને ચેપીનની પણ છે. તે બન્ને તો ફક્ત ભૌતિક સંસ્કૃતિને સામાજિક પરિવર્તનના કારણરૂપ ગણે છે. તેમના મત પ્રમાણે સંસ્કૃતિનાં જુદાં જુદાં અંગો એક સાથે પરિવર્તિત થતાં નથી, કેમ કે ભૌતિક સંસ્કૃતિ ઝડપથી બદલાતી જાય છે અને તેની સાથે સાથે સંસ્કૃતિનાં બીજા પાસાંઓમાં પણ પરિવર્તન આવે છે.

આ બે સિધ્ધાંતોના જેવો જ એક ત્રીજો સિધ્ધાંત કાર્યાત્મક સિધ્ધાંત છે. આ સિધ્ધાંતમાં માનનારા સમાજશાસ્ત્રીઓના મત અનુસાર સમાજમાં નિરંતર કાર્ય ચાલ્યા જ કરે છે અને તેથી સમાજના દરેક અંગો અન્યોન્ય સંબંધવાળાં છે વળી સમાજનું જૈવિક પાસું, ભૌગોલિક પાસું તેમજ તેનું સાંસ્કૃતિક વાતાવરણ એટલાં બધાં ઓતપ્રોત હોય છે કે આમાંના એકમાં જો ફેરફાર થાય તો બીજા ભાગોમાં પણ તેની અસર થશે અને એકી સાથે બધા ભાગોમાં કાર્ય ચાલવાને લીધે સમાજમાં પરિવર્તન પણ નિરંતર ચાલ્યા કરશે.

## પરિવર્તનનો અવરોધ :

સામાજિક પરિવર્તનનાં કારણો તપાસતાં આપણે જોયું કે આવાં અનેક પરિબળો છે જેને લીધે સામાજિક પરિવર્તન થયા કરે છે. આ બધાં પરિબળોનું એકીકરણ કરી શકાય તેમ નથી તેમજ અમુક એક જ કારણને લીધે સામાજિક પરિવર્તન થાય છે એમ કહેવું એ પણ સમાજશાસ્ત્રની દષ્ટિએ યોગ્ય નથી, કેમ કે સમાજશાસ્ત્ર પોતાનો દષ્ટિકોણ વૈજ્ઞાનિક રાખે છે અને આવો વૈજ્ઞાનિક દષ્ટિકોણ રાખવાને લીધે કોઇ પણ કારણને અંતિમ માની શકાય નહીં.[1] તેમજ કોઇ પણ એક જ કારણને કોઈ પણ વસ્તુના પરિવર્તન કરનારા બળ તરીકે ગણાવી શકાય નહિં. અલબત્ત, એક વસ્તુ ગ્રાહ્ય કરવી પડશે કે પરિવર્તન તો

૧ સરખાવો : " Absence of finality coupled with pluralism is the spirit of Scientific thought "

થયા જ કરે છે અને આ પરિવર્તનમાં નવી નવી શોધખોળો અગત્યનો ફાળો આપે છે, પરંતુ સમાજમાં એવાં કેટલાંક બળો હોય છે, જે પરિવર્તનક્રિયાની સાથે ઘર્ષણમાં આવે છે અને તેનો વિરોધ કરે છે તેમજ કદી વિરોધ પ્રબળ બની જતાં તે પરિવર્તનોને અટકાવી પણ દે છે. આવી ઘણી જાતની વિરોધી શક્તિઓ હોય છે, જેમનો આપણે સહેજ પરિચય કરી લઇએ.

( ૧ ) પરિવર્તનવિરોધક શકિતઓમાં પહેલા પ્રકારની એવી શક્તિઓ છે, જેમને લીધે સમાજમાં નવી શોધખોળો થતી અટકી જાય છે અને સમાજ કુંઠિત બની જાય છે. તે કુંઠિત એટલા માટે બન જાય છે, કે સમાજના નિત્ય વ્યવહારોનું ક્ષેત્ર બહોળું અને વધુ બહોળું બનાવવામાં કેટલીક શોધખોળો ઘણો અગત્યનો ભાગ ભજવે છે, જેમની અનુપસ્થિતિમાં માનવજીવન પરાધીન બને છે અને માનવ-સંબંધો સંકુચિત બની જાય છે. આપણે લોહચુંબકની શોધ લઇએ. એની સહાયથી તાર, કાર્બનની ભૂકી અને વીજળીની શોધો ઉમેરાતાં ટેલીફોનની શોધ થઇ અને તેને લીધે સરવાળે માનવ સંબંધો પર અસર પડી છે. એટલે જેટલો વધુ ને વધુ શોધખોળો થશે અને જેટલાં વધારે ઉપકરણો માનવજીવનની સહાય માટે શોધાશે, તેટલો તે સમાજ પરિવર્તનશીલ બનશે.

શોધખોળ થવા માટે લોકોની જરૂરિયાતો વધવી જોઈએ અને લોકોને જેમ જેમ જરૂરિયાતોનું ભાન થશે, તેમ તેમ તેમની યુક્તિ થતી જશે. રેલવે એંજિનની શોધ થઈ અને લોકોને વધારે ઝડપથી મુસાફરી કરવાની જરૂરિયાત જણાતાં, હવે વીજળીક ગાડીઓ શોધાઈ; એટલે દરેક સમાજમા જે વસ્તુની વધુ જરૂર જણાશે તેની, શોધખોળો પણ વધુ ને વધુ થશે. આમ સામાજિક પરિવર્તનની ભૂમિકા સર્જાશે, પરંતુ કેટલાંક પરિબળો નવી શોધખોળોની અવગણના કરે છે અથવા તેમને પોતાના કબજામાં લઇ લે છે. આવાં પરિબળોને, પોતાના

સ્વાર્થને નુકશાન થવાનો ભય લાગવાથી તેઓ તે શોધખોળોની વિરૂદ્ધ પ્રચાર કરે છે.

(૨) નવી શોધખોળોનો અને તેને લીધે કે બીજા કારણોને લીધે થતા સામાજિક પરિવર્તનનો વિરોધ કરનારૂં બીજું પરિબળ માનસિક છે. મનુષ્ય સ્વભાવ જ એવો છે કે એને જૂની ચીજો પ્રત્યે મમત્વ જાગે છે. લાંબાગાળાના અનુભવને લીધે એને જૂની ચીજોમાં વિશ્વાસ બેસી ગયો હોય છે. જૂની રીતરસમોને એણે પ્રાધાન્ય આપી દીધું હોય છે, એટલે ફક્ત ભાવનાવશતાને લીધેજ એ ' જૂનું એટલું સોનું ' ગણીને નવી ચીજોનો વિરોધ કરે છે. આવો વિરોધ કરવાનું બીજું કારણ તે અજાણ્યાનો ભય ગણાવી શકાય. માણુસ એમ જ માની બેસે છે, કે જે ચીલે એ ચાલ્યો આવ્યો છે એમાંથી ફંટાવામાં અવળે માર્ગે ચઢી જવાનો ભય રહે છે માટે જેમ કરતા હોય તેમ કરીએ તો સારૂં ! ભારતમાં હિંદુ કોડ બીલનો વિરોધ આવી ભાવનાવાળાં અસ્પષ્ટ કારણોને લીધે થઈ રહ્યો છે અને તેથી હિંદુ નિબંધ ટુકડે ટુકડે મંજૂર કરાવવો પડે છે, એ આવી રૂઢિચુસ્ત-પરિવર્તનવિરોધી–વિચારસરણી-નો વિજય જ કહેવાય ને !

(૩) પરિવર્તનનો વિરોધ કરનારી એક બીજી શક્તિ તે સત્તાનું કેંદ્રીકરણ છે. સત્તા એટલે ફકત રાજકીય સત્તા નહીં પણ તે અને તેને લીધે દરેક ક્ષેત્રમાં જે બળ પ્રવર્તતું હોય તેને સત્તા કહેવાય. આવી સત્તા જો એક જ વ્યકિત કે સમૂહના હાથમાં કેંદ્રિત થઈ જાય તો તે વ્યકિત અને સમૂહ પોતાનું સ્થાન ટકાવી રાખવા માટે નવું કાંઇ જ અપનાવે નહીં અને જૂના ચીલે જ સમાજને ચાલવા દે. આમ થતાં પરિવર્તનની શકયતાઓ ઘટી જાય. જો સત્તાનું વિકેંદ્રીકરણ કરાયું હોય તો દરેક નાનામોટા સમૂહો સ્વાયત્ત બને, જેથી વિવિધતાની પૂરતી તક રહે અને જ્યાં વૈવિધ્ય હોય ત્યાં પરિવર્તનની પૂરી શકયતાઓ છે જ. પરંતુ જો વૈવિધ્ય નહીં આવે અને આપણે બધા એક જ ચીલે, એક જ જાતના વિચારોથી પ્રભાવિત થઇ જઇશું, તો આપણું

સમગ્ર જીવન એકધારું અને કંટાળાભર્યું બની જશે અને સામાજિક પરિવર્તનની ગતિ શિથિલ થઈ જશે. પરંતુ આવી નિરાશા કેળવ્યે આપણને પાલવે એમ નથી. આપણો દેશ આખી દુનિયાની સાથે આજે કરવટ બદલી રહ્યો છે, નવાં આયોજન થવા માંડયાં છે, આપણાં મૂલ્યો અને વલણો પણ બદલાવા માંડયાં છે, એટલે આવી બદલાતી જતી પરિસ્થિતિમાં આપણા યુવાનવર્ગનું ઉત્તરદાયિત્વ વધી જાય છે. જો આપણો યુવાન વર્ગ આ તક ઝડપી લઈ નવનિર્માણની જવાબદારી ઉપાડી લેશે, તો ભારતમાં સામાજિક પરિવર્તન ક્રાંતિ સ્વરૂપે જરૂર આવશે



# સંદર્ભ-ગ્રંથો



## ગુજરાતી


| | |
|---|---|
| ૧ ડૉકટર ચીમનલાલ મ. | ભારતીય સમાજશાસ્ત્ર. |
| ૨ દેસાઇ રમણલાલ વસંતલાલ | ભારતીય સંસ્કૃતિનું એક વિહંગાવલોકન. |
| ૩ પાઠક ડૉ. જે. ડી. અને રાવળ અનંતરાય | આહારવિજ્ઞાન. |
| ૪ પાઠકજી વ્યોમેશચંદ્ર | સમાજનાં મૂળ. |
| ૫ મહેતા સરોજિની | ગુજરાતની લગ્નવ્યવસ્થા અને કુટુંબવ્યવસ્થા. |
| ૬ શાહ જેઠાલાલ ગો. | સમાજશાસ્ત્રની રૂપરેખા. |
| ૭ ભટ્ટ:પ્રા. ગોવિંદલાલ હ. | વિશ્વના ધર્મો. |


## હિંદી


| | |
|---|---|
| ८ अर्गल डॉ. राजेश्वरप्रसाद | समाजशास्त्र. |
| ९ प्रा. गुप्त रघुराज | समाजशास्त्रके सिद्धान्त. |
| १० साकृत्यायन राहुल | मानवसमाज. |
| ११ शास्त्री कैलासनाथ शर्मा | भारतीय समाज, संस्कृति तथा संस्थायें. |


## મરાઠી


| | |
|---|---|
| १२ घूर्ये प्रा. जो. एस. | समाजशास्त्र. |
| १३ रमातनय | समाजजीवन. |

14 Aiyangar K. V. Rangaswami : Manusmriti.

15 Bartlett F. C. and others : *Study of Society.*

16 Brown J. A. C. : The Evolution of Society.

17 Brown L. G. : Social Pathology.

18 Cairde John : An Introduction to the Philosophy of Religion.

19 Caplow Theodore : The Sociology of Work.

20 Carrell Alexis : *Man in the Modern World.*

21 Carter Dyson : Sin and Science,

22 Chakotin : Rape of the Masses.

23 Collier K. G. : The Science of Humanity.

24 Cornforth Maurice : *Dialectical Materialism.* Vol. I - II

25 Dastur A. J. : Man and His Environment.

26 Desai A. R. : Social Background of Indian Nationalism.

27 *Dutta and Chatterjea* : *An Introduction to Indian* Philosophy.

28 Fairbanks Arthur : Introduction to Sociology.

29 Ghurye G. S. : Caste and Class in India.

30 Ghurye G. S. : *Culture and Society.*

31 Ginsberg Morris : *Sociology.*

32 Ginsberg Morris : The Psychology of Society.

33 Hobhouse L. T. : Morals in Evolution.

34 Hocart : Social Origins.

35 Huberman Leo. : *Man's Worldly Goods.*

36 Huxley Julian : Man in the Modern World.

37 Joad C. E. M. : Guide to the Philosophy of *Morals and Politics.*

38 Kapadia K. M. : Marriage and Family in India.

39 Leff S. : Social Medicine.

40 Lundberg G. A. : Foundations of Sociology.

41 Mackenzie J. S. : Social Philosophy.

42 MacIver R. M. : Elements of Social Science.

43 MacIver R. M. : Web of Government.

44 MacIver and Page : Society.

45 Majumdar R. C. : Corporate Life in Ancient India.

46 Mannheim Karl : Essays in Sociology and Social Psychology.

47 Phells and Henderson : Contemporary Social Problems

48 Rolfe Sybil Neville : Social Biology.

49 Ross E. A. : Social Control.

50 Ross Eva J. : Sociology and Social Problems

51 Rumney and Maier : The Science of Society.

52 Russel Bertrand : New Hopes for a Changing World.

53 Sarma D. S. : Hinduism Through the Ages.

54 Ruttonsha Mrs. G. N. : Juvenile Delinquency and Destitution in Poona.

55 Sorokin P. : Contemporary Sociological Theories.

56 Sprott W. J. H. : Sociology.

57 Starte O. H. B. : A Handbook for the use of Workers amongst Delinquents in India.

58 Thouless R. H. : General and Social Psychology.

59 Thoothi N. A. : Vaishnavas of Gujarat.

## પારિભાષિક-શબ્દો

અધિકાર-Authority
અયથાવત્-Abnormal
અનુકૂલન-Adaptation
અપરાધ-Crime
અપરાધી-Criminal
અવનયન-Descent
અહમ્- *Ego*
અયથાવત્તા-Abnormality
અસમાનતા-Inequality
અનુકરણ-Imitation
અફવા-Rumour
અરાજકતા-Anarchy
અનુરૂપ થવું-To Conform
અબોધિત-Unconscious
અટકાયતી-Deterrent
અનુષ્ઠાન Rite; Ritual
આનુવંશિકતા-Heredity
આનુવંશિક-Hereditary
આદિમાનવ-Primitive man
આંતર વિવાહ પ્રથા-Endogamy
આત્મભાન-Self-Consciousness
આત્મલક્ષી-Subjective
ઇચ્છા-Interest
ઇલાજ-Cure
ઉદાત્તીકરણ-Sublimation
ઉત્તરોત્તર ચડતો ક્રમ-Hierarchy
ઉત્ક્રાંતિ-*Evolation*
એક પતિ-પત્ની પ્રથા અથવા એકલગ્ન પ્રથા } Monogamy
એકચિત-Synoptic
ઔત્ક્રાન્તિક પરિવર્તન - Evolutionary Change
અંતર્ગળ-Hydrocele
અંકુશ-Restraint
કારીગર-કસબી-*Artisan*
કળા-Art
કસબ-વૈજ્ઞાનિક પરિવર્તન-Technological Change
કારણ-Cause
કારક-Causative
ક્રાંતિ-Revolution
ક્રાંતિકારક-Revolutionary
કાર્યસંબંધી-Functional
કોટિક્રમ-Hierarchy
કાર્ય વિભાજન-Division of labour
કાર્યફાળવણી- „
કક્ષા-કોટિ-Category
કાર્ય- Act
કિશોર ગેરવર્તન-Juvenile delinquency

ક્રાંતિકારક-Revolutionary
પરિવર્તન : change
ખંડિત ઘર-Broken home
ખંડિત કુટુંબ-Broken family
ખોડ- Defect
ગુંફિત- Complex
ગૌણ- Secondary
ગુનાહિત કાર્ય-Criminal Act
ગુનાની જવાબદારી-Criminal Liability
ગુનાહિત રીતે ગાંડો-Criminally Insane
ગુનાહિત વર્તન-Criminal Behaviour
ગુનો- Crime
ગેરવર્તન-Delinquency
ગ્રામ્ય સમુદાય-Village Community
ગતિશીલ-Dynamic
ગૌણસમૂહ-Secondary group
ઘનતા-Density
ચક્રાકાર-ચક્રગતિનું-Cyclic
ચારિત્ર્ય-Character
છૂટાછેડા-Divorce
જન્મજાત-Congenital
જન્મદર-Birth-rate
જાતિ- Clan; Race
જાતીય- Sexual

જનતા- Public
જનમત- Public opinion
જડ- Idiot
જટિલ- Complex
જીવન ધોરણ-Standard of Living
ટોળી- Tribe
ટેવ- Habit
તત્ત્વો- Elements
તુલનાત્મક પદ્ધતિ-Comparative Method
તંત્ર-Structure; Organism
દુર્યોગ-Maladjustment
દુરાગ્રહી મત-Dogma
ધોરણ- Norm
ધારો- Act
ધારાસંગ્રહ-Code
નીતિમત્તા-Morality
નિયંત્રણ- Control
નિયમન- Restriction
નિશ્ચિત, નિયત } Determined
નિશ્ચિતવાદ-Determinism
નમૂનો- Sample
ન્યાત- Caste
નગર સમુદાય-City Community
નિશ્ચયાત્મકતા-Positivism

નિરંકુશ જાતીય વ્યવહાર-Promiscuity
નિરાધાર- Destitute
નિકટનાં સગાં સાથે જાતીય વ્યવહાર-Incest
પ્રાપ્તિ- Achievement
પરગમન- *Adultery*
પરોપકારીપણું / પરગજુપણું / પરોપકાર વૃત્તિ -Altruism
પૃથક્કરણ- Analysis
પુરાતત્ત્વ વિદ્યા-Archaeology
પ્રદેશ-Area
પૂર્વગ્રહ-Prejudice
પૂર્વગ્રહયુક્ત- Biased
પરિવર્તન-પલટો-Change
પરિવર્તિત-Changed
પ્રાથમિક સમૂહ- Primary Group
પ્રોબેશન-Probation
પ્રગતિ-Progress
પ્રચાર-Propaganda
પ્રક્રિયા-Process
પ્રતીક-Symbol
પ્રતીકસૂચક-Symbolic
પ્રતિકાર-Prevention; Prophylaxis
પાયાની- Basic
પિતૃ સ્થાનીય-Patrilocal
પ્રશ્ન-*Problem*
પરલક્ષી-Objective
પ્રત્યક્ષવાદિતા-Positivism
પ્રાકૃતિક પસંદગી-Natural selection
પરંપરા-*Tradition*
પારસ્પરિક ક્રિયા-Interaction
પાર્થિવ સંસ્કાર-Culture Material
ફેરફાર-Change
ફેશન-Fashion
ફાંસીની સજા-Capital punishment
બંધારણ-Constitution
બોધનાવસ્થા-Consciousness
બોધિત-Conscious
બદલો-Compensation
બહિર્વિવાહ પ્રથા-Exogamy
બહુપતિ પ્રથા-Polyandry
બહુપત્ની પ્રથા-Polygyny
બહુલગ્ન પ્રથા-Polygamy
બાહ્યરચનાનો અભ્યાસ-Morphology
બાઘો-*Moron*
બહુત્વવાદ-Pluralism
ભાવના-Sentiment
માનવશાસ્ત્ર-Anthropology

મંડળ- Association
માન્યતા- Belief
મળતાવડો-Social
મળતાવડાપણું-Sociability
મિલનસારપણું
મોજણી-Survey
મૂઢ-Imbecile
માતૃસ્થાનીય-Matrilocal
યથાવત્ Normal
યથાવતા-Normality
રિવાજ-Custom
રૂઢિવાદ-Conservatism
રેખાંકિત-Linear
લોહીનું વેર-Blood Vengeance
લોકમત-Plebiscite
લોક-People
લોકાચાર-Folkways
વૈશિષ્ટ્યીકરણ-Specialization
વિષયવસ્તુ-Subject Matter
વ્યાખ્યા-Definition
વિભેદન-Differentiation
વિઘટન-Disintegration
વસ્તીગણત્રી-Census
વિધિ-Ceremony
વ્યાપ્તિ-Scope
ણ-Environment
lass
વર્ગીકરણ-Classification
વર્તન-Behaviour
વર્તનવાદી-Behaviouristic
વર્તનવાદ-Behviourism
વિશ્લેષણ-Analysis

વિસ્તાર-Area
વલણ-Attitude
વર્ગવિગ્રહ-Class Conflict
વાતાવરણ-Environment
વ્યવસ્થા-Order
વ્યક્તિત્વ-Personality
વ્યક્તિતત્ત્વ-Individuality
વિકેંદ્રીકરણ- Decentralization
વિભાગીકરણ-Division
વ્યક્તિ-Individual
વ્યક્તિવાદ-Individualism
શારીરિક-Somatic; Physical
શરાબખોરી
શરાબીપણું- Alcoholism
શિરસ્તો-Convention
શિષ્ટાચાર-Etiquette
શારીરિક માનવશાસ્ત્ર-Physical Anthropology
શ્રમવિભાજન-Division of Labour
શ્રેણી- Hierarchy
સત્તા-Authority
સભાનાવસ્થા-Awareness
સભાન-Aware
સામાજીકરણ-Socialization
સમાજ-Society
સમાજશાસ્ત્ર-Sociology
સમાજવ્યવસ્થા-Social Organization
સમાજતંત્ર-Social Structure
સમાજ મનોવિજ્ઞાન- Social Psychology

સામાજિક–Social
સામાજિકત્વ–Sociality
સામાજિક સંમાપન–Sociometry
સામાજિક રોગનિદાનશાસ્ત્ર–Social Pathology
સમાજવિરોધી–Anti-Social
સંગઠન–Association
સરેરાશ–Average
સમતુલા–Equilibrium
સમતુલન–Balance
સંતતિનિયમન–Birth-Control
સંસ્કૃતિ–Civilization
સામાજિક વર્ગવ્યવસ્થા–Social Class System
સિદ્ધાંતો–Principles
સમસ્યા–Problem
સંપ્રદાય–Church
સામાજિક અંતર–Social Distance
સામાજિક આનુવંશિકતા–Social Heredity
સામાજિક આરોગ્યવિદ્યા–Social Hygiene
સંસ્કાર–Culture
સંજ્ઞા–Symbol
સંસ્થાનવાદ–
· શાહીવાદ–Colonialism
સામ્રાજ્યવાદ–Imperialism
સમુદાય–Community
સંઘર્ષ–Conflict
સુયોગ–Adjustment

સામાજિક કરાર–Social Contract
સત્ત્વ–Entity
સમસંવેદન–Sympathy
સમન્વય–Synthesis
સામાજિક વાસ્તવિકતા–Social reality
સામાજિક મૂળ–Social origin
સુપ્રજનનશાસ્ત્ર–Eugenics
સ્વયંપર્યાપ્ત–Self-Sufficient
સામ્યવાદ–Communism
સહજ પ્રેરણા–Instinct
સામાજિક ઔષધવિદ્યા–Social Medicine
સગાઈ–Betrothal
સામાજિક માનસ–Social mind
સુધારણા–Reform
સ્થગિત–Static
સંકીર્ણ–Complex
સહચાર–Intercourse
સગાંસંબંધી–Kindred
સમૂહવૃત્તિ–Gregariousness
સંસ્થા–Institution
સમાજવાદ–Socialism
હોદ્દો–Status
હિત–Interest
હરીફાઈ–Competition
હસ્તદોષ–Masterbation
ક્ષેત્ર–Area
ક્ષીણતા–Decadence
ક્ષીણત્વ–Degeneration
જ્ઞાતિપ્રથા–Caste system

સામાજિક-Social
સામાજિકત્વ-Sociality
સામાજિક સંમાપન- Sociometry
સામાજિક રોગનિદાનશાસ્ત્ર-Social Pathology
સમાજવિરોધી-Anti-Social
સંગઠન-Association
સરેરાશ-Average
સમતુલા-Equilibrium
સમતુલન-Balance
સંતતિનિયમન-Birth-Control
સંસ્કૃતિ-Civiliztion
સામાજિક વર્ગવ્યવસ્થા-Social Class System
સિધ્ધાંતો-Principles
સમસ્યા-Problem
સંપ્રદાય-Church
સામાજિક અંતર- Social Distance
સામાજિક આનુવંશિકતા-Social Heredity
સામાજિક આરોગ્યવિદ્યા-Social Hygiene
સંસ્કાર-Culture
સંજ્ઞા-Symbol
સંસ્થાનવાદ-
· શાહીવાદ-Colonialism
સામ્રાજ્યવાદ-Imperialism
સમુદાય-Community
સંઘર્ષ-Conflict
સુયોગ-Adjustment

સામાજિક કરાર-Social Contract
સત્ત્વ-Entity
સમસંવેદન-Sympathy
સમન્વય-Synthesis
સામાજિક વાસ્તવિકતા-Social reality
સામાજિક મૂળ-Social origin
સુપ્રજનનશાસ્ત્ર-Eugenics
સ્વપર્યાપ્ત-Self-Sufficient
સામ્યવાદ-Communism
સહજ પ્રેરણા-Instinct
સામાજીક ઔષધવિદ્યા-Social Medicine
સગાઈ-Betrothal
સામાજિક માનસ-Social mind
સુધારણા-Reform
સ્થગિત-Static
સંકીર્ણ-Complex
સહચાર-Intercourse
સગોત્રસંબંધી-Kindred
સમૂહવૃત્તિ-Gregariousness
સંસ્થા-Institution
સમાજવાદ-Socialism
હોદ્દો-Status
હિત-Interest
હરીફાઈ-Competition
હસ્તદોષ-Masterbation
ક્ષેત્ર-Area
ક્ષીણતા-Decadence
ક્ષીણત્વ-Degeneration
જ્ઞાતિપ્રથા-Caste system